શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ
ગાયકવાડ સેનાખાસખેલ સમશેર
બહાદુર એમના ઉદાર
આશ્રયથી.

# प्राचीनकाव्यमाळा

## ग्रंथ २३

धीराभक्तकृत

# स्वरूप.

સંશોધન કરી ટીકા સહિત પ્રસિદ્ધ કરનાર
હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા
અને
નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી.

વડોદરા.
સંવત્ ૧૯૪૭-૪૮ સન ૧૮૯૧-૯૨.
કીમત રૂ. ૧૦૦/-૦૦

Under the liberal patronage of

His Highness Maharaja

**SAYAJI RAO GAEKWAR**

**Sena Khaskhel Samsher Bahadur**

**Baroda.**

# PRACHIN KAVYA MALA,

or

Old Gujarati Poetical Series,

VOL. XXIII.

## DHIRABHAKTA'S SWAROOP.

*Published with annotations*

By

Hargovind Dwarkadas Kántávála

and

Nathashankar Pujashankar Shastri.

A. D. 1891-92.

Price Rs 1-0-0

# પ્રસ્તાવના.

યથાર્થ રાજ્યધર્મ જાણનાર વિવેકી રાજ્યકર્ત્તા પોતાની પ્રજાનું અનેક પ્રકારે કલ્યાણ કરવું એજ ઈશ્વરકૃપાથી પોતાને પ્રાપ્ત થયેલા સર્વોપરિ પદનું સાર્થક થવું માને છે. તે કલ્યાણ કરવાના વિવિધ પ્રકાર છે. વસુંધરા( પૃથિ-વી )નો જે પ્રદેશ પોતાનો છે તેમાં અન્નફળાદિ ઉત્પન્ન કરવાની શક્તિ છે તેનો, તથા તેમાં ધારણ થયેલ વસુ( ખનિજ ધન રત્નાદિ )ને બહિર્ કઢાવી તેનો, પોતાની પ્રજાની સુખવૃદ્ધિને અર્થે, ઉપયોગ કરે છે, પ્રજાની સુખશાન્તિ-માં ભંગ ન થતાં તેનો વધારો થવા અનેક પ્રકારની યોજના કરે છે; નિર્મળ જળાશય, સુગમ માર્ગ, ઔષધાલય આદિથી શરીરની સુખાકારીનાં સાધન નિર્માણ કરે છે; તથા વિદ્યાલય, પુસ્તકાલય, ગ્રંથવૃદ્ધિ આદિ મનની સુખ શાન્તિનાં સાધન આપે છે. ન્યાયથી, નીતિથી, પ્રીતિથી, સમભાવથી, ઉદારતા-થી, પ્રજાને સ્વપ્રજા તુલ્ય ગણી પિતાવત સર્વનું પાલન તથા હિત કરવું એજ ધર્મ તથા સ્વાર્થ માની અન્વર્થ જે રાજા પ્રજાનું રંજન કરવા પ્રવર્ત્તે છે, તેની પ્રજા સુખી થાય છે, તથા તેના મનોરથ સફળ થઇ, તે અક્ષય કીર્ત્તિને પામે છે. એ આદિ અનુભવસિદ્ધ થયેલા પ્રમાણિક સિદ્ધાન્તો છે.

શ્રીવડોદરા રાજ્યના વિદ્વાન્, શક્તિમાન્ અને પરમ પવિત્ર મહારાજા-ધિરાજ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર એમના પૂર્વોક્ત ઉદાર વિચારો અને સિદ્ધાન્તો પર બહુ ભાવ, તથા તેવા ઉત્તમ વિચારો-ને આચારમાં આણી પ્રજાનું કલ્યાણ કરવાનો તેમનો મહાન્ પ્રયત્ન, એ સાંપ્રતકાળમાં સર્વ સ્થળે પ્રશંસનીય ગણાતાં દૃષ્ટાંતરૂપ થઇ પડયાં છે.

શ્રીમંત મહારાજાધિરાજના એ ઉદાર ભાવથી ઉત્તેજાઇ તા. ૮ મે સન ૧૮૮૯ ની એક સ્મરણી તેઓ નામદારની સેવામાં રજુ કરવામાં આવી હતી. તેનો આશય એ હતો કે વડોદરા રાજ્યમાં થઇ ગયેલા ગુર્જર કવિઓ-ના અપ્રસિદ્ધ ગ્રંથો પ્રસિદ્ધિમાં આવે તેવી યોજના રાજ્યઆશ્રયથી થાય તો સારૂં.

પ્રાચીનકાવ્યસંગ્રહ એ નામનાં ગુજરાતી કવિતાનાં પુસ્તક વડોદરા રાજ્યના ડાઈરેક્ટર ઑફ્ વર્નાક્યુલર ઇન્સ્ટ્રક્શન રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ તથા વડોદરા નિવાસી શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર એમની તરફથી પ્રસિદ્ધ થવાનો આરંભ થઇ ચૂકેલો હતો, અને તે સારૂ ઘણા સ્તુતિપાત્ર પ્રયત્નથી હસ્તલિખિત ગ્રંથનો સારો સંગ્રહ તેમણે કર્યો હતો. વડોદરા રાજ્યનું દેશી કેળવણીખાતું મારી દેખરેખ નીચે સુપરત થયા પછી આ સંગ્રહ બાબતમાં મેં તપાસ કરી. તે ઉપરથી જોવામાં આવ્યું કે રત્નાદિ ધનના ભંડાર દટાઇ રહ્યા હોય છે તેમ અનેક વિષયો પર રચેલી કવિતાના ભંડાર દટાઇ પડી રહ્યા હતા, અને તે ભંડારને પ્રજાના ઉપયોગસારૂ બાહ્ય લાવી તે દ્વારા સદ્દ્વિચારને પુષ્ટિ આપવી એ લાભકારક થશે એમ લાગ્યું. આ કવિઓમાં પ્રેમાનંદ, રત્નેશ્વર, વલ્લભ, ભાલણ, દયારામ, હરિભટ્ટ, ભોજોભક્ત, ધીરોભક્ત, ગિરિધર આદિ બહુ પ્રસિદ્ધ અને લોકપ્રિય કવિઓ આવી જાય છે. **રાધાબાઈ** તથા **દીવાળીબાઈ** નામની બે સ્ત્રી કવિઓની કવિતા પણ મળી આવી છે. અને બાપુસાહેબ ગાયકવાડ એ નામના પ્રસિદ્ધ થયેલા ઈશ્વરભક્તની કવિતાનો પણ સારો સંગ્રહ છે. આ સર્વ કવિતા શોધી અને ટીકા સાથે છપાવતાં ત્રણ વર્ષ લાગશે એમ અજમાયશ થઇ છે. એ કામ પૂર્ણ કરવા શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે રૂ. ૧૨૦૦૦) બાર હજારની રકમ મંજુર કરી કીમતી આશ્રય આપ્યો છે અને તેથીજ આ પુસ્તકો પ્રસિદ્ધિમાં આવી શકશે. આ ઉદાર અનુજ્ઞાથી ગુર્જર પ્રજા અને સર્વ ગુર્જરવાસી ઉપર ઉપકાર થયો છે. એમ સર્વ સમજુ જનોને લાગ્યા વિના રહેશે નહિ.

કવિતા વિષે એક ઈંગ્રેજ કવિ લખે છે કેઃ—

Poetry is itself a thing of God;
He made his prophets poets, and the more
We feel of poesy do we become
Like God in love and power.

BAILEY.

કવિતા સ્વતઃ ઈશ્વરની એક વસ્તુ છે. ઈશ્વરે કવિઓનેજ પોતાના ભવિષ્યદ્વાદી કર્યા છે. અને કવિતાને જેમ આપણે અધિક અનુભવીએ છીએ તેમ આપણે સ્નેહમાં અને શક્તિમાં ઈશ્વિર પેઠે થઈએ છીએ.

કવિ વિષે વર્ડ્ઝવર્થ કહે છે કેઃ—

Blessings be with them, and eternal praise,
Who gave us nobler loves, and noble cares,
The poets, who on earth have made us heirs,
Of truth and pure delight by heavenly lays.

WORDSWORTH.

જેઓએ આપણને શ્રેષ્ઠતર પ્રેમ તથા શ્રેષ્ઠતર ઉત્કંઠા આપ્યાં છે તે કવિઓ ઉપર આશિર્વાદ તથા અનંત પ્રશંસા હો; જેમણે દિવ્ય કાવ્યવડે આ જગત્ ઉપર આપણને સત્યના અને સ્વચ્છ આનંદના ઉત્તરાધિકારી કર્યા છે.

આપણા દેશમાં તો કવિને રવિ સમ ગણી તેની બહુ પ્રકારે પ્રશંસા કરવામાં આવે છે.

સ્વદેશમાંના કોટ, રાજમહાલય, ધર્મશાળાઓ, દેવાલય, જળાશય, વિશ્રામસ્થાન, આદિ કીર્ત્તિસ્તંભ પૂર્વના રાજા કે ધર્માત્મા ગૃહસ્થો કરાવી ગયા હોય છે તેનો જીર્ણોદ્ધાર કરવો એ મહાપુણ્યનું કાર્ય છે, એમ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે, અને સારા રાજાઓ તેમ કરાવે છે પણ ખરા. અને તેથી સર્વ પ્રજાના સુખભોગમાં વૃદ્ધિ થઇ તેમનો આશિર્વાદ મેળવે છે.

કવિના દ્રવતા અન્તઃકરણમાં ઉત્પન્ન થઈ સહૃદયજનોનાં અંતઃકરણમાં પ્રવેશી ત્યાં વસી સુખાનંદ દેનાર કવિતા તેનો જીર્ણોદ્ધાર પણ પ્રશંસનીય અને પુણ્યપ્રદ છે. બાળકથી વૃદ્ધ—રંકથી શ્રીમાન્ સુધી સર્વને દુઃખમાં વિશ્રામસ્થાન અને સુખને અધિક કરનાર કવિતા એ પણ સાધન છે. એવા એક સુખપ્રદ

સાધનનો જીર્ણોદ્ધાર પ્રજાના કલ્યાણસારૂ શ્રીમંત મહારાજાધિરાજ કરાવે છે એ તેમના પ્રજારંજન કરવાના ઉચ્ચ ભાવમાંનું એક સુચિન્હ છે.

વડોદરા રાજ્યમાં થઈ ગયેલા કવિઓની અપ્રસિદ્ધ પ્રાચીન કવિતા સંભાળથી પ્રસિદ્ધિમાં લાવવાના હેતુથી નીચે પ્રમાણે કમિટિ નીમવામાં આવી છે.

## પ્રમુખ.

દિવાન બાહાદુર મણિભાઈ જશભાઇ.

## મેમ્બરો.

રાવબાહાદુર અંબાલાલ સાકરલાલ. એમ. એ., એલ. એલ. બી.
ખાનબાહાદુર જમશેદજી અરદેશર દલાલ. એમ. એ, એલ. એલ. બી.
રાવસાહેબ પીતાંબરભાઇ જેઠાભાઇ.
રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ.

દરેક ગ્રંથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા શબ્દાર્થ આપી વિશેષ ઉપયોગી કરવી વગેરે સર્વ કામ રાવસાહેબ હરગોવિંદદાસની સંભાળ નીચે શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર તથા કવિ છોટાલાલ નરભેરામ આદિ લાયક માણસનાથી ચલાવવામાં આવ્યું છે. પુસ્તકો સંબંધી સર્વ વ્યવસ્થા અને જવાબદારી આ કમિટિ તરફ છે. કમિટિમાંથી કોઇનું ખાનગી હિત કે સ્વાર્થ આ સંબંધમાં ન છતાં માત્ર લોકહિતાર્થ કામ જાણી કમિટિએ આ કામ માથે લીધું છે.

વડોદરા રાજ્ય નિવાસી કવિઓની કવિતા ઉપરાંત ગૂજરાતના બીજા પ્રસિદ્ધ કવિઓની અપ્રસિધ્ધ કવિતાનો ઘણો જથો રાવસાહેબ હરગોવિંદદાસ તથા શાસ્ત્રી નાથાશંકરની પ્રશંસનીય શોધથી એકઠો થયેલો છે, અને વધારે જથો એકઠો કરવા પ્રયત્ન કમિટિ તરફથી જારી રાખવો એમ ધારણા છે. આ સર્વ કવિતા પણ પ્રસિદ્ધિમાં લાવવા યોજના તૈયાર થાય છે, અને તે ઉદ્યમ સફળ થવા ઇશ્વર પાસે પ્રાર્થના છે.

આશા છે કે આ પ્રાચીન ગુર્જર કવિઓની સુંદર તથા બોધક કવિતાથી વાંચનારનું જ્ઞાન તથા સદ્ગુણ, રસજ્ઞતા, રુચિ, રસિકતા, સહૃદયતાદિ ઉચ્ચ પ્રકારનાં થઇ વૃદ્ધિ પામશે, અને ગુર્જરવાસી અન્ય સમર્થ કવિઓની કવિતાની પણ તીવ્ર યાચના થઇ પ્રકટ થશે.

આ પ્રાચીન કાવ્યમાળાને કચ્છ, કાઠિયાવાડ અને ગૂજરાતના રાજ્યકર્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્ગૃહસ્થો તરફથી ઉદાર આશ્રય મળ્યો છે, તેમાટે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

વડોદરા.<br>સંવત્ ૧૯૪૬ ના વૈશાખ<br>સુદી ૧, તા. ૨૦ એપ્રિલ સન<br>૧૮૯૦, રવિવાર.

મણિભાઈ જશભાઈ.

# कविचरित्र.



ધીરાભક્ત વિષે આજ સુધી ઘણું થોડું જાણવામાં આવેલું છે. નર્મગદ્યમાં કવિચરિત્ર આપ્યું છે તેમાં ધીરાનું ચરિત્ર માત્ર બે ચાર લીટીમાં પતાવી દીધું છે; કવિ નર્મદાશંકર લખે છે કે " એ ( ધીરો ) ભાટ વડોદરાજીલ્લામાં સાવલી ગામનો રહેનાર ૧૮૮૦—૯૦માં હતો એમ કહેવાય છે. તેણે ઘણું-કરીને કાફી રાગમાંજ વૈરાગ્ય અને જ્ઞાન સંબંધી છૂટક પદો ઘણાં કર્યાં છે. એની ભાષા શુદ્ધ અને જોસ્સાવાળી છે. એ જાતે એકલો અને બોલવે બાધડ તથા મશ્કરો હતો". આમાં પણ ખરૂં ખોટું કેટલું છે તે નીચેની હકીકત પરથી જણાશે.

ધીરાભક્તનો જન્મ સંવત્ ૧૮૦૯—૧૦ માં થયો હશે એમ લાગે છે. જન્મતિથિની ખાત્રી કોઇ રીતે થઇ શકતી નથી, પરંતુ તેમની મરણતિથિ સંવત ૧૮૮૧ના આસો સુદી ૧૫ હતી એવો લેખી પુરાવો હાથ લાગ્યો છે. એ કવિ સ્વર્ગવાસી થયા ત્યારે તેમની ઉમર ૭૨ વર્ષની હતી એમ એમના ગામના કેટલાક વૃદ્ધ માણસો કહે છે તે ઉપરથી સંવત્ ૧૮૦૯—૧૦માં તે જન્મ્યા હશે એમ સંભવે છે.

ધીરો કવિ જ્ઞાતે બ્રહ્મભાટ હતા. તેમનો વાસ સાવલી નજીક ગોઠડા ગામમાં હતો. એમના કુળનો ધર્મ વૈષ્ણવી હતો, પરંતુ પોતે રામાનંદી પંથ સ્વીકાર્યો હતો. એમના પિતાનું નામ પ્રતાપ બારોટ અને માતુશ્રીનું નામ દેવબા હતું.

એમના પેઢીનામાની શરૂઆત સગા બારોટથી થાય છે. સગો બારોટ ધીરાભક્તનો દાદો થાય. સગા બારોટને ત્રણ પુત્ર હતા. જ્યેષ્ઠ પુત્ર પ્રતાપ બારોટથી ધીરો ભક્ત થયા. પ્રતાપ બારોટના બીજા બે પુત્ર કસનદાસ અને બાપુજી કરીને હતા. કસનદાસ હરિભજની હતો. એનો નિર્વંશ થયો છે. બાપુજીના બે પુત્ર ગલો અને કાભાઈ એવે નામે હતા. ગલાનો નિર્વંશ થયો અને કાભાઇ સને ૧૮૮૮ સુધી તો હયાત હતા. કાભાઇએ કાંઇ અભ્યાસ કર્યો નથી. કાભાઇની મા જમનાં પણ એજ સાલ સુધી હયા-

ત હતાં. સગા બારોટના બીજા બે પુત્રોમાંથી સદાનો નિર્વંશ ગયો અને ગલાને છેલ બારોટ કરીને પુત્ર હતો. છેલ બારોટના ત્રણ દીકરા; ભાઇજી, રતનસંગ અને જીભાઇ. જીભાઇ ભક્ત હતો. એની કવિતાઓ હાલ લોકોમાં ગવાય છે. જીભાઇ અને રતનસંગનો નિર્વંશ થયો. ભાઇજીના બે દીકરા હીરો બારોટ ને વીરો બારોટ તથા એની વહુ બાઇજીબા એ ત્રણે બે ચાર-વર્ષ ઉપર હયાત છે એમ સાંભળ્યું હતું.

ધીરા ભક્તની બાલ્યાવસ્થા ભટકવામાં ગઇ હશે એમ લાગેછે, કેમકે તેમણે કંઇ ઊંચી જાતનો અભ્યાસ કર્યો હોય એમ લાગતું નથી. તેમણે ગૂજરાતી ભાષાનું સાધારણ જ્ઞાન માત્ર મેળવ્યું હતું. કવિ પ્રેમાનંદની પેઠે એમને પણ કવિતાશક્તિ તેમજ આત્મજ્ઞાન ગુરૂ પ્રસાદથી મળ્યાં એમ કહેવાય છે. ગોઠડેથી આશરે ત્રણ ગાઉ દૂર મહી નદી ઉપર ભાદરવા સ્વસ્થાનનું વાંકાનેર નામે ગામ છે, તેની નજિક નદીના કોતરમાં કોઇ સિદ્ધ પુરૂષ આવી રહ્યા હતા. વાંકાનેરના રહીશ વીરો તથા પથી કરીને ધીરાના દોસ્તદાર હતા તેમને લેઇને કવિ પોતે સિદ્ધ પુરૂષ પાસે જતા અને તેમની સેવા ચાકરી અચ્છી રીતે બજાવતા. સિધ્ધ પુરૂષ પ્રસન્ન થયા તેથી તેમણે ત્રણ જણને વર આપ્યો એટલે ત્રણેને જ્ઞાન પ્રાપ્ત થયું. ધીરા ભકતની ઉમર એ વખતે આશરે ૧૭ વર્ષની હતી. વીરો અને પથી પણ ભકત થયા છે અને તેમણે પણ કેટલાંક પદ રચેલાં છે.

ધીરાભક્તની ખ્યાતિ ધીમે ધીમે વધવા માંડી. એમનાં પદ જ્ઞાન-માર્ગનાં ને અસરકારક હોવાથી લોકની તે પર ચાહના થઇ. ભાષા બહુ શુદ્ધ ગૂજરાતી ને જોસ્સાવાળી હોવાથી તે લોકપ્રિય થયા. રાગ પણ તેમણે નવી જાતનો લોકોને રૂચે એવો અને વિષયને શોભતો પસંદ કર્યો. ધીરાની કાફી આખા ગૂજરાતમાં પ્રસિધ્ધ છે. જેમ વ્રજભાષામાં કહેવાય છે કેઃ—

> "चंदछंद, पद सूरके, दुहो बिहारीदास;
> चोपाइ तुलसीदासकी, केसवकवितविलास."

"છંદ ચંદકવિના બાપના, પદ સૂરદાસનાં. દુહા બિહારીદાસના, ચોપાઇ તુલસીદાસની, અને કવિત કેશવદાસનાં." તેમ ગૂજરાતીમાં પ્રભાતિયાં નૃસિંહ મેહેતાનાં, છપય સામળ કે અખાના, ચાબખા ભોજા ભક્તના, ગરબીઓ દયારામની, અને કાફી ધીરાભક્તના બાપની કહી શકાય.

ધીરાએ ધોળ વગેરે રાગનાં પદ પણ કરેલાં છે, અને છંદો તથા દેશીઓમાં પણ તેમણે કવિતા રચેલી છે; પરંતુ તેમની કાફી તો અનુપમજ.

જે વખતે છાપખાનાં, ટપાલ, વર્ત્તમાનપત્રો, વગેરે પુસ્તકપ્રસિદ્ધિનાં સાધન ન હોતાં, તે વખતે તો જે સારી કવિતા હોય તેજ પ્રસિદ્ધિ પામી શકે; કેમકે કચરાની ટોપલીને હવાલે કરવા જેવી કવિતા હોય તે ઉતારી લેવાની કોઇ તસ્દી લેજ નહિ. હાથે ઉતારી લેવાની રીતિથી કાવ્યની પ્રસિદ્ધિ ઉતાવળે સર્વત્ર થઇ શકે નહિ. એવે વખતે પ્રસિદ્ધિને માટે કંઇ કંઇ યોજનાઓ કરવામાં આવતી. કવિ પ્રેમાનંદ જે કંઇ નવીન કાવ્ય કરે તેની અમુક પ્રતો કોઇ સખી ગૃહસ્થ પોતાને ખરચે કરાવી તે દેશાવર મોકલી દેતો. ધીરાભક્તે કરેલી યોજના ખરેખર વિચિત્ર છે! ધીરાભક્તને ગંગાસ્નાન કરવાનો ઘણો શોખ હતો. મહીનદી તેની આસપાસના પ્રદેશમાં પવિત્ર ને મોટી મનાયછે. રવિવારે તેમાં સ્નાન કરવાનું પુણ્ય ગણાય છે, અને લોકો એ નદીને મહીમાતા કે મહીસાગર કહે છે એ નદીના માહાત્મ્યનું એક આખું પુરાણ લખાયલું છે તેને મહીમાહાત્મ્ય કરીને કહેછે. "मही महीमंडलगा विभाति गंगेव गीता सकलैश्चवेदैः" —"મહી નદી પૃથ્વીના મંડળમાં શોભે છે અને તેને સઘળા વેદોએ ગંગા સરખી કહેલી છે", એવી રીતે મહીનદીની સ્તુતિના ઘણા શ્લોક રચાયલા છે. મહીમાતાના સોગંદ ખાવાનો કે ગુન્હો મનાવવા માટે તેમાં પલાળેલા ચોખા ચવાડવાનો રિવાજ ચાલે છે. ધીરોભક્ત દર રવિવારે મહી નદીએ સ્નાન કરવા જતા; અને કેટલીક વાર નર્મદાસ્નાન પણ કરી આવતા. સ્નાન કરવા સારૂ એકજ આરે જતા નહિ, પણ ફરતા ફરતી જૂદે જૂદે સ્થળે જતા. પોતે જે કંઈ નવીન કવિતા કરી હોય તે તુંબડાંમાં કે વાંસનાં ભૂંગળાંમાં ભરી તેને ડુંચો દેતા, અને એવાં તુંબડાં ને ભૂંગળાં નદીમાં વેહેતાં મૂકતા. દરીઆ તરફ તણાતાં હોય તે જેના જોવામાં આવે તે કાઢી લાવે. આથી બન્ને નદીના કાંઠાનાં ગામોમાં ઠેઠ દરીઆ સુધી અને વખતે દરીઆમાં ફરનારા દૂર દેશાવરના વહાણવાળાને હાથ લાગે તો દેશાવરમાં પણ તેમની કવિતા પ્રસિદ્ધિ પામે. કેવી ચમત્કારી યુક્તિ!

ધીરાને જ્ઞાનની પ્રથમ પ્રસાદી છભાઇ નામના એક ઔદિચ્ય જ્ઞાતિના, ને ગોઠડાના રહેનાર વિદ્વાન શાસ્ત્રીએ આપી હશે એમ લાગે છે. ભક્ત અને કવિ તરિકે પંકાયા પછી પણ છભાઇથી એમને સહાયતા મળતી એમ જણાય છે. છભાઇ એક વાર રામાયણની કથા કરતા હતા. ધીરો-

ભક્ત રોજ સાંભળવા જાય, અને શાસ્ત્રીબાવા જે સંસ્કૃતનું પ્રાકૃતમાં કહે તે તેઓ ધ્યાન દેઇ સાંભળે ને યાદ રાખે. ઘેર જઈને એજ વિષયને કવિતામાં ઉતારે. આ પ્રમાણે રામ અને રાવણના યુદ્ધનું રણયજ્ઞ નામનું પુસ્તક તેમનું રચેલું મારા જોવામાં આવ્યું છે. એ ઉપરથી માલમ પડેછે કે એ વખતે તેમણે કવિતાની શરૂઆત માત્ર કરી હશે, કેમકે તેમાં ઝાઝી ચમત્કૃતિ કે મિઠાશ જોવામાં આવતી નથી. વળી છગ્ગાઇ ભટ તેમને જૂદા જૂદા વિષય ઉપર સંસ્કૃતમાંથી શ્લોક કહેતા, ને તેનો અર્થ કરી બતાવતા, તે ઉપરથી તે તે વિષય ઉપર ધીરોભક્ત પદ બનાવતા એમ કહેવાય છે. પરંતુ કવિત્વ-શક્તિ અને આત્મજ્ઞાન મેળવ્યા પછી તો તેમણે ઘણી કાવ્ય આપબુદ્ધિથીજ કરી છે એમાં સંશય નથી. એમણે પચીશ ત્રીશ હજાર પદ કર્યાં હશે એમ કહેવાય છે. મોટા પ્રયાસ પછી જૂદી જૂદી જગોએથી અમને તે પદનાં મોટાં ત્રણ પુસ્તકો હાથ લાગ્યાં છે; અને એમ છતાં હજી તેમની ઘણી કવિતા અંધકારમાંજ પડી રહેલી છે એમ કહેવાને અડચણ નથી. એમ કહે છે કે ધીરાભક્ત પોતાને હાથે તો પદ ક્વચિતજ લખતા, પણ તેમનાં ઘણાંખરાં પદ તેમને મોઢેથી સાંભળીને તેમનો શિષ્યવર્ગ ઉતારી લેતો, અને તે પણ જેને જે પસંદ પડે તે, તે ઉતારી લેતા. વળી એમ પણ કહેવાય છે કે તેમનો શિષ્યવર્ગ બહુ સાક્ષર નહોતો; તેથી તેમણે રચેલાં સઘળાંજ પદોનો સંગ્રહ એકત્ર લખાઈ રહેલો હોય એમ માનવાને પણ કારણ નથી. કોઇ વખત છૂટા કાગળો ઉપર પદ ઉતારી લેવામાં આવતાં અને તેવા કાગળોનાં પોટકાં બાંધી મૂકતા હતા. એવા કાગળોનાં પોટકાં કવિના મરણ પછી ચોરીએ ગયાં હતાં, તેથી એમ પણ અનુમાન થાયછે કે તેવા કાગળોને નિરૂપયોગી ધારી ચોરલોકોએ અગ્નિ કે પાણીને હવાલે કાં ન કરી દીધાં હોય ? એમના વંશજને ત્યાં તપાસ કરાવી હતી તો કેટલાંક છૂટક કાગળિયાં ઉધેઇથી ખવાઇ ગયેલાં હાથ લાગ્યાં; પરંતુ તે વંચાઇ શકે એવી હાલતમાં રહ્યાં નહોતાં, તેથી તેમનો કાંઇ ઉપયોગ થઇ શક્યો નહિ. એક ઠેકાણેથી ભક્તરચિત કવિતાનો ગુટકો મળી આવ્યો તેથી પ્રથમ તો બહુ આનંદ થયો; પરંતુ જ્યારે તેને વાંચવો શરૂ કર્યો ત્યારે તેમાંનું એક પણ ચરણ બંધ બેઠું નહિ, એ જોઇ કેટલો ખેદ થયો હશે, તેનો વાંચનારેજ વિચાર કરવો. એ ગુટકો ઉધેઇએ ખાધા વગરનો અને દેખીતો સાફ હતો; પરંતુ જાણે લખનારે સોગંદજ ખાધા હોય તેમ તેણે કોઈ ઠેકાણે કાનો કે માત્રા કાઢેલીજ નહોતી ! જૂના વખતની ગામઠીનિશાળમાં ભાગ્યું ભાંગ્યું ભણેલાઓમાં બોડિયા અક્ષર લખવાનો રિવાજ હોય છે, પરંતુ તેઓ કોઇ

ઠેકાણે પણ કાનો માત્રા કરે છે ખરા; પછી ગમે તો ન જોઇએ ત્યાં કરે અને જોઇએ ત્યાં ન કરે; પણ આ ગુટકામાં તો માત્ર મૂળાક્ષરનોજ સંગ્રહ અને તેમાં પણ સ્વર તો ગણ્યા ગાંઠ્યા ત્રણજ! ઘણી મેહેનત કર્યા છતાં અને રાજ દફતરના ઠેટ જુના ઝોડિયા અક્ષર વાંચી જાણે એવાઓ કને વંચાવ્યા છતાં પણ તેમાંથી કંઇ મળી ન આવ્યું !

એમ છતાં પણ જે પુસ્તક અમે પ્રકટ કર્યું છે અને હવે પછી પ્રકટ કરીશું તે તરફ જોતાં એમ જણાય છે કે કવિએ કેવળ છૂટકજ પદ લખ્યાં છે એમ નથી, પણ વિષયવાર કેટલાક ગ્રંથ પણ લખેલા છે, પણ તે ધીરાએ સ્વહસ્તે લખ્યા હશે કે શિષ્ય પાસે લખાવ્યા હશે તેનો કાંઇ નિર્ણય થઇ શકતો નથી; કેમકે ધીરાના હાથનું લખાણ કાંઇ હજી અમારા હાથમાં આવ્યું નથી. કહે છે કે ધીરાભકતે આખો અશ્વમેધ કવિતાબદ્ધ કરેલો છે અને તેમણે બીજા પણ તેવાજ કેટલાક ગ્રંથો રચેલા છે; પરંતુ તેમાંથી કોઇનો હજીલગી પત્તો લાગ્યો નથી.

ધીરાભક્તે રચેલા ગ્રંથોમાંથી નીચે પ્રમાણે ગ્રંથો અમારે હાથ લાગ્યા છે અને તે અમે હવેપછી પ્રકટ કરીશું.

| | |
|---|---|
| સ્વરૂપની કાફીઓ. | યોગમાર્ગ. |
| મતવાદી. | છૂટક પદ, ગરબીઓ, ધોળ, વગેરે. |
| આત્મબોધ. | પ્રશ્નોત્તરમાલિકા. |
| જ્ઞાનકક્કો. | અવળવાણી. |

એમાંથી છેલ્લું પુસ્તક ત્રિમાસિકમાં પ્રકટ થઇ ગયેલું છે, અને બાકીનાં આ પ્રાચીનકાવ્યમાળામાં અનુક્રમે ત્રણ પુસ્તકોમાં પ્રકટ થશે. ઉપર લખેલા ગ્રંથો વાંચી જોવાથી ધીરાના જ્ઞાન વિષે આશ્ચર્ય થાય છે. કવિ તરિકે પંકાવાને ધીરાએ કવિતા કરી નથી એ તો એના વિચારજ કહી આપે છે, તથાપિ જ્ઞાની પુરૂષો પોતાના વિચારનું ગાન એટલા માટે કરે છે કે તે વિચાર મનમાં દૃઢ થાય તથા શિષ્ય વર્ગને ઉપદેશ મળે. ધીરાએ સાંખ્યશાસ્ત્રનાં તત્વોનું તથા યોગશાસ્ત્રનું સારૂં મનન કર્યું હોય એમ ભાસે છે, તથાપિ તેની વૃત્તિ વેદાંતમાર્ગમાં સ્થિર થએલી આપણને જણાય છે. વેદાંતમાં તે કેવો દૃઢ નિશ્ચયવાળો હતો તથા આત્માનો તેને કેવો સાક્ષાત્કાર થયો હતો તે તેની પ્રશ્નોત્તરમાલિકા ઉપરથી વાચકના લક્ષમાં આવશે. યોગ સંબંધી તેનું કેવું ઉત્તમ જ્ઞાન હતું એ તેના યોગમાર્ગદર્શક ગ્રંથ ઉપરથી જણા-

ઇ આવે છે. ધીરાની અવળવાણી ચમત્કારિક છે. સંસ્કૃતભાષામાં કેટલાક ગ્રંથકારોએ આવી અવળવાણી પ્રહેલિકા કે સમસ્યાઓના આકારમાં લખીછે અને તેમનું જોઇને વ્રજભાષામાં કબીર, સુંદરદાસ વગેરે કવિઓએ વિપર્યય અંગતું કવન કરેલું છે; પણ એવું કવન ગૂજરાતીમાં ઉત્તમ તો ધીરાનુંજ માલમ પડે છે. તેમની અવળવાણી કેટલી ગૂઢ છે અને તેમાં આપબુધ્ધિનું કેટલું છે તે તેમનાં પદ વાંચવાથીજ માલમ પડે એવું છે. આત્મજ્ઞાનની કવિતાની બાબતમાં ધીરાની બરાબરી કરી શકે એવો ગૂજરાતી કવિ આજ સુધીમાં જો કોઇ જાણમાં આવ્યો હોય તો તે એક અખો છે. એ વગર બીજા આત્મજ્ઞાની કવિઓ તો ઘણા થયા છે, પણ શ્રુતિ, યુક્તિ અને અનુભવ, ત્રણને એકત્ર કરીને શિષ્યને બોધ કરવાની શક્તિ ધરાવનારામાં તો માત્ર ઉપર કહ્યા તે બેજ કવિ જાણવામાં આવ્યા છે. ધીરાનાં પદ ઉપરથી વાંચનાર સેહેજજ જાણી શકે છે કે તેમણે આત્માનંદનો અનુભવ કર્યો હતો. તેમણે યોગાભ્યાસ કદાચ પેલા સિધ્ધ પુરૂષપાસે કર્યો હશે એમ લાગે છે, પણ ઘણાક યોગીઓની પેઠે ધીરાનું યોગજ્ઞાન માત્ર અભ્યાસનુંજ નહિ પણ સશાસ્ત્ર હતું એમ તેના યોગના ગ્રંથ ઉપરથી જણાય છે.

ધીરાભકતના શિષ્યો જૂદા જૂદા ગામોમાં ઘણા હતા. મુખ્ય શિષ્ય શામરાવ જીવનરાવ ઉર્ફે બાપુસાહેબ ગાયકવાડ કરીને હતા. તેમની રચેલી કવિતાનું પુસ્તક આ કાવ્યમાળામાં અમે પ્રસિદ્ધ કર્યું છે તેમાં તેમની હકીકત તથા તેમના ગુરૂ ધીરાભકત હતા, વગેરે વિસ્તારથી લખ્યુંછે. ધીરાભકતના ગુજરી ગયા પછી બાપુએ દેથાણ ગામમાં નિરાંતભકત આત્મજ્ઞાની હતા તેમને ગુરૂ કર્યા હતા, તેથી એમની કેટલીક કવિતામાં ધીરાભક્તનું ને કેટલીકમાં નીરાંતનું ચરણ વળે છે. નીરાંત પણ એક ભકતકવિ થઇ ગયા છે તથા તેમની કવિતાનો સંગ્રહ પણ આ કાવ્યમાળામાં પ્રસિધ્ધ થઇ ગયો છે. ગલા બારોટના વંશમાં જીભાઇ ભક્ત થઇ ગયો એમ પાછળ લખ્યું છે. એ જીભાઇ બાપુભકતનો શિષ્ય થાય. ગુરૂપ્રસાદથી તે કવિતા કરતો, પરંતુ પોતે કેવળ અભણ હતો. તેના પદનો લિખિત સંગ્રહ ન હોવાથી તે હાલમાં ઝાઝાં મળી આવતાં નથી. જીભાઇના શિષ્ય ભરૂચ જીલ્લા તરફ ઘણા છે.

ગોઠડામાં ધીરાભકતના વખતમાં ભાટ લોકોનાં ચાળીશેક ઘર હતાં, અને તેમને તાબે ૨૦૦-૨૫૦ વીઘાં જમીન હતી. ધીરાના ભાગમાં ૨૦-૨૫ વીઘાં આવી હતી તેના ઉત્પન્ન પર તથા પોતાના શિષ્યો તરફથી જે

કાંઇ મળતું, તે ઉપર ભક્તનો ગુજારો સારી રીતે ચાલતો. વળી ભાદરવાના ઠાકોર તરફથી "તોરણઘોડા"નો લાગો કરી આપવામાં આવેલો હતો; એટલે વર પરણે ત્યારે રૂ. ના લાગાનો વંશપરંપરા મળે. એ લાગો જરોદ મહાલના બાર ગામમાં અદ્યાપિ ધીરાના વંશજો ઉઘરાવી લે છે. ધીરા ભકતની વાર્ષિક આમદાની સુમારે ૪૦૦-૫૦૦ રૂપિયાની હતી, અને ખરચ પણ લગભગ તેટલોજ હતો. ગોઠડાની જમીન, બીજા ગામમાં મળેલાં પસાયતાં, અને તોરણઘોડાનો લાગો છતાં પણ એમના વંશનાં જે બે ઘર ગોઠડામાં છે તે ઘણી ગરીબ અવસ્થામાં પોતાનો ગુજારો ચલાવે છે એ નવાઇ જેવું છે.

માણેકઠારી ને કાર્તકી પૂનેમ ઉપર ડાકોરમાં મંડળીઓ ભરાય છે. એ મંડળીઓ જૂદે જૂદે ગામથી આવે છે અને પૂર્ણિમાની રાતે રાસ રમે છે. વડોદરા અને અમદાવાદની મંડળીઓ ભારે ઠાઠવાળી હોય છે. ડાકોરની આસપાસનાં ઘણાં ગામથી મંડળીઓ નીકળે છે, અને તેમાં સારા ગૃહસ્થ લોકો પણ સામીલ થાય છે. ધીરાભક્તની આગેવાની નીચે એવી એક ખાસ મંડળી ગોઠડેથી નીકળતી. જનકવિદેહીની પેઠે પોતે મનના વિરાગી છતે શોખીન હોવા જોઇએ એમ આ ઉપરથી માલમ પડે છે. તેમની આ પ્રકારની રેહેણીકરણીથી તથા પોતે કૃષ્ણલીલાની પણ કવિતાઓ કરેલી છે તેથી તેમનાં પદ કદાચ વૈષ્ણવી સંપ્રદાયવાળાને પણ પસંદ પડ્યાં હશે. ધીરાને ગામમાં કોઇ 'ભગત' ને કોઈ 'દાદા' કહીને બોલાવતા. તેમની ઇજત-આબરૂ લોકોમાં સારી હતી. પોતાનો વખત તેઓ અહર્નિશ ભજન કીર્તન ગાવામાં તથા બનાવવામાં ગાળતા. એમના ઘર પાસે બારી કોઇ આગળ બ્રાહ્મણોનો ચોરો હતો, ત્યાં વિદ્વાન બ્રાહ્મણો તથા બીજા લોકો ભેળા થતા. કવિ પણ ત્યાં ઘણી વાર આવીને બેસતા. પરગામના ઘણા લોક તેમને મળવા અને તેમને શ્રીમુખેથી ભજન સાંભળવા આવતા, તેઓનો જમાવ પણ એ ચોરામાં થતો.

ધીરાની સ્ત્રી જતનબા ભોળી પણ તામસી મિજાજની હતી, તેથી તેમને ઘણી વાર અડચણ પડતી. એક વાર પોતાનો કોઇ સ્નેહી પરગામથી મળવા આવ્યો. તેનો ઇરાદો ભકતને ઘેર મેમાન થવાનો હતો. ધીરાને એ સાંભળતાંજ નિરાશા થઇ. પોતાના સ્નેહીની કેવી પરોણાગત થશે, અને ઘરના કેવા ભવાડા થશે, એ તેમના જાણવામાં હતું; તેથી તેમણે આંગ-

ણામાં જઇ મેમાનનું કાંડું ઘણા ભાવથી પકડયું, અને તેને ખુશી ખુશા-
લીની વાતમાં ને વાતમાં નજિકના ચોરાગાં લેઇ જઇ ઉતારો આપ્યો. ખા-
વાપીવાની તદબીર પણ કોઈ બીજી રીતે કરી લેવી પડી. કહે છે કે જતનબા
તેમની ગામી થતી હતી. માગાના ગુજર્યા પછી તેની સાથે તેમણે પુનર્લગ્ન
કર્યું હતું. જતનબાના આકળા સ્વભાવને લીધે પાછલા વખતમાં ધણીધણી-
આણી વચ્ચે સારો બનાવ નહોતો.

ધીરાભક્તનું શરીર ગૌર વર્ણનું અને આશરે ચાર હાથ ઊંચાઇમાં હતું.
બાંધો નાજુક અને ચેહેરો તેજસ્વી તથા રૂપાળો હતો. જ્ઞાતિસ્વભાવે કોઇ
વાર તેઓ તપી જતા, પરંતુ હરહમેશ તે સત્વગુણી હતા. પોતે સ્વતંત્ર
વિચારના હોવાથી આશરો આપનારની તેઓ પ્રશંસા કરતા નહિ. પોતાને-
જ ઉમળકો થઇ આવે તો કોઇના કહ્યાકહાવ્યા વગર વખતે કોઇના ગુણનું
ગાન કરે.

ગૂજરાતી શિવાય ધીરાભક્તે હિંદુસ્તાનીમાં પણ કેટલીક કવિતા કરી
છે પણ તે બહુ મળી આવી નથી. જે મળી આવી છે તે લેખકોના અજ્ઞાનથી
અશુદ્ધ થઇ ગયેલી છે. નમુના માટે હવે પછીના પુસ્તકમાં થોડીક કવિતા
આપીશું.

ધીરાભક્તના ચરિત્ર સબંધી હકીકત અમે પ્રથગ રા. નાનાલાલ
લલ્લુભાઇ પાસેથી મેળવી હતી; અને તેમણે બહુ કરીને ગોઠડાના અનુ-
ભવી મેહેતા રા. પ્રભુરામ ગણેશજી પાસેથી મેળવી હતી. એ શિવાય તે
ગામના વૃદ્ધ માણસો તથા ધીરાભક્તના દીકરાની સ્ત્રી તરફથી પણ
ભરોંસો રાખવા લાયક હકીકત મળી હતી.

---

# ગ્રંથવિવેચન.

ધીરાભક્તની કવિતા પણ બીજા ઘણાખરા ભક્તકવિઓની પેઠે જ્ઞાન, યોગ, વૈરાગ્ય, વગેરે વિષયોનું વર્ણન કરનારી છે. ગમે તે વિષયનું વર્ણન કરે તથાપિ ખરા કવિનું કવિત્વ ઢાંક્યું રહેતું નથી ! જ્ઞાન વૈરાગ્ય એ એવા પદાર્થ છે કે તે દુનિઆની તમામ વસ્તુઓનો ત્યાગ કરાવે છે અને આત્મામાં આત્માકાર વૃત્તિથી સ્થિત રહેવાનું સૂચવે છે. રામકૃષ્ણાદિકના અવતારની કથાઓનાં વર્ણનો ભાવિક જન ભાવે સાંભળે છે અને કવિઓ તેને શૃંગાર, વીર, વગેરેમાં રસી રંગીને રસમય કરે છે; પણ જે જાતેજ વૈરાગ્ય છે તેમાં સરાગતા ક્યાંથી હોય ? વૈરાગ્યનું વર્ણન રસમય થવું એટલે શું ? પણ જો તેમ ન થાય તો કવિ પણ શાનો ? શ્રીમચ્છંકરાચાર્યના ચરિત્રને શાંતરસ કાવ્ય રૂપે વર્ણીને માધવાચાર્યે કવિઓમાં પ્રતિષ્ઠા મેળવીછે; પણ નહિ કથા, નહિ વાર્ત્તા, નહિ ચરિત્ર, કે નહિ આખ્યાન, તેમ છતાં પણ માત્ર એક વૈરાગ્ય સરખો વિષય પ્રતિપાદન કરવામાં, માત્ર પોતાની વાણીની સરસતાવડે કોણે પ્રતિષ્ઠા મેળવી છે ? વાંચનાર આ ગ્રંથ જોઇને જાણશે કે તે ધીરાએ મેળવી છે.

ધીરાનો આયુષ્યક્રમ કેમ વહો ગયો છે તે આપણે તેના ચરિત્રમાં જોયું છે. એ ઉપરથી એનો વર્ણ્યવિષય ઉપર કહ્યું તેમ જ્ઞાનવૈરાગ્યાદિજ હોઇ શકે. આ ગ્રંથમાં તેણે કરેલી સ્વરૂપની કાફીઓ છે. સ્વરૂપનો બીજો અર્થ લક્ષણ છે. ગુરૂસ્વરૂપ એટલે ગુરૂનું લક્ષણ. સુંદર વગેરે કવિઓએ એજ રીતે અંગ વર્ણ્યાં છે તેઓ ગુરૂઅંગ, મનઅંગ, કાળઅંગ, એમ વિષયના ભેદ પાડે છે ત્યારે ધીરાએ ગુરૂસ્વરૂપ, માયાસ્વરૂપ, મનસ્વરૂપ વગેરે ભેદ પાડયા છે. આ ગ્રંથમાં એવાં એવાં સાત સ્વરૂપ વર્ણ્યાં છે, અને તે દરેક સ્વરૂપમાં ત્રીસ ત્રીસ કાફીઓ છે. ધીરાએ બીજાં એવાંજ ઘણાં સ્વરૂપ વર્ણ્યાં છે. પરંતુ અમને તેના જે ગ્રંથો ઉપલબ્ધ થયા છે તેમાં સાતજ સ્વરૂપ હતાં. એક અવળવાણીનું સ્વરૂપ પણ અમને ઉપલબ્ધ થયું હતું, પરંતુ પ્રાચીનકાવ્ય ત્રિમાસિકના અંકમાં તેવુંજ એક ધીરાનું અવળવાણી સ્વરૂપ વર્ણાઇ ગયેલું હોવાથી અમે તે આમાં લીધું નથી. કવિઓએ આયુષ્યક્રમમાં ગ્રંથો ઘણા

લખેલા હોય છે પણ તે સઘળાજ પ્રકટ કરવા બની શકતું નથી; માટે તેમાં જે સારભૂત હોય છે તેજ પ્રકટ કરવામાં આવે છે, અને તેજ પ્રમાણે ધીરાની વાણીનું પણ સમજવું.

આ પુસ્તકમાં ધીરાએ જે સાત સ્વરૂપ વર્ણ્યાં છે, તે આ પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| ૧ ગુરૂસ્વરૂપ. | ૫ લક્ષ્મીસ્વરૂપ. |
| ૨ માયાસ્વરૂપ. | ૬ યૌવનસ્વરૂપ. |
| ૩ મનસ્વરૂપ. | ૭ કાયાસ્વરૂપ. |
| ૪ તૃષ્ણાસ્વરૂપ. | |

પાછળ કહ્યું છે તેમ ઉપરના પ્રત્યેક સ્વરૂપની ત્રીસ ત્રીસ કાફીઓ છે. એકજ વિષય ઉપર ત્રીસ ત્રીસ કાફીઓમાં શું વર્ણ્યું હશે તે વાંચનારને સેહેજ વિસ્મય ઉપજાવે એવું છે ખરૂં પણ કવિને કાંઇ અસાધ્ય નથી; ખરો કવિ જોઇએ. ગુરૂની જરૂર, ગુરૂની મહત્તા, ગુરૂનું જ્ઞાનદાન, ગુરૂનુ વિષયજિ-તપણું, ગુરૂનો પરોપકાર, ગુરૂની સમદૃષ્ટિ, ગુરૂની બ્રહ્મનિષ્ઠતા, ગુરૂની શાસ્ત્રપારંગતતા, ગુરૂની યોગનિષ્ઠા, વગેરે ગુરૂ સંબધી ઘણું વર્ણવવા જેવું તેને જડી આવે છે. એકજ વાત એક માણસ કહે તે તુચ્છ અને નીરસ લાગે છે અને બીજો માણસ તેની તેજ વાત કહે તે મહત્વની અને સરસ લાગે છે, તેનું કારણ કહેવાની છટા અને વાણીની સુરસ યોજના એજ છે. ધીરો સ્વભાવતઃ કહો કે ગુરૂપ્રસાદથી કહો, પણ બળાત્કારે નહિ બનેલો કવિ હોવાથી અને તેમાં વિશેષે કરી ભાટ જે પોતાને સરસ્વતીપુત્ર કહેવરાવે છે તથા વંશપરંપરાના કવિ કહેવાય છે તેના કુળમાં જન્મેલો હોવાથી તેની વાણી અને વર્ણન શૈલી રસમય હોવા વિષે સંદેહ રહેતો નથી. ધીરા-ની વાણી ખરેજ વિચિત્ર છે! સમદર્શી થયેલા ધીરાકવિએ પોતાની જાતનું અભિમાન છોડી દીધું હતું. ગુરૂસ્વરૂપવર્ણનમાં તે લખેછે કેઃ—

“ભાટ કહે અમે ભવિષ્યના વક્તા, દીકરા દેવીના જાણ,
ગુરૂપદ એ તો અમારાપિતાનું, બીજા સર્વની ખોટી વાણ,
ચારણ નવ ચૂકે રે, લવારી એવી લાખો કરે;
ગુરૂપદ ગરવું રે, એ પદ સહુ મનમાં ધરે.”

માયાના સ્વરૂપની ધીરાએ ત્રીસ કાફીઓ લખીછે તે પણ ઘણી ઉત્તમ છે. માયાનું લક્ષણ છેવટે વેદાંતશાસ્ત્રના મતે અનિર્વચનીય માયા એવું સિધ્ધ થયેલું છે. શંકરે તેને ‘સદસદ્વિલક્ષણં’ એટલે જે સત્ પણ નહિ અને અસત્ પણ

નહિ, પરંતુ તે બન્નેથી વિલક્ષણ છે એવી કહેલી છે. ભાગવતમાં વેદ-સ્તુતિમાં પણ એવુંજ લખે છે. જેમ,—

" सत इदमुत्थितं सदितिचेन्नतु तर्कहतं
व्यभिचरति क्व च क्व च मृषा न तयोभययुक् ।
व्यवहृतये विकल्प इषितोंधपरंपरया
भ्रमयति भारतीत उरुवृत्तिभिरुक्थजडान् ॥

એટલે આ જગત્ ( માયા ) સત્ ( સદા કાળ સ્થિર-અસ્તિત્વવાળું ) છે; કેમકે તે સત્ ( બ્રહ્મ )માંથી થયેલું છે. એમ જો માયાને સત્ કહીશું તો તે નભશે નહિ, કેમકે તર્ક શાસ્ત્રવડે એ સિદ્ધાંત રદ થાય છે. પિતા સત્ ( હયાત ) હોવા છતાં તેનાથી ઉપજેલો પુત્ર અસત્ ( મરી જવાથી ) જગતમાં જોવામાં આવે છે, માટે સર્વત્ર સતથી ઉત્પન્ન થયેલી વસ્તુ સતજ હોવી જોઇએ એમ કાંઇ નક્કી નથી. વળી સતથી ઉત્પન્ન થયેલી માયાને સત્ કહીશું તો કોઈ જગોએ સતથી ઉત્પન્ન થયેલા અસત્ પદાર્થો પણ જોવામાં આવશે. ( ઉપર કહેલા પિતાપુત્રના દૃષ્ટાંતની પેઠે ). સતથી ઉત્પન્ન થયેલું સત્ છે, એ વિષે બીજું દૃષ્ટાંત પણ મળતું નથી. ત્યારે જો કદાપિ એમ કહિયે કે સત્( બ્રહ્મ )થી ઉત્પન્ન થયેલી માયા અસત્ છે, તો તેમ પણ નથી. કેમકે જે અસત્ હોય તે તો ભૂતાદિ ત્રણે કાલમાં માલમ પડવું ન જોઇએ. પણ આ તો અનાદિ કાળની છે અને હમણા પણ પ્રત્યક્ષ જોવામાં આવે છે, માટે તેને અસત્ પણ કહી શકાતી નથી. ત્યારે માયાને સત્ તથા અસત્ બન્ને ગુણવાળી કહીશું, એમ કહેશો તો તે પણ બરાબર નથી. કેમકે એકજ વસ્તુને બે વિરોધી લક્ષણોવાળી કહેવી તે યથાન્યાય નથી; એકજ ખાંડ ગળી અને ખારી હોઈ શકતી નથી. ત્યારે માયાને કોઈ સત્ કહે છે અને કોઈ અસત્ કહે છે તેનું કેમ ? એમ કહેશો તો, હે ઇશ્વર ! અંધપરં-પરાથી કોઇ પણ એક જાતનો વ્યવહાર તો કરવોજ જોઇએ, માટે માયાને સત્ કે અસત્ ગમે તેવી કહેવી એવી કલ્પના ઠરાવી છે. એવી રીતે તારી વેદવાણી અનેક રીતે બોલનારી ( માયાને સત, અસત, અને સત્ અને અસત્ બન્ને નહિ હોવાથી સદસદ્વિલક્ષણ, એમ બહુ રૂપે કહેનારી ) હોવાથી પોતાની ઘણી વૃત્તિઓથી અત્યંત જડ મનુષ્યોને ભ્રમિત કરે છે." માયા સંબંધી કાંઇક આ શ્લોકમાં ઈસારો કર્યો છે તે માયાની અનિર્વચનીયતા ( સદસદ્વિલક્ષણ હોય તે અનિર્વચનીય કહેવાય છે ) જાણીનેજ ધીરો ત્યાંથી આરંભ કરે છે તથા પછી તેનું યથાર્થ અને સ્પષ્ટ સ્વરૂપ ચીતરે છે

કે જેથી સામાન્ય મનુષ્ય પણ માયાનું સ્વરૂપ સમજી શકે. એજ પ્રમાણે મન, તૃષ્ણા, લક્ષ્મી, યૌવન અને કાયાનાં સ્વરૂપ પણ અદ્ભૂત વર્ણ્યાં છે. એકજ વિષયનું વર્ણન ત્રીસ કાફી જેટલું લખાયું છતાં તે કંટાળો આપતું નથી તેનું કારણ ધીરાની રસિક અને વિભિન્ન વાણી છે એમજ નથી. તેની પ્રતિપાદન કરવાની શક્તિ અને તેનું વસ્તુસ્વરૂપ વિષે યથાર્થ જ્ઞાન એ પણ ઉત્તમ હતાં. જો એમ ન હોય તો કેવળ વાણીની વિચિત્રતામાં તુચ્છતા લાગે છે, તે અહીં દેખાતું નથી. ધીરાનાં બીજાં પુસ્તકો આ પછી પ્રકટ થશે તેમાં આપણે જોઈશું કે જેમ આજ સુધી ઘણાકના જાણવામાં હતું કે ધીરો એક સાધારણ ભક્તકવિ છે અથવા ભોજા અને નિરાંતના વર્ગમાં મૂકવા જેવો તંબુરિયા ભક્તોનો ગુરૂ છે, તેમ નથી; પણ એક સારો અનુભવી, વિદ્વાન્ ઉત્તમ શક્તિવાળો મહાત્મા અને જ્ઞાની કવિ છે.

ધીરાની કવિતાની ભાષા બારોટની ભાષા જેવી જોસ્સાવાળી છે, તથાપિ તેમની કવિતામાં જેમ શબ્દોનો બગાડો કરી ભાષાનો કચ્ચરઘાણ વાળેલો જોવામાં આવે છે તેવું આમાં કાંઇ નથી. ઉલટું, આ તો શુદ્ધ ગૂજરાતી અને ઘણાક લોકવ્યવહારમાં વપરાતા શબ્દોના સંગ્રહથી ભરપૂર મધુર ભાષા છે. કવિતાના ગુણોપૈકી જોઈએ તો માધુર્ય, પ્રસાદ, ઓજ, વગેરે ગુણો ધીરાની કવિતામાં છે એમ કહી શકાય પણ આપણે ધીરાની કવિતાને કાવ્યદૃષ્ટિથી જોતા નથી માટે તે સંબંધે કાંઇ બોલતા પણ નથી; તથાપિ એટલું તો કહેવું જરૂરનું છે કે જોસ્સાવાળી ભાષામાં જ્યારે ઉપદેશ કર્યો હોય છે ત્યારે ભાષા કઠોર અને કરડકણી થાય છે, તેમ આમાં નથી, પણ આ ભાષા તો ઉપદેશપ્રાય છતાં પણ નરમ વિનીત, અને મધુર છે.

આ બધી કવિતાઓ એકજ કાફી રાગમાં લખાયલી છે. -કાફી રાગ તો પ્રાચીન છે પરંતુ ધીરાએ તેને એક દેશી બનાવી દીધી છે. એમાં જે ટેક લેવામાં આવે છે તેનો પ્રાસ ઠેઠ સુધી રાખવો પડે છે અને તે શિવાય અવાંતર પ્રાસ પણ ગોઠવવા પડે છે, એ તેમાં વિશેષ છે. ધીરાની કવિતાનું સામાન્ય સ્વરૂપ તેના બધા ગ્રંથો પ્રકટ કર્યા પછી બાંધવું ઠીક પડશે માટે હમણા તો આટલું કહી વિરામીએ છીએ.

---

श्रीजगदीश्वरायनमः

# धीराभक्तकृत

# स्वरूप.

## ગુરૂસ્વરૂપ.

### કાફી ૧ લી.

ગુરૂ મળ્યા ગરવા રે, ગોવિંદપદ દેખાડ્યું;
ન ગોવિંદરૂપ બીજે રે, પિંડ માંહી પેખાડ્યું. ટેક. ૧
નિગમ આગમમાં એજ પ્રભુ છે, સચરાચર એ દેવ;
હર હરિ બ્રહ્મા એજ ભણાયે, જન કરે જેની સેવ,
તેની ઝાંખી કરવી રે, લક્ષણ એ લેખાડ્યું. ગુરૂ૦ ૨
મોટાં મોટાં મંદિરમાં બેઠા, તે પેઠા મારા પિંડ માંય;
કનક રત્ન જડિત્ર સિંહાસન, છત્રની થાતી છાંય,
ગાંય તે દાખ્યા રે, અન્ય ઉવેખાડ્યું. ગુરૂ૦ ૩
કાશી ગયા ને ગોદાવરી, જગન્નાથજી ને ડાકોર;

---

૨ સચરાચર ( સચર—જંગમ + અચર—સ્થાવર )—અર્થાત્ સચરાચરમાં એ દેવ રહેલા છે અથવા સચરાચર એ દેવનું રૂપ છે. ઝાંખી કરવી—દર્શન કરવું. ૩ ગાંય—પિંડમાં. ઉવેખાડ્યું—ઉપેક્ષા કરાવી.

ગુરૂએ કહ્યું તારા અંતરમાં સહુ, ત્રિભુવનનો ઠાકોર,
શોર તજ્ય બીજો રે, પૂર્ણ રૂપ પેખાડયું.　　　　ગુરૂ૦ ૪
જે જે બ્રહ્માંડ માંહી ભર્યું છે; તે તે તારા પિંડ માંહી;
એવું કે'તામાં અવનવું ભાસ્યું, ત્યારે ભેટયો જઇ ત્યાંહી,
કર્યો ધીરો હીરો રે, દિદાર સહુ દેખાડયું.　　　　ગુરૂ૦ ૫

## કાફી ૨ જી.

જોગી જાણ્યા જૂઠા રે, જૈનમતવાળા સહુ;
જંગમકેરી ઉપર રે, મારો તો જીવ લાગ્યો બહુ.　　　　ટેક. ૧
એ પણ એમના જેવા કહ્યા ગુરૂ, ભાગી નાખ્યો મારો ભ્રમ;
પેરેપેરે દેખાડયાં તેમનાં, પરબ્રહ્મ ગુરૂએ કર્મ,
ધર્મ દાખ્યો સાચો રે, નમી ગુરૂપાદે રહું.　　　　જોગી૦ ૨
શાણપણું સંન્યાસીકેરૂં, દેખાડિયું ગુરૂદેવ;
કાચે અન્ને પૈસે નવ અડકે, સાથે શિષ્યો ઘણા સેવ,
અહમેવ ટાળે રે, એવો એક હું ના લહું.　　　　જોગી૦ ૩
વનવાસીના વાસ વખાણ્યું, તે સમજાવ્યું સાંઇ;
ત્યારે તો મુને સર્વસ્વ દર્શ્યું, ધરી ઠગબાજી જ્યાંહી ત્યાંહી,
સાંઇ મળ્યા સાચા રે, કેતા ગુણ મુખે કહું.　　　　જોગી૦ ૪
એમ ખટ દર્શનપોલ બતાવ્યા, માલ બતાવ્યા માંહી;
સત્ય સ્વરૂપ મેં કાંઇ ન નિરખ્યું, તવ સદ્ગુરૂની સાહી બાંહી,
સ્વરૂપ શુદ્ધ દરશ્યું રે, ધીરો ધીરો સર્વે લહું.　　　　જોગી૦ ૫

---

૫ દિદાર-સ્વરૂપ. ૨ એ ધ૦—એ જંગમને પણ ગુરૂએ એમના જેવા—ઉપર કહેલા જોગી તથા જૈનના જેવા કહ્યા છે.

## કાફી ૩ જી.

તપસી જોયા તપાસી રે, હપસી જેવા સાંઇ ભાળ્યા;
લપસી પડ્યા ઉલટા રે, સંશે કોઇએ નવ ટાળ્યા. ટેક. ૧
જુજવા મત ને જુજવી વાતો, મારા તારાની મારામાર;
શુદ્ધ સ્વરૂપી સદ્ગુરૂ મારા, ન તેને મારૂં તારૂં તલભાર,
એવું રૂપ જોઇ રે, નીચા નમી પદ ઝાલ્યા. તપસી૦ ૨
તત્વ હતું તે મેં લીધું તપાસી, જાણ્યું પામીશ હું પાર;
અપાર તત્વમાં શું શું તપાસું, શોધ્રી કાઢ્યો પછે સાર,
તે પણ જડ્યો ત્યારે રે, ખૂરાઇના હાલ ભાળ્યા. તપસી૦ ૩
અવનવું જો જો થયું અલ્યો ! મારે, વેદભેદ સમજ્યો તતકાળ;
સ્મૃતિ પુરાણ હું શીખી ગયો ઝટ, જ્યારે ગુરૂ થયા દયાળ,
વંઠી ગયો હું તો રે, તેને ગુરૂએ વાળ્યા. તપસી૦ ૪
ધિંગડ ધીર વર્યો અમરવર, સમજાવ્યો સેં'જમાં સાર;
ધન્ય ધન્ય ગુરૂદેવ દયાળા, ભરિયા સભર કિરતાર,
ધીરો કરચો હીરો રે, સંશે સહુ પરજાળ્યા. તપસી૦ ૫

## કાફી ૪ થી.

ગુરૂદેવ મહામોટા રે, કોની તુલના હું કરૂં;
શિરોમણિ સર્વના રે, ધ્યાન આપકેરૂં ધરૂં. ટેક. ૧
દત્તાત્રેય કહું જો તમને તો, ન વિચિત્ર દેખું અંગ;

---

૧ હપસી—હબસી. અર્થાત્ દેખાવમાં અને આચરણમાં નઠારા. ૪ અલ્યો—સમવયસ્ક મિત્રોનું સંબોધન. ૫ ધિંગડ—ધીંગો—મજબૂત. અમરવર—ન મરે એવો વર, અથવા દેવોમાં શ્રેષ્ઠ.

નારદ કે'તાં અડચણ નડે તે, કોને કહું મતિભંગ,
ઢંગ થાઉં દેખી રે, વા'લા એક તમને વરૂં. ગુરૂદેવ૦ ૨
નારદજી બહુબોલા મનાયે, તમે ન કરો વ્યર્થ ઉચ્ચાર;
શ્વાસા જાય તે સમજો શાણા, બોલતાં વળી વળી કરો વિચાર,
પાર કેમ પામું રે, ઉપમા હું દેતાં ડરૂં. ગુરૂદેવ૦ ૩
વિશ્વામિત્ર વસિષ્ઠ કહું તો, રાગદ્વેષની જાગે રાઢ;
પાડેપાડાકેરી લઢાઇ માંહિ, ભાગી જાયે ઘણાં ઝાડ,
ઝાડ એવી આવે રે, ત્યારે કોને આગે ધરૂં. ગુરૂદેવ૦ ૪
શુકદેવ જેવા કે તેથકી ચઢતા, કે'વા મારે ગુરૂદેવ;
આગમ નિગમની ગૂઢગતિ જેને, અભરે ભરે તતખેવ,
ધીર સુખસાગર રે, તુહિ તુહિ હું ઉચરૂં. ગુરૂદેવ૦ ૫

## કાફી ૫ જી.

નવનિધિ નિરખ્યા રે, ગુરૂથકી નાના ઘણા;
અષ્ટ મહાસિદ્ધિ રે, તેનાં રૂપ તેવાં ગણ્યાં. ટેક. ૧
ચિંતામણિ ને પારસમણિ પૂરા, વળી કૌસ્તુભમણિ કે'વાય;
સ્યમંતકમણિકેરી ઉપમા, ગુરૂજીને કેમ અપાય,
કલ્પતરૂ કે'તાં રે, હૈયાં મારાં જાય હણ્યાં. નવ૦ ૨
કનકાદિક ધાતુની ઉપમા, આપતાં લાગે લાજ;
ગરૂડના જેવી ગતિ કહું તો, કથળી જાયે મારૂં કાજ,
રાજ રૂપાળા રે, માધવ નહિ કાંઇ માણા. નવ૦ ૩
બ્રહ્મા જેવા કહું ત્યારે હું ભૂલું, ચાર મુખ ન જોઉં જાણ;
એક મુખે ચાર વેદ ભણે છે, છે વિધિથી વધતી વાણ,

---

૪ રાગદ્વેષની—( વિશ્વામિત્ર અને વસિષ્ઠ લઢ્યા હતા માટે ).
૧ નવનિધ—( પદ્મ વગેરે ) અષ્ટમહાસિદ્ધિ ( અણિમા વગેરે ).

લ્હાણું લ્હા'ણ લેવું રે, ગુણ ગાઈ ગુરૂતણા. નવ૦ ૪
કામધેનુ જેવા ગુરૂજી ગરવા, એમ કે'તાં સંકોચાય મન;
ગુરૂ તે એક ગુરૂજી મારા, હરહરિવિધિનું તન,
ધીર ધણી ધિંગા રે, સર્વ શિરમણિ શણ્યા. નવ૦ ૫

## કાફી ૬ ઠ્ઠી.

ષડ્રિપુ જીત્યા રે, ગુરૂદેવ મહાદેવા;
જોયું મેં તો જાતે રે, પછે આરંભી સેવા. ટેક. ૧
કામ ને ક્રોધ જેણે કબજે કર્યા છે, મહાગસ્તાના રૂપ;
ભલા ભલાને એ ભૂલા પાડે છે, તેને પૂરી રાખ્યા અંતરકૂપ,
ન હાલવા ચાલવા રે, દેતા મારા ગુરૂ એવા. ષડ્રિપુ૦ ૨
લોભ મોહને કાઢી મૂકયા છે, આપ્યો કયાં વસવા ઠામ;
તેમને તેની ખબર નથી કાંઇ, વશ્યા તે જઇ કિયે ગામ,
નામ જપું તેનું રે, ભક્તિ રૂપી ધરી મેવા. ષડ્રિપુ૦ ૩
મદ મત્સર એ રડતા મૂકયા, રખડતા રાન રાન;
ધન્ય ધિંગા ગુરૂજી તમને, જનક જેવા રાજાન,
માન પામું મોટું રે, લાભ મારે કેમ લેવા. ષડ્રિપુ૦ ૪
દાસ ધીરધણી અઢળક ઢળિયા, મળિયા મનુષ્ય દે'માં એકવાર;
સભર ભરો ગુરૂ અંતર મારૂં, માધવ વિઠ્ઠલ હે મોરાર,
સચરાચર અવિધારા રે, નથી તમે જેવા તેવા. ષડ્રિપુ૦ ૫

---

૫ હરહરિવિધિનું તન—તે દેવોના શરીર રૂપ. અર્થાત્ ત્રિમૂર્ત્તિ દેવો એ ગુરૂનુંજ રૂપ છે. શણ્યા—સાંભળ્યા.

૧ ષડ્રિપુ—કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, એવા ૭ શત્રુ. ૫ સભર ભરો–(જ્ઞાનથી), અથવા મારા અંતરમાં વાસ કરો.

હવે સંહારણહાર શંકર જેવા, ગુરૂને કેમ ગણાય;
શંકર સંહારી ભૂમિમાં ભારે, આ તો તારે ને મોક્ષ લઇ જાય,
એવા ગુરૂ સાચા રે, માર નામ નવ મારે. મારા૦ ૪
હાલંદા ને બંદા બોલંદા, ચાલંદા ચતુરસુજાણ;
લેવંદા ને બંદા દેવંદા, સિદ્ધ સાધક મહાપ્રાણ,
ગોતે ચીરો ઘરમાં રે, મારે અન્ય ફરી ફેરા. મારા૦ ૫

## કાફી ૯ મી.

ગુરૂએ કરી કરૂણા રે, મોંઘી વસ્તુ મળી મને;
નવ જે મેં જાણી રે, તે તો આવી પૂગી કને. ટેક૦ ૧
મારી મતિ મહામૂઢ હતી તે, ગૂઢ જ્ઞાન ઍનારી થાય;
એ તો ઓછી કૃપા કેમ કરી કહું, ધન્ય ધન્ય મારા ગુરૂરાય,
ગુણ કોણ ગાય રે, શક્તિ નવ ભાળું જને. ગુરૂએ૦ ૨
સુખ હોય તો સારૂં લાગે મને, દુઃખ જોઇ બળું દવ માંય;
સુખદુઃખને એક હારે પાડ્યાં તમે, તરી ગયું કેવું ત્યાંય,
જ્યાંય એવું જોયું રે, ભલે વસે મંદિર વને. ગુરૂએ૦ ૩
ભવાબ્ધિકેરાં દુઃખ તો ભાગ્યાં, ગુરૂ પ્રેમનો દેઇ પ્રસાદ;
પ્રીતિ રીતિની નીતિ બતાવી, તજાવી દુઃખદ વિવાદ,
સ્વાદ સારો દાખ્યો રે, વરણી શું કહું તને. ગુરૂએ૦ ૪
શૂન્યશિખરની વાતો મેં જાણી, યોગયુક્તિ જાણી અથાગ;
સમાધિમાં સિદ્ધ જેવો કર્યો પ્રભુ, લગાડ્યો સાંખ્યમાં રાગ,

---

૫ હાલંદા—હાલનાર. બોલંદા—બોલનાર. ચાલંદા—ચાલનાર. લેવંદા—લેનાર. દેવંદા—દેનાર.

૨ જને—જનમાં. ૩ એક હારે પાડ્યાં—સમાન માન્યાં. ૪ પ્રીતિરીતિની ઇ૦—હરિ ઉપર કેમ પ્રેમ કરવો તેની નીતિ બતાવી.

ધીરો કર્યો હીરો રે, મોટમ પદ તજ્યું મને. ગુરૂએ૦ ૫

## કાફી ૧૦ મી.

શેષ સહસ્ર મુખે રે, ગુણ ગાઇ થાકી જાયે;
પાર નવ પામે રે, એવા મારા ગુરૂરાયે. ટેક. ૧
બે સહસ્ર જીભથી રટણ કરે પણ, ગુરૂગુણ ન ગવાય તલભાર;
તેના ગુણ હું કેઇ પેરે ગાઉં, જે ત્રિલોકીકેરો સાર,
ભાર ભારે ભાખ્યું રે, અનુભવાયે લે'વાયે. શેષ૦ ૨
ગુરૂગુણકેરી ગણના ન થાયે, મથી મરે મહાદેવ;
સેવા કરતાં ગણના કરી જાણે, સાચો શિષ્ય તતખેવ,
એવા દેવ મોટા રે, મુખે કેમ કહેવાયે. શેષ૦ ૩
બ્રહ્માજી તો નાભિથી પ્રગટચા, ઇચ્છચો પામવા ગુરૂનો પાર;
અનેક સહસ્ર વર્ષ અફળાયા, કમળનાળે જડચા નહિ કિરતાર,
સેવા જ્યારે સાધી રે, ત્યારે તો પાપ દે'વાયે. શેષ૦ ૪
ગુરૂકેરા ગુણ એ વિશ્વ ગરવા, ગવાય નહિ કો કાળ;

૫ શૂન્યશિખરની—અર્થાત્ નિર્વિકલ્પ સમાધિની. સાંખ્યમાં—સાંખ્ય શાસ્ત્રમાં. રાગ—પ્રીતિ. મને—મનથી.

૧ ગુરૂરાયે—ગુરૂરાય. ૨ બે સહસ્ર—સાપને બે જીભ હોય છે, એમ લોકો કહે છે. શેષને હજાર મુખ છે એમ પુરાણોમાં કહેલું છે માટે તેની બે હજાર જીભો કહેલી છે. અનુભવાયે—જ્યારે અનુભવાય ત્યારે ૪ કમળીના-ળે—બ્રહ્માની ઉત્પત્તિ કહેતાં પુરાણોમાં લખ્યું છે કે કમળમાં બેઠેલા બ્રહ્મા પોતાના કર્તાને શોધવા માટે કમળના નાળમાં ઉતર્યા; તેમાં હજારો વર્ષ સુધી ચાલ્યા પણ તેનો છેડો આવ્યો નહિ ત્યારે થાકીને પાછા આવ્યા. તે વખતે 'તપ'—'તપકર' એવી આકાશ વાણી થઇ, ઇત્યાદિ,—ભાગવત. દે'વાયે—બળાય.

શિષ્ય થઇ સાચી સેવા સાધે તો, પાર પામે નાનું બાળ;
ભજન ભડાકે ધીરા રે, ગુરૂની ગમ લેવાયે. શેષ૦ ૫

## કાફી ૧૧ મી.

રીઝે જ્યારે રાજા રે, ત્યારે તો આપે પદવી સારી;
દ્રવ્ય ભંડાર ભરાવે રે, રાખે ઉંચી અટારી. ટેક. ૧
ઠામ ને ગામ આપે કંઇ સારાં, વાહ વાહ થાય વારંવાર;
એ કરતાં કો જમીદાર રીઝે, તો આપે ભૂમિ અખૂટ ભંડાર,
પણ એ સહુ ખૂટે રે, ધ્યાનવડે જુઓ ધારી. રીઝે૦ ૨
શ્રીમંત રીઝે કે અમીર રીઝે કોઇ, તો બેસાડે હય વાહન;
એમાંનું ગુરૂજી કાંઇ ન આપે, ગુરૂ આપે મોક્ષપદ પાવન,
બલિહારી તેની રે, ક્યારે આવે એ વારી. રીઝે૦ ૩
જોગી મુનિ કે સંન્યાસી રીઝે કોઇ, ત્યારે તે આપે સુત કે દાર;
મારા ગુરૂએ મને રીઝી જે આપ્યું, તેનું ન થાય વર્ણન લગાર
અણમૂલી વસ્તુ આપી રે, ભાગી ભાવટ ભારી. રીઝે૦ ૪
આવાગમનની ફેરી ટાળી મારી, ધન્ય ધન્ય ગરવા ગુરૂદેવ;
તાપ ટાળી આપ સમાન કીધો, મારી ક્ષુદ્ર વિચારી સેવ,
સુરત નુરત સાચી રે, ધીરે જોયું સહું ધારી. રીઝે૦ ૫

## કાફી ૧૨ મી.

ઉદર ધાર્યો માતે રે, નવ માસ સુધી મને;
પિતાએ પૂર્ણ પાળ્યો રે, બાળપણે રાખી કને. ટેક. ૧
અધ્યારૂને ઘેર ભણવા મૂક્યો ત્યારે, તેણે ભણાવી ભલી વિદ્યાય;

---

૪ અણમૂલી —અમૂલ્ય— મોક્ષવસ્તુ. ૫ આવાગમન—જન્મમરણ. ક્ષુદ્ર—હલકી.

કોરા ઘટશી કાયા રહી તોય, કોણ કરે તેને સા'ય,
ગુરૂએ સા'ય કીધી રે, મૂર્ખ ધર્યો મહામને. ઉદર૦ ૨
સર્વ અંગ સંપૂર્ણ હતાં તોય, ગુરૂને લાગ્યાં અપૂર્ણ;
કૃપા કરી નવાં સહુ કીધાં, કરી નાખી ચિંતા માત્ર ચૂર્ણ,
અલૌકિક આપી આંખ્યો રે, જેવી બીજે નવ બને. ઉદર૦ ૩
ભાટ જેવી મારી વૃત્તિ હતી તે, ટાળી કરી બ્રહ્મા સમાન;
મુખવાણીમાં અમૃત સિંચ્યું ગુરૂ, થઇ દાતાર દીધું દાન,
મહાન ગુરૂદેવા રે, વહાલ કર્યું વા'લાવને. ઉદર૦ ૪
શબ્દ સુણાવીને સાચવી લીધો, કર્યો કિરતારને તોલ;
એવો દાતા દુનિયામાં ન ભાળ્યો, ધન્ય ગુરૂજી તારો બોલ,
તોલ તર્ત તોલ્યો રે, ધીર નવ ધાર્યો ધને. ઉદર૦ ૫

## કાફી ૧૩ મી.

સંસારસાગરમાં રે, તૂટે નાવ બેશી ચાલ્યો;
તટે ઊભા ગુરૂએ રે, હાલ બેહાલ ભાળ્યો. ટેક. ૧
ડૂબી ગયા ઘણા સાથી અમારા, તોય ગુરૂ ન બોલ્યા કાંઇ;
મારા પૂર્વજનાં પુણ્ય જાગ્યાં તેણે, પોકારી ઉઠ્યા સાંઇ,
બૂડે પેલો બાળક રે, કોઇએ તવ નવ ખાળ્યો. સંસાર૦ ૨
ત્યારે ધાઇ આવ્યા ધરણીધર, સારૂં નાવ લેઇ નરનાથ;
બાહાદરપણે મુને બૂડતો તાર્યો, કરી લાંબો જમણો હાથ,

---

૨ અધ્યારૂ—પંડ્યા—મેહેતાજી. મહા-( મૂર્ખનું વિશેષણ ). ૪ ભાટ જેવી—જે જાતિમાં હું ઉપજ્યો હતો તેના જેવી. વા'લાવને— જેનો કોઇ વાહાલો જગતમાં નથી એવાના ઉપર—મારા ઉપર. અથવા જેને કોઈ વાહાલો અળખામણો નથી એ ગુરૂએ. ૫ ધીર—ધીરો.

લાંગર્યું નાવ ત્યાંહી રે, પાપ નાવ પરજાળ્યો. સંસાર૦ ૩
મુને કહ્યું માને મારૂં તો તારૂં, નહિ તો બૂરાડું સાગર બીચ;
મેં કહ્યું મારે આપ વિના નવ, કોનાથી પામવી રીઝ,
ત્યારે ટળ્યો સાગર રે, અભય રૂપ ગુરૂ ભાળ્યો. સંસાર૦ ૪
અમર અજર સચરાચર ગુરૂવર, ઊઠે અહોનિશ અનહદનાદ;
એવા સુધારસ ગુરૂવર ગ્રહ્યા મેં, ચાખી જોયો અચવ્યો સ્વાદ,
ધીરો કરી હીરો રે, બૂડતાં પાછો વાળ્યો. સંસાર૦ ૫

## કાફી ૧૪ મી.

અધ્યારૂએ જે ભણાવ્યું રે, તે તો ગુરૂજીને કહ્યું;
હું તો આવું શીખ્યો રે, વારી મધ્યે એ શું વહ્યું! ટેક. ૧
કવિત કરવાં ને ગુણલા ગાવા વળી, વાહવાહ કે'વી મુખ;
જ્યાં ત્યાં કરી પેટ ભરવાને કાજે, દેવું જોઇ મોટાને દુઃખ,
એ વિદ્યા સહુ કાચી રે, ગુણવંતું જ્ઞાન ગ્રહ્યું. અધ્યારૂએ૦ ૨
મંડળિયો કાઢવી ને મા'વ સમરવા, લેઇ કાંશી કિરતાર;
ગોપી થઇ નાચવું ને ગાગર ભરવી, તાળી પાડવી વાર હજાર,
એ શું ગુરૂ ખોટું રે, જગત એણી વિધે રહ્યું. અધ્યારૂએ૦ ૩
ગુરૂજી કહે ખોટું ખરૂં ન કહું અમો, પણ નથી અમારો એ પંથ;
અલખની લખ ઉર અમારે, જ્યાં ન દીસે કામિની કંથ,
સુધારસ મોંઘો રે, એમ કહી દુઃખ દહ્યું. અધ્યારૂએ૦ ૪
મુજને સર્વે અચરજ લાગ્યું, જોઇ ડૂબતું મોટું જક્ત;



---

૩ ધરણીધર—ઇશ્વર—ઈશ્વરરૂપ ગુરૂ. ૫ અનહદનાદ—બ્રહ્મનાદ—સમાધિમાં જે નાદ સંભળાય છે. અચવ્યો—પૂર્વે નહિ ચાખેલો—નહિ અનુભવેલો. ૪ અલખ—અલક્ષ્ય—બ્રહ્મ.

રાગી વૈરાગી રળવા થયા શું, માંડી ભવાડા બેઠા ભક્ત;
ધીર સુણ સાગર રે, ગુરૂએ કહ્યું જેવું લહ્યું. અધ્યારૂએ૦ ૫

## કાફી ૧૫ મી.

ગુરૂ તે એક ગુરૂ રે, ગુરૂ જેવું નહિ કોઇ;
અભ્યંતર હોય ઉંડું રે, મેં તો નાખ્યું સહુ ધોઇ. ટેક. ૧
ગુરૂથી જ્ઞાન ને ધ્યાન મળે વળી, મળે માન ને સનમાન;
બ્રહ્મનું ભાવે દાન કરી દે, કહો એનાથી કોણ મહાન,
રાન રાન ભટકો રે, રામ રામ કહી રોઇ. ગુરૂ૦ ૨
તોય ગુરૂ જેવું કાંઇ મળે નહિ, ન અપાય કોથી નિરધાર;
ગુરૂજી તો ગુપ્તમાં ગુપ્ત આપી દે, દાખી દે નિજદિદાર,
ધન્ય ગુરૂ ધન્યજ રે, ઉપમા અન્ય નવ હોઇ. ગુરૂ૦ ૩
ભ્રમ જે મોટો ભવિષ્ય ભૂલાવે, તેને દૂલાવે ગુરૂદેવ;
ભૂત વર્ત્તમાનની વાતો ભણાવે, ભ્રમ હણાવી તતખેવ,
થાય એવું કોથી રે, જુઓ સાચી સહુ સોઇ. ગુરૂ૦ ૪
ખરાખોટાનો નિશ્ચય કરાવે, પરખ પરખાવે પૂરણ પેર;
ઝવેરી ઝળહળતો કરી મેલે, વીસરાવે સહુથી વેર,
ધીરે માન્યો ધીંગો રે, જદુવર સમ જોઇ. ગુરૂ૦ ૫

---

૫ રાગી૦—જેઓ રાગી ( સંસારમાં રાગ—પ્રીતિવાળા ) હતા તેઓ રળવાને માટે વૈરાગી થયા છે શું ! ગુરૂએ૦—જેવું ગુરૂએ કહ્યું તેવું લહ્યું.

૧ અભ્યંતર—( મનની ) માંહે. મનમાં જે ઉંડું ( છૂપું ) પાપ રહ્યું હોય તે પણ સહુ મે તો ધોઇ નાખ્યું. ૩ નિજદિદાર— પોતાનું આત્મ-સ્વરૂપ. ૪ ભ્રમ— ( સંસાર રૂપી ).

## કાફી ૧૬ મી.

પથ્થર હતો પૂરો રે, તેને તો અમૂલખ કીધો;
અફળાતો ને કૂટાતો રે, જોઇ ઉંચલી લીધો. ટેક. ૧

કોઇ પર્યટને હાથ પડ્યો હોત, કર્મને પૂરે જોગ;
પાણીમાં નાખી પટકૂળ અફાળી, ભોગાવત ભવિષ્યના ભોગ,
રોગ રગે રગમાં રે, રે'ત વાંકો સીધો. પથ્થર૦ ૨

સલાટ કેરે હાથ ગયો હોત, તો ટાંકી ટાંકી કરત સપાટ;
કોક ગુપ્તસ્થળે એવો ગાડત મુને, નિશદિન રે'ત ઉચ્ચાટ,
કંઇક સારે ભાગ્યે મૂર્ત્તિ રે, ઘડી કે'ત પ્રેમ પીધો. પથ્થર૦ ૩

એવું તેવું કે અવનવું કાંઇક, થાત મારૂં નિર્ધાર;
પણ સારે ભવિષ્યે હું ગુરૂકર આવ્યો, તેણે પથ્થર તાર્યો સંસાર,
મહામનોહર કીધો રે, જાળવી ઉંચલી લીધો. પથ્થર૦ ૪

ઘડ્યો નહિ કે ગણ્યો નહિ ગજથી, શબ્દવડે સમાર્યો સાર;
સારામાં સારો કર્યો ગુરૂદેવે, પારાવાર પમાડી પાર,
ધીરે ધીરે ધીંગો રે, કર્યો જેહ બહુ બીધો. પથ્થર૦ ૫

## કાફી ૧૭ મી.

અવનિમાં અથડાયો રે, ખરૂં ખોળવા કાજે.
જ્યાં ત્યાં મારા જેવું રે, જોયું મેં તો સહુ રાજે. ટેક૦ ૧

આવો આવો ભક્ત આ ધર્મ માંહી, એમ જગત તેડે જોઇ જાત;
ભોગભવિષ્યે ભૂલા પડ્યા તેમાં, તો પછી થાયે વસમી વાત,

---

૨ પર્યટ—ધોબી. ૪ સંસાર—સંસાર રૂપી સમુદ્રના પાણીમાં. ૫ ગણ્યો ન૦—ગજથી ગણતરી કરી ( માપ્યો ) નહિ. પારાવાર—સમુદ્ર ( સંસાર રૂપી ).

હવે કરો એવું રે, જેથી અન્ય સહુ લાજે. અવનિમાં૦ ૨

એમ અકળાયો કૂટાયો અતિશે, એવે જડી આવ્યા ગુરૂદેવ;
રાગ દ્વેષ નહિ રજ જેને, ભૂંડભલપણુનો નહિ ભેવ,
સેવ જોઇ સાધી રે, જાણ્યું તર્યો હું આજે. અવનિમાં૦ ૩

વેર ને ફેર કરવાકેરી નહિ, વાત ગુરૂકેરે દિલ;
અહોનિશ ધ્યાન એક બ્રહ્મનું, બ્રહ્મકર્મે નહિ રજ ઢીલ,
એવા જોયા એકજ રે, બીજા આવે સહુ વાજે. અવનિમાં૦ ૪

આપવું લેવું ન કોઇ કને કાંઈ, સદા આનંદનો સાથ;
કર્ણકટુ કદા વેણ ન બોલે, જોઈએ ન કોઇ સાથ,
ધીરે લહ્યા એવા રે, શુદ્ધ બુદ્ધ ગુરૂ રાજે. અવનિમાં૦ ૫

## કાફી ૧૮ મી.

જ્ઞાનભાનુ પ્રકટ્યો રે, જેના ભાળવિયે ભલો;
સાચા શિષ્ય કેરો રે, અંધકાર જોઇ ટળ્યો. ટેક. ૧

દુષ્ટ જનને દહી દે એવો, પૂર્ણ પ્રભાનો પ્રકાશ;
આકાશ કરતાં અવિચ્છિન્ન જણાયે, શુધ્ધ સ્વરૂપીનો આભાસ,
બાસ બૂડે બીજા રે, એવો મહાભાગ્યે મળ્યો. જ્ઞાન૦ ૨

ગરવા ગુરૂ ઘણા ઘણા મેં જોયા, પણ ભર્યા દેહાભિમાન;
આ સચરાચર ગુરૂજીએ તો એને, કર્યો બાળી રાખ સમાન,
બીજાથી શું બનતું રે, આ તો શુદ્ધ રૂપ કળ્યો. જ્ઞાન૦ ૩

જેના મુખકેરી વાણી સુણતાંમાં, થઇ રહે રંગની રેલ;

---

૨ ભોગભવિષ્યે—ભોગજોગે. ૩ ભેવ—ભેદ—તફાવત. ૨ અવિચ્છિન્ન—અખંડ. બાસ બૂ૦—જેના બાસ ( વાસમાં ) બીજા બૂડી જાય. અથવા બાસ—વાસ—ગંધ. ૩ આ બ૦—આ સચરાચર સંસાર છે. એને ( એ સંસારને ) ગુરૂજીએ તો બાળીને રાખ સમાન કર્યો છે.

વિના સ્વાર્થની પરમાર્થ પૂરી, જેમાં નહિ સ્વાર્થનો ભેળ;
ધન્ય ભાગ્ય મારૂં રે, આણી વાટે આજ વળ્યો ! જ્ઞાન૦ ૪
જેની ગતિ શેષ સરખા ન જાણે, તો મંદમતિ આણે કયમ ઉર;
ગુરૂકૃપાએ તોય કંઇક જણાયું, ન તણાયો વે'તે પૂર,
શૂરવીર સાચો રે, જોઇ ધીર ધરણે ઢળ્યો. જ્ઞાન૦ ૫

## કાફી ૧૯ મી.

કોક આવી પૂજે રે, તેની તો પૂજા પૂરી ગ્રહે;
કોક મૂર્ખ દૂભે રે, તેને તો કાંઇ નવ કહે. ટેક૦ ૧
પૂજે દૂભે કે નંદે વંદે કો, મારા ગુરૂને સર્વ સમાન;
જેણે દેહમમત્વને મરડી નાખ્યો, તેથી ઉભયનું એક ભાન,
આત્મારામ માંહી રે, નિમગ્ન ગુરૂદેવ રહે. કોક૦ ૨
આ તો મારૂં ને પેલું તમારૂં, એવી વાણી સુણી નહિ કાન;
ચર્ણ સેવ્યા ઘણા વર્ષ લગી મેં, તોયે નિરખ્યું ન માનાપમાન,
એવા જોયા એકજ રે, પછે પાદ કો ન ગ્રહે? કોક૦ ૩
ચાર પ્રહર દિવસના નિરખ્યા, વળી રાતના તેવા ચાર;
સુખસાગરમાં ગુરૂજી ઝીલે મારો, નહિ કોઇ ઝીલાવણહાર,
સ્વયં સુખ શોધે રે, દુઃખ દૂર થકી દહે. કોક૦ ૪
આવી મળ્યું ત્યારે ભક્ષ કરે ગુરૂ, ન મળ્યું ત્યારે ઉપવાસ;
ક્ષુધાતૃષા પીડે નવ તેને, ષટરિપુ ન આવે પાસ,
ધિંગા ગુરૂ એવા રે, જોઇ ધીર પાસે રહે. કોક૦ ૫

---

૨ દેહમમત્વ—'આ મારો દેહ છે' એવી બુદ્ધિ. ઉભય—બન્ને ( પોતાનું અને પારકું ) અથવા વંદનાર નિંદનારનું. ૩ માનાપમાન—માન અને અપમાન. ૫ ક્ષુધા તૃષા—( ૭ ઉર્મીઓનું ઉપલક્ષણ ). અર્થાત્ ક્ષુધા, તૃષા, ટાઢ, તાપ, જન્મ, મરણ. ષટ્રિપુ—કામ, ક્રોધ, મોહ, મદ, લોભ, મત્સર.

## કાફી ૨૦ મી.

ગુરૂએ જોયો મુજને રે, મહા મહા ગરજાળું;
બહુ દિન રહ્યો બેશી રે, ખાધું કે ન કરી વાળું. ટેક. ૧

તોય કાંઇ બોલ્યા નવ મુજથી, માત્ર કર્યો એક ઉચ્ચાર;
અહીં રહ્યા તારો અર્થ ન સીધે, તું તારે ઘેર જાને આ વાર,
નથી દેવસેવા રે, સંશય તારો સહુ ટાળું. ગુરૂએ૦ ૨

હું પણ ત્યારે કાંઇ નવ બોલ્યો, નમસ્કાર કર્યા બે ચાર;
ત્યારે વળી પાછું મૌન ધર્યું ગુરૂ, દયા ન આવી લગાર,
નિર્દય મેં તો જાણ્યા રે, રાંક હું તો એવું રળું ! ગુરૂએ૦ ૩

તેમાંનું તેમને કાંઇ નહિ મન, પરીક્ષા કરવી પૂર;
હું કેવો શુધ્ધ તે સાંઇને જોવો, નયણાં ઢાળી નિરખવું નૂર,
ધન્ય પ્રભુ ધન્યજ રે, બુદ્ધિહીણા જોઇ બળું. ગુરૂએ૦ ૪

મારા નાથ સમો મેં ન ભૂતળ નિરખ્યો, પરીક્ષાનો કરણહાર;
કિરતાર જેવું રૂપ કારમું, કોક શુધ્ધ સ્વરૂપી અવતાર,
બ્રહ્મા જેવા ભારે રે, ધીર ધરી પંથે વળું. ગુરૂએ૦ ૫

## કાફી ૨૧ મી.

મલિન મન મારૂં રે, તર્ક ને વિતર્ક કરે;
વધારે ને વધારે રે, મલિનપણું એ તો ધરે. ટેક. ૧

જ્યાં જાઉં ત્યાંહી જોઉં ભઠિયારા, મેલના આપણહાર;
જેટલી શક્તિ હોયે જેમાં તે, અરપે મળ તેટલો નિર્ધાર,
એવું તેવું કરતાં રે, અરથ કહો ક્યાંથી સરે ? મલિન૦ ૨

---

૩ રાંક હું૦—મારા સરખા રાંકને હાથ રત્ન ક્યાંથી આવે ! એમ મને વિચાર થયો. ૨ આપણહાર—આપનારા.

તન મન એવે મલિન ગયો હું, ગુરૂ કને જેણી વાર;
આઘા ખસે ગુરૂ અંગ જોઇ મારૂં, પછે થઇ આવ્યો કંઇક વિચાર,
તેણે થયું કારજ રે, ભલું ભાગ્ય બ્રહ્મ ભરે. મલિન૦ ૩
પટકૂળ શું પ્રક્ષાળે પરિયટ, ક્ષાર કાઢે મળ શુંય;
મારા ગુરૂએ મળ કાઢી કર્યો મુને, નિર્મળ જે કહું છુંય,
તેવો નવ કોઇ રે, નિર્મળ થઇ ભૂમિ ફરે. મલિન૦ ૪
ધન્ય ગુરૂ ધન્ય મુજને તેં તાર્યો, નિવાર્યો હે નરનાથ;
મલિનપણું કાઢી નાખ્યું તેં મારૂં, આપ સમ કરી સાહ્યો હાથ,
ધીરો ધ્યાને ધાર્યો રે, તે તો કંઇક ઉચ્ચરે. મલિન૦ ૫

## કાફી રરસી.

પરબ્રહ્મને જોવા રે, ઘણાં ઘણાં કષ્ટ ખમે;
યોગી મુનિ મોટા રે, દેહ ખેહ કરી દમે. ટેક. ૧
તોય જે તેમને દર્શે નહિ તે, મુને દેખાડિયો ગુરૂદેવ;
નહિ ડેરામાં નહિ મંદિરમાં, કહ્યું તારે હૃદે છે સેવ,
મુને લાગ્યું અચરજ રે, રામ મારે હૃદે રમે ! પરબ્રહ્મને૦ ૨
ત્યારે મુને વળી ધ્યાન ધરાવ્યું, અતિ દૃઢ કરાવ્યું મન;
એકાગ્રતા થઇ ત્રિકમ સાથે, ત્યારે પ્રફુલ્લિત થયું તન,
ધન્ય ગુરૂ ધન્યજ રે, તને આખું વિશ્વ નમે. પરબ્રહ્મને૦ ૩
જગત મિથ્યાની જંજાળ કહી મુને, અખંડિત કહી અવતાર;

---

૩ એવે—એવા તન અને મન સહિત. ભલું ઈ૦—મારૂં ભાગ્ય ભલું કે જેથી તે મારા મનમાં બ્રહ્મ—( વિચાર ) ભરેછે. અથવા બ્રહ્મ ભલા ભાગ્યને ભરેછે—પૂર્ણ કરેછે.

૪ પ્રક્ષાળે—પખાળે ધૂએ. ૫ નિવાર્યો—અટકાવ્યો ( સંસારથી ).

૧ ખેહ—ધૂળ. દેહને ધૂળ સમાન કરીને. ૨ સેવ—સેવા કર.

વ્યાપક વિશ્વમાં વા'લો બતાવ્યો, કહો મોટા ગુરૂ કે કિરતાર !
ગુરૂ મોટા મારા રે, અન્ય કહે તે ભૂલે ભમે. પરબ્રહ્મને૦ ૪
સંશય કેરો શોક હતો મુને, તે ટાળી કર્યો અશોક;
આપે આપ ઉદે કર્યો પોતે, લાગ્યા પે'લા તો હસવા લોક,
ફોક થઇ ફાટ્યા રે, અમરવરે ધીર રમે. પરબ્રહ્મને૦ ૫

## કાફી ૨૩ મી.

નર રૂપધારી રે, ગુરૂજી મારા ગરવા.;
ઘણા દેહધારી રે, તેવા આવેછે મરવા. ટેક૦ ૧
કોટ્યાનકોટિ કહું તોય ઓછું, થાય ગણતાં નિર્ધાર;
નરની જાતિનો પાર નથી કાંઇ, તેવો નારીતણો સંસાર,
સંખ્યા ઘણી મોટી રે, ગણતાં હું લાગું ડરવા. નરરૂપ૦ ૨
એવી સંખ્યા માંહી ગુરૂવર મારો, એક હતો નરદેવ;
ચાર હાથ ચાર મુખ નવ તેને, ત્રિનેત્ર ન ધારે એવ,
કાંઇ વિચિત્ર ન એમાં રે, ત્યારે કહું શું કરવા ? નરરૂપ૦ ૩
એવું છતાં ગુરૂજી જો બેઠા, અનેક માણસ માંય;
પ્રત્યક્ષ પ્રભુ જણાઇ તે જાયે, તેજ સ્વરૂપી ત્યાંય,
આહા ! રૂપ કેવું રે, ભક્ત અભરે ભરવા. નરરૂપ૦ ૪

---

૪ અખંડિત-અખંડિત (પૂર્ણ) અવતાર ( જે ગુરૂ ) તેમણે કહી ઇ૦. અથવા રામકૃષ્ણાદિ હરિના અવતાર અથવા મનુષ્યાદિના અવતાર તે અખંડ બ્રહ્મને વિષેજ જોવામાં આવેછે માટે તે અખંડ છે. ૫ આપે આપ ઇ૦— પોતાની મેળે પોતાને ( આત્માને ) ઉદે કર્યો ( પ્રકટ કર્યો )–પોતાનો આત્મા પોતાની મેળે જાણવામાં આવે એમ કર્યું.

૧ તેવા ઇ૦—તેવા તો માત્ર મરવાને આવે છે—જન્મે છે. ૪ ભક્ત ઇ૦—ભક્તને અભરે ભરવાને ( અખૂટ પદાર્થ–મોક્ષ આપવાને ).

સાકાર થઇ સત્વગુણ ધરે પ્રભુ, અન્ય ગુણના નિવારે તાપ;
ચર્મચક્ષુએ રૂપ એવું મેં ભાળ્યું, ટળ્યા આધિવ્યાધિના સંતાપ,
ધીરો મરજીવો રે, કરી લગાડ્યો તરવા. નરરૂપ૦ ૫

## કાફી ૨૪ મી.

રોજ ગુરૂ બોધે રે, આ દેહ નથી કોઇતણો;
નાશવંત એ નિશ્ચે રે, અખંડિત આત્મા ગણો. ટેક. ૧
પંચામૃતવડે પોષી રાખો એ, તોય આધિવ્યાધિ નવ નિર્મુક્ત;
પોષતાં પિંડ વધારે તો થાયે, દુઃખ દરિયામાં યુક્ત,
એવો પિંડ કાચો રે, વાણો તાણો વ્યર્થ વણો. રોજ૦ ૨
કોઇકેરો નવ દેહ થયો ભાઇ, નથી થવાનો તલભાર;
મારો મારો કરી મૂર્ખ મરે નિત્ય, તારો નથી તે ગમાર,
કહો થયો કોનો રે, દઢ થતું હૈયું હણો. રોજ૦ ૩
પ્રાણ વાયુ પરો થાય છે જ્યારે, ત્યારે દેહ પડ્યો રહે ભાઇ;
મારો મારો કર્યો ત્યારે તું તેને, સંભળાવને સાચી સગાઇ,
ધાઇ મરો ધંધે રે, હાય હાય ઘણી ભણો। રોજ૦ ૪
આવો ઉપદેશ કર્યો અમને અતિ, સાથે હતા શિષ્ય ચાર;
જેનામાં જેવી શક્તિ હતી તેણે, તેવો ગ્રહ્યો'તો સાર,
તુહિ તુહિ કહી ધીરો રે, લા'ણ સહુ જોઇ લણ્યો. રોજ૦ ૫.

## કાફી ૨૫ મી.

ગુરૂપદ ગરવું રે, એ પદ સહુ મનમાં ધરે;

---

૫ અન્ય ગુણના—અન્ય ગુણવાળાના—રજો ગુણ અને તમોગુણ વાળાના.

૨ પંચામૃત—દૂધ, દહી, મધ, ઘી, ખાંડ, એ પાંચને પંચામૃત કહેછે.
૫ લા'ણ—નશો ( મુક્તિ રૂપી ).

ગેલા થઇ બેસે રે, ગુરૂ નામ ધારી ફરે. ટેક. ૧
કણબી ને કાછિયા ગુરૂજી કહાવે, તેલી તંબોળીને તાઇ;
કોળી ગુરૂને અંત્યજ કોઇ વળી, ગુરૂ નામની સોંઘી કમાઇ,
ભવૈયા તો ભારે રે, ગુરૂ! ગુરૂ! ઉચ્ચરે. ગુરૂપદ૦ ૨
ભાટ કહે અમો ભવિષ્યના વક્તા, દીકરા દેવીના જાણ;
ગુરૂપદ એ તો અમારા પિતાનું, બીજા સર્વની ખોટી વાણ,
ચારણ નવ ચૂકે રે, લવરી એવી લાખો કરે. ,, ૩
બ્રાહ્મણ કહે વાત સર્વની ખોટી, અમારા કુળકેરો એ ધર્મ;
બીજા કહે તે તો સર્વે છે ખોટું, જાણો કળજુગનાં એ કર્મ,
ગુરૂપદ એમ સોંઘું રે, પછે કહો કોણ તરે? ,, ૪
મારા ગુરૂ શુદ્ધસ્વરૂપી હતા પણ, ગુરૂપદનું નહિ નામ;
મુખે કહે હજુ એ પદમાંહી, બાકી છે ઠાવકો ઠામ,
ધીરે ધીરે થાશે રે, એવા ગુરૂ કોક ખરે. ,, ૫

## કાફી ૨૬ મી.

પૂછ્યું નામ મેં તો રે, મળ્યો જ્યારે પે'લ વે'લો;
ગુરૂ કાંઇ નવ બોલ્યા રે, હશ્યા જાણે રંગ રેલ્યો. ટેક ૧
નામ પૂછતામાં નવું એવું જોયું, ત્યારે મને લાગ્યું વિચિત્ર;
કેટલોક કાળ ગયે વળી પૂછ્યું, ત્યારે એનું એ પડ્યું પાછું ચિત્ર,
સહવાસ થયો ત્યારે રે, પૂછતાં કહ્યો ઘેલો. પૂછ્યું૦ ૨
નામરૂપાદિક મિથ્યા માન્યાં અમે, તેનું લેઇએ કયમ નામ;
મિથ્યા તે મિથ્યા જન કહે ભલે, એનું અમારે નથી કાંઇ કામ,
જાણ્યું તે નથી જૂઠું રે, જૂઠું માને ગન મેલો પૂછ્યું૦ ૩

૩ નામરૂપાદિક ઇ૦—નામ, રૂપ, રંગ, વય, જાતિ, વગેરે. જન ઇ૦—ભલે જન તેને કહે—સત્ય જાણીને વ્યવહાર કરે. જાણ્યું—નામ રૂપાદિક મિથ્યા છે એમ જે જાણ્યું તે.

ત્યારે કહ્યું ગુરૂ નામ વિના નવ, કોઇ જાણે નિરવાણ;
નામની નિશાની સર્વે રાખી છે, કબીરાદિ થયા મહાપ્રાણ,
ઉત્તર તેનો આપ્યો રે, જાણે ચાલ્યો જળ રેલો. પૂછ્યું૦ ૪
તેમને તેમાં રૂડું લાગ્યું હશે, કે હશે કારણ કાંઇ;
એક પંથે ધીર ગાડર ચાલે, સુને માલ ન દર્શે માંઇ,
અલખ નામ ધીરા રે, માથાફોડ સહુ મેલો. પૂછ્યું૦ ૫

## કાફી ૨૭ મી.

ગુરૂને ઉર આનંદ રે, બીજું તો નવ આવે કને;
દુઃખ દૂર પળાયે રે, ક્ષુધા નાશી જાયે વને. ટેક૦ ૧
એક આત્માનંદની માંહી, ગુરૂદેવ રહે ગુંથાઇ;
ગુંચાવાનું અન્ય સ્થાનક નહિ કો, શ્યામની સાચી સગાઈ,
નહિ સગા શિષ્યજન રે, લોભાય ન કદી ધને. ગુરૂને૦ ૨
આનંદકેરી વાતો સુણે અતિ, નિરાનંદ રૂપી મહાદેવ;
આનંદ નિરાનંદ સમાન છે જેને, રૂપે દર્શે જાણે મહાદેવ,
અલખ લખ એવી રે, ભલું ભૂંડું નવ જને. ગુરૂને૦ ૩
આહાર આણી મૂકે કોઇ પાસે, તો તેનું કરે પ્રાશને;
મળે ન એક બે દિવસ જો કદી, તો તેનું દુઃખ નહિ મન,
પાણી મળે ત્યારે રે, લાગી ગુરૂ તૃષા હને. ગુરૂને૦ ૪
એવું સ્વરૂપ મેં આજ લગી કાંઇ, નિરખ્યું નથી જગમધ્ય;

---

૪ મહાપ્રાણ—મોટા બળવાળા. ધીર—હે ધીરા ! માંઇ—( એમાં ) નામમાં.

૩ નિરાનંદરૂપી—ઉપાધિ રૂપ આનંદ વિનાના. અલખલખ—અલક્ષ્ય ( બ્રહ્મ )ની લખ ( લક્ષ્ય ). ૪ હને—હણે.

ક્ષુધાતૃષાજીત દેહ નીરોગી, આહા કેવા અવધ્ય !
ધીરે જોયા ધારી રે, ભીંજ્યો સુધાકેરે ઘને. ગુરૂને૦ ૫

## કાફી ૨૮ મી.

કામ કંપાવે રે, માનવ પશુ પ્રાણીને;
તે કામ તો કંપે રે, મારા ગુરૂજીને જાણીને. ટેક. ૧
માખણ જેવું અંગ લહે પણ, નાસતો હીંડે મનોજ;
એક મંત્ર મારા ગુરૂના મુખમાં, તેણે કામ કંપતો રોજ,
ધન્ય ધીર ધારી રે, વખાણ્યો હું વાણીને. કામ૦ ૨
દ્વાદશ વર્ષ રહ્યો હું નિકટ, ક્રોધ ન ભાળ્યો કાંઇ;
કેમ કરી કામ ક્રોધ જીત્યા ગુરૂ, લોભ મોહાદિક સાંઇ,
નથી લહ્યો એવો રે, કહું આજ તાણીને. કામ૦ ૩
મદ મત્સરનું મૂળ નહિ જ્યાં, ષટ્‌રિપુ તાબેદાર;
એવા તો એક ગુરૂજી મારા માન્યા, આંખ્યે જોયા નિરધાર,
સુણ્યા બીજા કાને રે, આશા વડી આણીને. કામ૦ ૪
ધીર અમરવર સભરાભરમાં, ભરિયા જોતાની માંય;
અગમ નિગમની વાતો સુણાવી, આપ જેવો કરવા કહ્યું ત્યાંય,
પ્રારબ્ધને યોગે રે, ધીરો જૂએ જાણીને. કામ૦ ૫

## કાફી ૨૯ મી.

ગુર્જરખંડે આવ્યું રે, રત્ન અમૂલખ અતિ;
જોવા જેવું ધારી રે, આવે મોટા છત્રપતિ. ટેક. ૧

---

૫ અવધ્ય—ન હણાય એવા. સુધા—અમૃત. ઘને—વરસાદથી.
૫ અમરવર—દેવના દેવ. સભરાભરમાં —સભરમાં અને અભરમાં — ભરેલી જગોમાં અને અવકાશમાં. ૧ ગુરૂ નિર્લોભી છે અને સમદર્શી છે એમ વર્ણે છેઃ ગુર્જરખંડે ૯૦.

હાર હીરા અને મૌક્તિકકેરી, વિધ વિધ લાવે ભેટ;
લક્ષ્મી સામું નવ નિરખે ગુરૂજી, ગ્રહે લોભી પાળી લઇ પેટ,
હીરા મોતી શોંઘા રે, ગુરૂજીની એવી ગતિ. ગુર્જરખંડ૦ ૨
કોઇક મૂકીને જાયે કદી તો, ઉંચલી લે કોઇ જન;
પાત્ર કે અપાત્ર કોણે લીધું તેનું, ગુરૂજી ધરે નવ મન,
લીધું તેણે લીધું રે, શોક મોહ નવ રતિ. ગુર્જરખંડ૦ ૩
અંગે તેલ ફૂલેલ લગાવે, કોઇ લગાવે રાખ;
ધ્યાનમાંથી જાગી નવ જોતા, ક્યાં રાખ અત્તરની સાખ,
સર્વ એક રૂપે રે, ગુરૂવરકેરી મતિ. ગુર્જરખંડ૦ ૪
વિવિધપેરનાં પુષ્પ ધરે કોઇ, તેનો લેવો નહિ સુવાસ;
વિસર્જન થાય સહુ જન જ્યારે, પ્રસરે શાંતિનો પ્રકાશ,
ધીરે ધીરે ત્યારે રે, હાલે ગુરૂ દેહ વતી. ગુર્જરખંડ૦ ૫

## કાફી ઠુ૦ શ્રી.

રૂપ આવું નિરખી રે, ધીરાએ તો ધ્યાન ધર્યું;
અહીં યથામતિએ રે, વરણુન કાંઇ કર્યું. ટેક. ૧
પરબ્રહ્મનું રૂપ દેખે કદાપિ, તોય તેનું વર્ણન કંઇ થાય?
એવા મારા ગુરૂજી ગરવાનું, વર્ણન કેમ લખાય?
ભૂલી ગયો ભાવતું રે, ભ્રમે મારૂં ચિત્ત હર્યું! રૂપ૦ ૨
ગુરૂનું સ્વરૂપ હું જ્યારે જોતો'તો, ત્યારે નિર્ણય કરતો અનેક;
એવું સ્વરૂપ હું ગાઇશ વેગે, પણ વિસરી ગયો વિવેક,
ગુરૂની ગમ જેવી રે, ધ્યાન માન તેવું ધર્યું. રૂપ૦ ૩
ગુરૂના સ્વરૂપનું વર્ણન કદાપિ, કોઇથકી નવ થાય;
એમ ધારી જેટલું સમજાયું, તેટલું ધીરો ગાય,

---

૧ ગુરૂવર્ણનનો ઉપસંહાર કરે છે: રૂપ ઇ૦.

તત્વ રહ્યું બાકી રે, આથી ન મારૂં કાર્ય સર્યું। રૂપ૦ ૪
ગુરૂગુણ ગાવાની એવી ઇચ્છા, રહી અહોનિશ અંતરમાંય;
ગુરૂના ચરણને નમન કરી હવાં, શુદ્ધ સ્વરૂપ કહું આંય,
અમરવર મળશે રે, ધીરાનું તો સર્વે તર્યું. રૂપ૦ ૫

---

## માયાસ્વરૂપ.

### કાફી ૧ લી.

અનિર્વચનીય કે'છે રે, તેનું તો કેમ વર્ણન કરૂં;
છે ને નથી હું બતાવું રે, વિઠ્ઠલ વરને હોંસે વરૂં. ટેક. ૧
સર્વે વિશ્વમાયાએ મોહ્યું, માયાએ મોટા મુન્ય;
કાયા ત્યાં સુધી માયા રહેવાની, એમાં કાંઇ નથી ભાઇ ન્યૂન,
તોય રૂપ તેનું રે, યથામતિ ઉચ્ચરૂં. અનિર્વચનીય૦ ૨
જ્યારે કોઇનું સ્વરૂપ જણાયે, ત્યારે અનુભવતાં કરાયે વિચાર;
અજેય હોયે તો તાબે કરાયે, એમ સમજ્યે પમાયે પાર,
એવું તેવું મનમાં રે, ધારી ધ્યાનમાંને ધરૂં. ,, ૩
માયામાધવ કોઇ કહેછે, પ્રકૃતિપુરૂષ કહે કોઈ;
કોઇ રમાપતિ શ્રીપતિ કહેછે, સહુ રૂપ એક લેજ્યો જોઇ,
હવે રહી રાઢચજ રે, તે કહી તર્ત તરૂં. ,, ૪
કોઇ કહેછે કે પ્રકૃતિ પહેલી, કોઇ કહે પુરૂષ પ્રમાણ;

---

૪ તત્વ ઇ૦—ગુરૂસંબંધી તત્વરૂપ વર્ણન તો બાકીજ રહી ગયું છે.
૧ અનિર્વચનીય—'છે કે નથી' એમાંથી એકકે વાત જેના વિષે કહી શકાય નહિ તે. છે ઇ૦—જે 'છે' અને 'નથી' એવી માયા તેને હું બતાવું છું.
૩ અજેય—ન જીતાય એવી.

વાદવિવાદ એ કાજે છે મોટા, તેથી રહેવું આપણે હાલ અજાણ,
ધીર ધરી ધારણ રે, ખરૂં ખોટું કહેતાં ડરૂં. અનિર્વચનીય૦ ૫

## કાફી ૨ જી.

ડરીને શું કરીએ રે, વદીએ નિર્ણય જેવો;
શ્રમ પડયો મેલી રે, લીલાલાભ તો લેવો. ટેક. ૧
પ્રકૃતિ પહેલી કે પુરૂષ પહેલો, તેથકી નથી કાંઇ કામ;
તે કેવું હશે ત્યારે તેહજ કહીશું, આજ માયાને મઠવિશ્રામ,
નામ ભારે જેનું રે, મહાકામ જોઇ સેવો. ડરીને૦ ૨
સદ્માયા ને અસદ્માયા બે, એમ કહે ઘણા જન;
તેમાંની એક હું વર્ણવી દાખું, સમજી સાર ગ્રહે સજ્જન,
અસરને તજવો રે, સાર શુદ્ધ જોઇ ગ્રેવો. ડરીને૦ ૩
માયાનો મહિમા પાર વનો છે, તારે ડૂબાડે જેહ;
દુર્ગુણ જાણી ડૂબતા બચે નર, થાચે સુભાગ્યે નિઃસંદેહ,
એવી વાતો કેવી રે, નથી દાવ કાંઇ દેવો. ડરીને૦ ૪
ધીરે અમરવર ગુરૂવર વરિયા, હરિયા હૌંસીલા હાર;
મરજીવા થાતામાં મૌક્તિક લાધ્યું, ગુરૂજીએ પમાડયા પાર,
ધીર સુખસાગર રે, જાણ્યો બ્રહ્મ તે કેવો. ડરીને૦ ૫

## કાફી ૩ જી.

અતિ નાનું બાળક રે, કેવી તેને માયા લાગે;
રૂપિયો કર આપો રે, તેને તો તે નહિ ત્યાગે. ટેક. ૧

---

૧ લીલાલાભ–માયાની લીલાનો લાભ. ૨ માયાને મ૦—આજ તો માયાના મઠમાં (સ્થાનમાંજ) વિશ્રામ કરીએ છીએ—અર્થાત્ માયાનુંજ વર્ણન કરીએ છીએ. ૪ દુર્ગુણ–(માયાના). ૫ મરજીવા–મોતી કાઢનારા અથવા મરીને જીવનારા (જીવનમુક્ત). મૌક્તિક—મોતી (મોક્ષ રૂપી).

તત્વ રહ્યું બાકી રે, આથી ન મારૂં કાર્ય સર્યું। રૂપ૦ ૪
ગુરૂગુણ ગાવાની એવી ઇચ્છા, રહી અહોનિશ અંતરમાંય;
ગુરૂના ચરણને નમન કરી હવાં, શુદ્ધ સ્વરૂપ કહું આંય,
અમરવર મળશે રે, ધીરાનું તો સર્વે તર્યું. રૂપ૦ ૫

---

## માયાસ્વરૂપ.

### કાફી ૧ લી.

અનિર્વચનીય કે'છે રે, તેનું તો કેમ વર્ણન કરૂં;
છે ને નથી હું બતાવું રે, વિઠ્ઠલ વરને હોંસે વરૂં. ટેક. ૧
સર્વ વિશ્વમાયાએ મોહ્યું, માયાએ મોટા મુન્ય;
કાયા ત્યાં સુધી માયા રહેવાની, એમાં કાંઇ નથી ભાઇ ન્યૂન,
તોય રૂપ તેનું રે, યથામતિ ઉચ્ચરૂં. અનિર્વચનીય૦ ૨
જ્યારે કોઇનું સ્વરૂપ જણાયે, ત્યારે અનુભવતાં કરાયે વિચાર;
અજેય હોયે તો તાબે કરાયે, એમ સમજ્યે પમાયે પાર,
એવું તેવું મનમાં રે, ધારી ધ્યાનમાને ધરૂં. ,, ૩
માયામાધવ કોઇ કહેછે, પ્રકૃતિપુરૂષ કહે કોઇ;
કોઇ રમાપતિ શ્રીપતિ કહેછે, સહુ રૂપ એક લેજો જોઇ,
હવે રહી રાદચજ રે, તે કહો તર્ત તરૂં. ,, ૪
કોઇ કહેછે કે પ્રકૃતિ પહેલી, કોઇ કહે પુરૂષ પ્રમાણ;

---

૪ તત્વ ઇ૦—ગુરૂસંબંધી તત્વરૂપ વર્ણન તો બાકીજ રહી ગયું છે.
૧ અનિર્વચનીય—'છે કે નથી' બેમાંથી એકકે વાત જેના વિષે કહી શકાય નહિ તે. છે ઇ૦—જે 'છે' અને 'નથી' એવી માયા તેને હું બતાવુંછું.
૩ અજેય—ન જીતાય એવી.

વાદવિવાદ એ કાજે છે મોટા, તેથી રહેવું આપણે હાલ અજાણ,
ધીર ધરી ધારણ રે, ખરૂં ખોટું કહેતાં ડરૂં. અનિર્વચનીય૦ ૫

## કાફી ૨ જી.

ડરીને શું કરીએ રે, વદીએ નિર્ણય જેવો;
શ્રમ પડ્યો મેલી રે, [૧]લીલાલાભ તો લેવો. ટેક. ૧
પ્રકૃતિ પહેલી કે પુરૂષ પહેલો, તેથકી નથી કાંઇ કામ;
વ્રે કે'વું હશે ત્યારે તેહજ કહીશું, [૨]આજ માયાને મઠવિશ્રામ,
નામ ભારે જેનું રે, મહાકામ જોઇ સેવો. ડરીને૦ ૨
સદ્‌માયા ને અસદ્‌માયા બે, એમ કહે ઘણા જન;
તેમાંની એક હું વર્ણવી દાખું, સમજી સાર ગ્રહે સજ્જન,
અસરને તજવો રે, સાર શુદ્ધ જોઇ ગ્રે'વો. ડરીને૦ ૩
માયાનો મહિમા પાર વનો છે, તારે ડૂબાડે જેહ;
[૪]દુર્ગુણ જાણી ડૂબતા બચે નર, થાચે સુભાગ્યે નિઃસંદેહ,
એવી વાતો કે'વી રે, નથી દાવ કાંઇ દેવો. ડરીને૦ ૪
ધીરે અમરવર ગુરૂવર વરિયા, હરિયા હોંસીલા હાર;
[૫]મરજીવા થાતામાં મૌક્તિક લાધ્યું, ગુરૂજીએ પમાડ્યા પાર,
ધીર સુખસાગર રે, જાણ્યો બ્રહ્મ તે કેવો. ડરીને૦ ૫

## કાફી ૩ જી.

અતિ નાનું બાળક રે, કેવી તેને માયા લાગે;
રૂપિયો કર આપો રે, તેને તો તે નહિ ત્યાગે. ટેક. ૧

---

૧ લીલાલાભ—માયાની લીલાનો લાભ. ૨ માયાને મ૦—આજ તો માયાના મઠમાં (સ્થાનમાંજ) વિશ્રામ કરીએ છીએ—અર્થાત્ માયાનુંજ વર્ણન કરીએ છીએ. ૪ દુર્ગુણ-(માયાના). ૫ મરજીવા—મોતી કાઢનારા અથવા મરીને જીવનારા (જીવનમુક્ત). મૌક્તિક—મોતી (મોક્ષ રૂપી).

અન્ય વસ્તુ જો કરમાં હશે તો, તે મૂકી સાં'શે ધન જાણ;
ધનમાં એવું અવનવું શું છે, માયા મોટી એ પ્રમાણ,
મોહ એ લગાડે રે, જુક્તિ રૂકિતએ જાગે.　　　અતિ૦　૨

એમ બાળપણાથકી જાણો, ધનમાં લોભાવે મન;
પૂર્ણ પ્રવીણ થયો જ્યારે પૂરો, ત્યારે માયા ભૂલાવે સજ્જન,
કોણ માતપિતા રે, લોભે મૂકી જઇ માગે.　　　અતિ૦　૩

ધન કાજે ધાઇ ધાઈ મરે પણ, ધન ન આવે રજ પાસ;
મારૂં મારૂં મિથ્યા મુખ ભાખે, વધારી વધારી મનથી આશ,
પાશ ગોઠવાયે રે, ત્યારે કોક તો જાગે.　　　અતિ૦　૪

પાશમાં પડ્યા પૂઠે કહો ભાઇ, શું કરે જાણનહાર;
જો સદ્‌ગુરૂ સાચો મળી આવે, તો તો પમાડે પાર,
ધીરે ધીરે તંતુ રે, તોડે સેવા અનુરાગે.　　　અતિ૦　૫

## કાફી ૪ થી.

દોલત છે દિવાની રે, ડાહી ડાહી કહે જેને;
કો કે' નથી કોની રે, ત્યાગે ભજતા તેને.　　　ટેક.　૧

તારી તારી કરી ડાટી રાખી તેં, તે તો ખશી દૂર જાય;
ખોદી જુએ ત્યારે કાંઇ નવ દેખે, ખત્તા ઘણા તું ખાય,
હાય! ગઇ ક્યાંહી રે, ધાઇ મર્યો હું એને.　　　દોલત૦　૨

જેને કાજે મહામહાશ્રમ સાધ્યો, તે આજ ન કેમ જણાય!
રાખી નિશાની હું ભૂલી ગયો છું, એમ વિધવિધ તર્કો થાય,
ખોદ ઘર આખું રે, તોય ન દેખ નેને.　　　દોલત૦　૩

એવું થાયે ત્યારે કર્મને કૂટે, પણ જાણે નહિ કાંઇ મૂઢ;

---

૨ રૂકિત—ઇચ્છા. ૪ પાશ—યમના પાશ અથવા માયાના પાશ.

આ તો મહામાયાકેરો છે મહિમા, તેની ગતિ છે ગૂઢમાં ગૂઢ,
વિરક્ત થાય જ્યારે રે, ત્યારે કહે ધન લેને. દોલત૦ ૪
ધાઇ ધાઇ તેં ધન મેળવ્યું તે, મૂક્યું તાળાં કુંચી કરી સાર;
તસ્કર લેઇ જાય તેને પલકમાં, ત્યારે તેં જાણ્યું ખાધો માર,
માર નથી એ તો રે, ધીરો કહે સુખ લે'ને. દોલત૦ ૫

## કાફી ૫ મી.

વિદ્યા અમે ભણિયા રે, નથી અમ સમ કોઇ;
નામુંઠામું અમે જાણ્યું રે, રહે બીજા સહુ રોઇ. ટેક. ૧
તલભર કોઇને વધારે ન આપું, ઉલટું ખેંચી લેવું ગજપૂર;
નામાની વિદ્યા તો છેજ અમારી, વધ્યું શાહવટનું જેણે નૂર,
શેઠ કહેવાયા રે, નમે નાણાવટી જોઇ. વિદ્યા૦ ૨
વિદ્યા શીખો તો શીખો સહુ આવી, જેણે અન્યનું કાંક ગ્રે'વાય;
વિચારી જુઓ એ વિદ્યા છે કે, અવિદ્યા સ્વરૂપ કે'વાય,
વિચારમાં વિદ્યા રે, અવિદ્યા ન કે' કોઇ. વિદ્યા૦ ૩
ભૂલવણી એ માયાની મોટી, તેને સમજે હજારે એક;
તોય વિદ્યા કે અવિદ્યા કે'વી તેનો, વિધ વિધ કરે વિવેક,
વેહેપારમાં જૂઠજ રે, રહીએ ન કરચો રોઇ. વિદ્યા૦ ૪
એમ અવિદ્યા તો વિદ્યા જણાયે, પણ જાણે નહિ કોઇ જન;
સાચને જૂઠ કર્યા થકી તારૂં, શું સુધરશે મન ?
ધીરે ધીરે વધશે રે, મળ ન શકે ધોઇ. વિદ્યા૦ ૫

---

૪ વિરક્ત—વિરાગવાળો. ૪ વેહેપારમાં જૂ૦—વેહેપારમાં જૂઠ ન કરવાથી રોઇને રહીએ.

## કાફી ૬ ઠ્ઠી.

શીખી શાસ્ત્ર પુરાણજ રે, પંડિત પૂરો થાયે;
માધવકેરા ગુણલા રે, બેઠો બેઠો ગાયે. ટેક ૧
દશમ લેઇ દુનિયામાં ફરે તું, એકાદશનો કરી ત્યાગ;
દશમને દુશ્મન કહે મુખે, કહે એ તો કોનો અનુરાગ ?
સમજે નવ સાચું રે, કોથી નવ કહેવાયે. શીખી૦ ૨
ગોપીગીત ને રાસલીલા તું, ગરવે કંઠે ગાય;
સમજવાકેરૂં એ માંહી મીંડું, જાણે મહિલા કયમ મકલાય,
એમ સ્વર તીને રે, બને પુરાણી રાયે. શીખી૦ ૩
શ્લોકતણા શ્લોકાર્થ કરે નહિ, મન ગમતી કરે વાત;
ક્રિયે પ્રકારે મળે મન માન્યું, કેમ પુરાણી થઉં પ્રખ્યાત,
એવું આવે મનમાં રે, સુખે કયમ રહેવાયે. શીખી૦ ૪
સંસ્કૃત શીખીને આજ કર્યું અલ્યા, ઉદરભરણનું કાજ !
મહામૂલી ગ્રંથ એક ન જોયો, મૂઢ વિદ્યા કહેતાં કંઇક લાજ !!
ધીર નથી વિદ્યા રે, અવિદ્યા એ લહેવાયે. શીખી૦ ૫

## કાફી ૭ મી.

ધન મન માન્યું રે, મળ્યું તોય બાકી કહે;
એ વિદ્યા મળી પૂરી રે, તોય દુઃખી દીલે રહે. ટેક. ૧
ધન વિદ્યા મળ્યાં તેમાં થયું શું, પેટ નથી એક પુત્ર;
મહામહાપ્રયત્ને સાંચી રાખ્યું, તે હવે ભાગી જશે ઘરસૂત્ર,

---

૨ દશમ—દશમસ્કંધ. એકાદશ ઇ૦—અગિયારમો સ્કંધ ( એમાં કેવળ બ્રહ્મજ્ઞાન હોવાથી માયિક શ્રોતાઓને તે ગમે નહિ માટે ) તેનો ત્યાગ કરીને. કોનો અનરાગ ?—અર્થાત્ હરિગુણનો નહિ, પણ માયાનો. ૫ મહામૂલી ગ્રંથ—અર્થાત્ બ્રહ્મવિદ્યાનું પુસ્તક.

હાય નથી પુત્રજ રે, દેહ અગ્નિ વિના દાઝે. ધન૦ ૨
કેને કહું ને ક્યાં જાઉં હું તો, રહે દીકરીઓ દીવો કેમ;
જપ તપ કરીને જોગીને નમતો, મન ધરતો વિધ વિધ વેંમ,
હાય કોણ ખાશે રે, લાણું કાંઇ નવ લહે. ધન૦ ૩
મહામહાકુકર્મ કર્યાં તેં, આવે તું ને આજ યાદ;
ભોગવનાર ભવિષ્ય મળ્યો નહિ, કર્યો શુદ્ધ પ્રેમનો પ્રમાદ,
વાદ વઢી વઢિયો રે, ડહાપણ આજ વારિ વહે. ધન૦ ૪
સાધુને તેડી તું સેવા કરે અતિ, વંધ્યદોષ નિવારવા કાજ;
મૂઢ વિચારીને જો કંઇ મનમાં, પુત્રપુત્રીવાળા આવે વાજ,
ધીંગો ધીર વીરજ રે, ગુરૂકૃપાએ તો રહે. ધન૦ ૫

## કાફી ૮ મી.

પુત્ર થાય તારે રે, શ્રાદ્ધ મારૂં સારી કરી;
કુકર્મની કમાઇ રે, ક્યાંથી સારી થાયે જરી. ટેક. ૧
સારો કદી થાય પુત્રજ તારે, કે પુત્રી થાય જાણ;
તારે મુખે તુંજ એમ કહે અસ્યા, પ્રભુ રાખે એના પ્રાણ,
સારાનો ખેલી સાંઇ રે, એમ રહે નિત્યે ડરી. પુત્ર૦ ૨
અહિંયાં ખપ જેનો અવનિમાં, તેનો ખપ જમપુર વિશેષ;
સારૂં મળે ત્યારે એમ વદે મુખ, તારે કરમે નઠારૂં છે શેષ,
પડે જો નઠારૂં રે, ત્યારે કર્મ કૂટે ધરી. પુત્ર૦ ૩
માયાકેરી આ ભૂલવણી કેવી, ચેત ચેત મૂઢ ચેત;

---

૪ ભવિષ્ય—દોલત. શુદ્ધ પ્રેમનો—ચૈતન્ય સ્વરૂપનો. ૫ વાજ આવે—દુઃખી થાય. ૧ તારે ઇ૦—મારે પુત્ર થાય તો ને મારૂં શ્રાદ્ધ સારી કરીને મને તારે.

સારે રાગ ન પૂર્ણ કરાયે, નઠારે ઉપજે નવ હેત,
ફજેત શે થાયે રે, વિચારી જો કાંઇ ફરી. પુત્ર૦ ૪
ધન વિદ્યા કે નથી પુત્ર કંઇ તારૂં, એ તો માયાનું છે મંડાણ;
આ કાયા અલ્યા! તારી નથી તો, શે બીજું જૂઠું નવ જાણ,
અમરવર સુધારસ રે, ધીરે ધીરે લેને ધરી. પુત્ર૦ ૫

## કાફી ૯ મી.

પત્ની ગણે પ્યારી રે, પત્ની પાખે ચાલે નહિ;
તે પત્ની થાય તારી રે, ધ્યાન ધારી જોને સહી. ટેક. ૧
કેટલા પતિ મૂકી ગઇ પ્રેમદા, રડતા રહ્યા આઠે જામ;
માયા એ મારી મારી કરતો તે, આવી ન તારે કામ,
ગઇ લલના લક્ષથી રે, ફરી તેં તો નવ લહી. પત્ની૦ ૨
ગઇ ગોરી તોય ગુણલા તું ગાયે, હાય હતી સ્વરૂપા શ્યામ!
મન ઠરવાનું ઠામ હતી તે, ન ગઇ મૂકી નિજ નામ!
ગઇ તે ગઇ જાણો રે, આવે નવ એ તો અહીં. પત્ની૦ ૩
તારી પ્રીતિ પૂર્ણ પ્રેમદા ઉપર, તેની પ્રીતિ કોઇ પર હોય;
મુખનાં મલોખાં કરી તુંને ઠગતી, નીકળી ગયા પૂઠે બેઠો રોય,
એ ખેલ માયાનો રે, કહેવાય ન કોથી કહીં. પત્ની૦ ૪
પુત્રવતી થાય ત્યારે તો પીડા, તુંને દુઃખના ડુંગર જાણ;

---

૩ સ્વરૂપા—સ્વરૂપવાળી. ન ઇ૦—પોતાનું નામ પણ પાછળ ન મૂકી ગઇ! અર્થાત્ તેની પાછળ તેનાં સંતાન હોત તો પણ સારૂં!

૪ મુખનાં મલોખાં ઇ૦—અર્થાત્ મોઢે મીઠું બોલીને. મલોખાં (સાંઠાં) ચાવવાથી જેમ શેરડી જેવો સ્વાદ આવતો નથી તેમ મોઢે મીઠું બોલવાથી કાંઇ અંતરમાં પ્રેમ છે એમ જાણવું નહિ.

પણ એમાંનું તું કાંઇ ન જાણે, જોને કેવું માયાનું મંડાણ,
ધીરો કહે ધારો રે, એના વિના જાય રહી ! પત્ની૦ ૫

## કાફી ૧૦ મી.

બારશો તો બેસે રે, બાઇ જ્યારે મળે નહિ;
વારંવાર એમ થાયે રે, શો પત્ની પાખે જીવું સહી. ટેક ૧
મન ઉથલપાથલ થાય અતિશે, પેરે પેરે પીડે તું કાય;
એક વાર જો લગ્ન થાય તો, મારૂં મનડું ઘણું હરખાય,
કોડી કોડી જોડે રે, વૈતરૂં તું મરે વહી. બારશો૦ ૨
અનેક કુકર્મ અવનિમાં કરે તું, પરણવાકેરે કાજ;
જે પરણ્યા તે કહે થયા પૈના, તોરે મન જે મોટું રાજ,
બન્ને પસ્તાયે રે, માયા કેવી કે'વી સહી ! બારશો૦ ૩
તારે તો ઓરિયો પરણ્યાકેરો, પરણ્યા ધારે મરે ટ્યારે નાર;
માયાકેરૂં રૂપ કેવું કહેવાયે, એનો પમાય ના રજ પાર,
એ અનિર્વચનીય રે, ખરેખરી મેં તો કહી. બારશો૦ ૪
આવું રૂપ ન કોઇનું નિરખ્યું, જેના વડે રહ્યું સહુ જકત;
એ માયાનો જીતનહાર કો માનું, રૂપ્યા જોગી મુનિને ભકત,
ધારે ધારે ધીરો રે, ગુરૂપદ નમે જઇ. બારશો૦ ૫

---

૫ રહી જાય ઇ૦—બાકી રહી જાય ( વક્રોક્તિ ). એવો ધારો છે—અર્થાત્ એવી સ્ત્રી વગર શું અટક્યું રહેવાનુ હતું વારૂ !

૧ બારશો બેસે-મોકાણ મંડાય ( મરી ગયેલાની સરવણીને દહાડે તેના સંબંધીઓ તરફથી તે અપાય છે તેને બારશ નાખવી કહે છે, તે પરથી )
૫ જીતનહાર--જીતનાર.

## કાફી ૧૧ મી.

મંદિર મોટું કરવા રે, મનસા ઘણી મનમાં ધરે;
કૃપણતા કરી કરીને રે, ધન અતિ ટોળે કરે. ટેક. ૧
ચાર લોકમાં વાત કરે છે, વર વની હજો નાર;
પણ તે ઘર વની નવ જોઇએ, એવા કરે જ્યાં ત્યાં ઉચ્ચાર,
પછે ઘર બાંધે રે, મારૂં મારૂં કહી મરે. મંદિર૦ ૨
ઘર બાંધ્યા પૂંઠે ઘરધણીને, લાગે અગ્નિતણી ઘણી બીક;
વાવાઝોડું થાયે જ્યારે ઘણું, ત્યારે આવે હૈયામાં હીક,
બીક ઘણી લાગે રે, માયા તારે તો તે તરે। મંદિર૦ ૩
મુખે વદે ઘરવાળા કહેવાઇએ, છે ઘણી ઘણી માથાફોડ;
ઘર બાંધતાં શું બાંધ્યું અમે ભાઇ, પહોચ્યા મનડાના કોડ,
એમ અટવાયે રે, ફૂલ્યો કોક દી તો ખરે. મંદિર૦ ૪
એક ઘર માંહે લગ્ન લાગી રહે, અવર ન સૂઝે કાંઇ;
જો સદ્દગુરૂનો સંગ થયો હોય, તો માયા મટાડે સાંઇ,
ધીરો થાય હીરો રે, ભારે ભાર નવ ભરે. મંદિર૦ ૫

## કાફી ૧૨ મી.

ઘર નથી જેને રે, તે તો ઘર ઘર કરે;
ક્યારે ઘર થાયે રે, મનસા મોટી મનમાં ધરે. ટેક. ૧
ઘર ઘર કરી બાળકડાં રમતાં, ધણીપણું જણાવવા માટ;
તે ઘર તો મુને નથી સાંપડતું, એવું તેવું ધારી ધરે ઉચ્ચાટ,
માયા મોટી માતા રે, ફૂલાવ્યા તે તો ઙરે. ઘર૦ ૨
ક્યારે ઘરધણી અમો કહેવાઉં, ત્યારે મારૂં મારૂં કહું સુખ;

---

૪ ફૂલ્યો ઈ૦—જે ફૂલ્યો તે કોઇક દિવસ ખરે છે.

નીકળો એવા શબ્દ સુણું કર્ણે, એથી શું વસમું દુઃખ!
અરે ન કમાયો રે, ઉંચું નવ આવ્યું થરે!! ઘર૦ ૩
પિતરાઇ પાડોશી જો લઢે કોઇ, તો ઘર વગરનો કહે સાર;
અમીર ઉમરાવને ત્યાં નવ તેનો, પા પૈસાભાર ભાર,
જામીની ન થાયે રે, ફૂલ્યો કરમાયો ફરે. ઘર૦ ૪
ઘરવાળાની કહી મેં પહેલાં, કરી માયાએ જે પેર;
ઘરવનો પસતાએ આવો, શું છે માયાનો ઓછો કેર!
ધીર ધરચ ધારણ રે, દૃઢતા ધરે તે તો ઠરે. ઘર૦ ૫

## કાફી ૧૩ મી.

માન મળે મોંઘું રે, કેમ સન્માન થાયે;
મોટા કરે જેવું રે, તેવું કરવા ધાયે. ટેક ૧
તેવાં વસ્ત્ર ને તેવી પાઘડી, તેવી ચાલે મૂર્ખ ચાલ;
જાણે જે મળે મુને માન મોઘું, ઘશી ઘશી કાઢે ભાળ,
તેજસ્વી હું દીસું રે, ત્યારે લોક ગુણ ગાયે. માન૦ ૨
માન આગળ દોડે એમ કરવું, એવી ભૂલે શીખામણ મૂઢ;
માન મેળવવા આગળ દોડે, એ છે માયાની ગતિ ગૂઢ,
કમાયા તે જાણો રે, જે આગે નવ ધાયે. માન૦ ૩
માનવાળા માનથી નવ રીઝે, કેટલાંક કારજ નવ થાય;
એ ભેદને જે નવ જાણે, તે માન મેળવવા ખત્તા ખાય,
આ તે માયા કેવી રે, વિશ્વ સઘળું વા'યે. માન૦ ૪

---

૩ નીકળો ઇ૦—'ઘર ખાલી કરો' એવા ઘરધણીના શબ્દ હું કાને સાંભળું છું. થરે—થરવા—થર જેટલું.

૩ માન ઇ૦—માન પોતાની આગળ દોડે એમ કરવું, એવી શીખામણને તે મૂઢ ભૂલે છે અને માન મેળવવાને પોતે આગળ દોડે છે. અર્થાત્ જે માનથી નાસે છે તેની પૂઠળ માન દોડે છે અને જે માનની પાછળ દોડે છે

માનના તાનમાં કૈંક થયા નર, ઘેલા ગાંડા અપાર;
માન ન મળ્યું રહ્યા રઝળતા, ભાગી ગયા તેના ભાર,
ધીરે માન ધાર્યું રે, એક ગુરૂપદ ગાયે. માન૦ ૫

## કાફી ૧૪ મી.

માનથી ઉલટું રે, હવે કહેવા હું ધારૂં;
અપમાન એનું નામજ રે, લાગે કોને નવ સારૂં. ટેક. ૧
અપમાનકેરા જેહ શબ્દો તે, માયાએ કર્યા ઉત્પન્ન;
જેહ માયાકૃતિ એ જાણે તે, થાય અપમાનથી પ્રસન્ન,
માન પણ તેવું રે, જાણ્યું તેણે મન માર્યું. માનથી૦ ૨
માનાપમાન સમાન ગણે જે, તેને માયાથકી શું થાય ?
પણ એવું ગણવું અતિ વિષમ લાગે, એ તો ગણતા મારા ગુરૂરાય,
બીજા નથી ભાળ્યા રે, ધોળે દહાડે અંધારૂં! માનથી૦ ૩
શુધ્ધ માયાનું સ્વરૂપ જણાયે, અનુભવાયે વારંવાર;
માનાપમાન સમાન ગણે તે, હોય જીતેંદ્રિય નિર્ધાર,
પણ એવું બનવું રે, તે તો વિરલ ધારૂં. માનથી૦ ૪
આવી બેઠા અને બોલાવ્યા નહિ તો, કે ગયા કોઇને ઘેર;
આગતાસ્વાગતા જો ન કરી તો, જીવમાં વરશી રહે ઝેર,
ફેર ઘણા ધીરા રે, મારે કહેવું શું સારૂં ! માનથી૦ ૫

## કાફી ૧૫ મી.

સારૂં થાય મારૂં રે, બીજાનું તો બળજો સહુ;
બીજાએ માર્યો બાપજ રે, કે એથી વધુ કાંક કહું. ટેક૦ ૧

---

૨ માયાકૃતિ ઇ૦—જે એવી માયાની કૃતિને જાણે. ૫ મારે ઇ૦—હવે મારે એ બેમાંથી કયાને સારૂ કહેવું ? માનને કે અપમાનને ?

સારૂં સારૂં અલ્યા થાય શે તારૂં, નઠારૂં બીજાનું કેમ;
કરણહાર કિરતાર કરે તે, થાય છે ક્ષેમઅક્ષેમ,
તારૂં ધાર્યું કાંઇ રે, નથી થવાનું હું કહું. સારૂં૦ ૨
માયા એ તો ભૂલાવે છે તુજને, મારૂં તારૂં પાડી બે ભેદ;
સમજે નહિ તેને કોણ સમજાવે, કરે કશું કુરાન ને વેદ,
માયામાં શું મોહ્યો રે, લુબ્ધ ઘણો થયો લહું. સારૂં૦ ૩
મોટા મોટા જોગી મુનિ મોહ્યા છે મારૂં સારૂં થવાને કાજ;
જો સમજીશ તો થઇશ તું મોટો, નીકર લાગશે સહુ જેવી લાજ,
પરપોટો તો ફૂટે રે, વૈતરૂં વ્યર્થ વહું. સારૂં૦ ૪
સારૂં નરતું થવાનું જે હોયે તે, મારી મૂકી કોકે ટાંક;
તારૂં ધાર્યું કાંઇ નહિ થાય મૂરખ, રડી રડી થાકીશ રાંક,
જલે ઝાંખ્ય માયાની રે, ધીરે ધીરે હું તો કહું. સારૂં૦ ૫

## કાફી ૧૬ મી.

કો અશુભ ન વાંચ્છે રે, ન જાયો જનની ધરા;
અશુભ શુભ બે તો રે, એક રૂપ નથી પરા. ટેક ૧
તોય કોઇ અશુભ ન વાંચ્છે, કોના તે ઘરની રીત!
માયાના ઘરનો ન્યાય એ કહાવે, બંધાય શુભમાં પ્રૌઢી પ્રીત,
આહા કેવી માયા રે, કરે એક મતના વરા. કો અશુભ૦ ૨
શુભાશુભ ઉપજાવ્યું છે પોતે, તેમ રમાડે મરકટ રાંક;
તોય બાજીગર કહેવાય ન પોતે, રૂપ અરૂપી લહેવાય કાંક,
પાર કોણ પામે રે, હશે છરી કે આ છરા. કો અશુભ૦ ૩

---

૩ લુબ્ધ—લોભાયલો. ૫ કોકે—પ્રારબ્ધ નામના કોઇક તત્વે. ટાંક—રેખ. જલે—તેજ. ૧ પરા—જૂદા. ૩ મરકટ—મર્કટ જેવા રાંક જીવોને રૂપ અરૂપી—અરૂપી એજ જેનું રૂપ છે એવો.

અશુભ શું ને શુભ શું ભાઇ, એવું ધરો મન માંય;
માયાનું જોર તો ત્યાં નવ ચાલે, પણ ઝાલે તે આવી બાંય,
ત્યારે ભૂલો પાછા રે, વરસે મીસરીના કરા. કો અશુભ૦ ૪
એવી અટપટી માયા તેને તો, જાણનહારા થાય કોક;
તેના આગળ એનું બળ નવ ચાલે, ફાંફાં મારે રહી ફોક,
ધીર ધરે ધારણ રે, માયા જીતે ખરેખરા. કો અશુભ૦ ૫

## કાફી ૧૭ મી.

ધન ઘણું મળે મુજને રે, તો તો હું સુખી થાઉં;
સુખ મળે સામટું રે, પછે બીજે નવ ધાઉં. ટેક. ૧
સુખના પ્રકાર કરે સામટા તે, તન રહે આરોગ્ય;
ધન મંદિર મળે મન માન્યાં, ભર ભામિની ભૂષણ ભોગ્ય,
સંતાન બે ચારેક રે, મળે તો સુખી થાઉં. ધન૦ ૨
કોઇ કાંઇ કહી શકે નહિ મુને, મારી શકે નહિ કોય;
અન્યનું ઉજડ થાય ભલે પણ, મુને ન રંજે સોય,
એવું એવું ધારે રે, ખાંતે ખારૂં શો ખાઉં. ધન૦ ૩
સ્વપ્નામાં ન આવ્યું હોય તેવું, સુખ કલ્પે છે મૂઢ;
માયાની ગતિ છે પાર વિનાની, જેની ગતિ ન સમજાય ગૂઢ,
આહા આ તે કેવું રે, વાહોલિયા શો વાઉં. ધન૦ ૪
સુખ સુખ ને સુખ સ્મરાયે, કોક લે કંઇક દુઃખનું નામ;
ઉપર ઉપરનુ તે જાણો, હાય દુઃખ ન આપીશ શ્યામ,

---

૪ મીસરીના—સાકરના. અર્થાત્ કરાને સાકર ગાનવાની પેઠે તમે સે.ભાઇને ભૂલો છો.

૨ ભર ઇ૦—ભામિનીને ભોગ્ય એવાં ભરપૂર ભૂષણ મળે ૩ રંજે—રંજાડે.

દાસ ધીરો કહેછે રે, વારી માયા હું જાઉં ! ધન૦ ૫

## કાફી ૧૮ મી.

દુઃખ દુઃખના ડુંગર રે, મારે શિર આવી પડયા;
શું પ્રભુ મેં બગાડયું રે, બીજાની તો વા'રે ચઢયા. ટેક. ૧
આ દુનિયા દુઃખરૂપ મને તો, કોણ કારણે દેખાય?
બીજાને તો સુખ સુખ દર્શે, પ્રભુ મારૂં દુઃખ તુંથી પેખાય;
મેં શાં પાપ કીધાં રે, કષ્ટ વેરી મુને નડયા ! દુઃખ૦ ૨
સુખિયાનાં સુખ ગણે આંગળિયે, તેના દુઃખનું ન થાય ભાન;
એવી માયાકેરી જાળ છે મોટી, માંહી ફસાય છે ગુણવાન,
દુઃખ તો અકારૂં રે, લાગે ઘાટ એવા ઘડયા ! દુઃખ૦ ૩
સુખદુઃખ તેહ સમાન ગણે છે, જેણે જાણ્યા માયાના ફંદ;
દુઃખ ન જોઇએ ને સુખને વાંચ્છે, તે તો જાણો મતિના મંદ,
માયાજાળ મોટી રે, અણગણ્યા એમાં અડયા. દુઃખ૦ ૪
માયા ને ઉપમા છેજ માયાની, બીજી એકે ન એને અપાય;
મોટા મોટા જોગીરાજ ભમાડયા, જે એને નિરંતર ગાય,
દાસ ધીરો ડરતો રે, જોયા જીત્યા નવ વઢયા. દુઃખ૦ ૫

## કાફી ૧૯ મી.

અરે રે અંગ લાગ્યો રે, રોગી કહે રોગ મને;
બીજા તો છે નિરોગી રે, દૈવ શું કહીએ તને. ટેક. ૧

---

૩ સુખિયાનાં ઇ૦—દુઃખિયા માણસો બીજા સુખિયા લોકોનાં સુખને આંગળીવડે ગણે છે કે અમુકને આટલાં આટલાં સુખ છે, પણ તેને તેમનાં દુઃખ કેટલાં છે તેનું ભાન થતું નથી. ૫ જોયા ઇ૦—એવા માણસ જોયા છે કે જે એની સાથે વઢયા તે એને જીત્યા નથી!

જ્યારે રોગ અંગોઅંગ વ્યાપ્યો, ત્યારે સંભારે તું રામ;
સાજો હતો ત્યારે જે ન સંભાર્યો, તે કયમ કરે તારૂં કામ,
વાંક નથી તારો રે, માયા તુંને ખેંચે કને. અરે રે૦ ૨
રોગમુક્ત થવા તું ઇચ્છે, તોપણ મટે નવ તેહ;
રોગિષ્ટ તને તું ચિંતન કરતો, મટે તો ભજું પ્રભુ એહ,
કયાં છે મટવાનું રે, નાશી વશ જાને વને. અરે રે૦ ૩
માયાનું સ્વરૂપ જો સમજે તો, રોગ મટે નિર્વાણ;
બાકી રોગીનું રોગી રહે તન, પંચ કરે પરમાણ,
હાણ થાય મોટી રે, કહું સત્ય ધોળે દને. અરે રે૦ ૪
મરજીવો થઇને લે મુક્તાફળ, માયાએ મૂક્યું જેહ;
એકાએક તું પલટાઇશ, થશે ઉજેકાર ઉજેહ,
પણ એ તો કયાંથી રે, ધીરો દાસ વદે જને. અરે રે૦ ૫

## કાફી ૨૦ મો.

માયાનો મર્મ મોટો રે, મહાન્તપદ માયાવડે;
સમર્થ સંત શૂરા રે, પલકમાં પાર પડે. ટેક. ૧
હેત પ્રીત રીત ગતિ માયા કહીએ, ચાતુરી વિવેક વિચાર;
લાડણ માયા બોલણ માયા, માયા હરિનો દિદાર,
શક્તિ માયાની રે, માયા તો મન રાખે ધડે. માયાનો૦ ૨
જ્ઞાન ધ્યાન હરિસ્મરણ ભક્તિ, માયાતણું પ્રમાણ;
કુરાન પુરાણ વેદ ભેદ ભારે, માયા મૂળ મંડાણ,

---

૩ રોગિષ્ટ તને—રોગવાળું શરીર છતાં. વશ—રહે. ૪ દને—દિને.
૧ મુક્તાફળ—મોતી (મુક્તિ રૂપી). મૂક્યું—તજી દીધું.
૨ લાડણ—લાડ કરનારી. દિદાર-સ્વરૂપ. હરિ જે મૂર્તિમાન ભાસે તે પણ માયાવડેજ.

આદ્ય દેવી શક્તિ રે, ગુણવંતી ઘાટ ઘડે. માયાનો૦
બ્રહ્મા માયા શંકર માયા, વિષ્ણુ માયા રૂપ;
માયા કરંદામાં કરંદ માયા, એ તો અકળ સ્વરૂપ,
જંતુ નવ જાયજ રે, અરણ્ય મધ્ય આથડે. માયાનો૦ ૪
મૂર્ખ કહે મેં માયા મૂકી, ત્યાગ કર્યો સંસાર;
માયા ત્યાં સુધી કાયા રહેશે, શોધો સરજણહાર,
કાયાવડે ધીરો રે, માયાનીવડે વસ્તુ જડે. માયાનો૦ ૫

## કાફી ૨૧ મી.

મુનિવર મોહ્યા રે, મહામસ્તાની માયા;
ડૂબાડીને દીધા રે, મહાજન ડાહ્યા ડાહ્યા. ટેક. ૧
જ્ઞાની ધ્યાની અને અભિમાની, વીર ધીર સમરથ શૂર;
જોગી જંગમ જતિ સેવડા, કંઇ ચોળી નાખ્યા ચતુર,
સંન્યાસી ને સ્વામી રે, લાલચમાંહી લપટાયા. મુનિવર૦ ૨
ખેપ કરીને ક્ષત્રિય ખાધા, બ્રાહ્મણ શૂદ્ર ને વંશ;
વેદી ભેદી ને પંડિત પુરાણી, કંઇ પછાડ્યા પરમહંસ,
વિવેકના સાગર રે, વિષયમાં વીંટાયા. મુનિવર૦ ૩
પરાશર સુરપતિ પુરંદર, નારદ મુનિ વશ કીધા;

---

૧ માયાતણું — માયાનું ( બળ ). ગુણવંતી—સત્વ, રજસ્ અને તમસ્ એવા ત્રણ ગુણવાળી.

૪ માયા ૦—માયારૂપ જગતના કરંદા( ઉત્પન્ન કરનાર )માં કરંદ (ઉત્પન્ન કરનારી શક્તિ રૂપ) માયા છે. અથવા કરંદામાં માયા છે અને કરંદ ( કરનાર ) રૂપ પણ માયા છે. જાય-( માયાની બાહાર ). ૩ વંશ—વૈશ્ય. વેદી—વેદ જાણનારા. ભેદી—ભેદ ( મર્મ )જાણનારા.

ચંદ્રમા ચિત્તમાં લલચાયા, એવા લક્ષણવંતા લૂંટી લીધા,
એકલશૃંગી આદિ રે, અરણ્યમાં અટવાયા.　　　મુનિવર૦　૪
મેદની સર્વે એના વંશમાં, મોહ્યા ચૌદ લોક;
શિવ વિરંચિ વિષ્ણુ મોહ્યા, એ આગળ ડા'પણ સૌ ફોક,
દાસ ધીરો કહે છે રે, કાયા ત્યાં સુધી માયા.　　　મુનિવર૦　૫

## કાફી ૨૨ મી.

માયાની મે'ર મોટી રે, માયા તો મુક્ત ગયા વાળે;
માયાને જે સેવે રે, તેનાં દુઃખ સહુ ટાળે.　　　ટેક.　૧
એક પ્રેમે નેમે ક્ષેમે સેવે કોઇ, માયાતણું મહારૂપ;
એ રૂપમાં તદ્રૂપ થાય તો, પામે અખિલનો ભૂપ,
આદ્યદેવી શક્તિ રે, ચળાવી જે નવ ચળે.　　　માયાની૦　૨
આશે પ્રકાશે ઉજાશે સેવે કદી, તો થાય તેહનું કામ;
મુખ માગી વસ્તુ આણી આપે એ, કરી દે આખર રામ,
આત્મારામ જાણે રે, અજ્ઞાન તિમિર ટાળે.　　　માયાની૦　૩
કામ હામને મામથી કોઇ, માયાનું કરે ભજન;
તે જન તો ભવસાગર તરતો, જેને જોઇ રીઝે ઘણા જન,
માયા એવી મોટી રે, પરમ દુઃખ પરજાળે.　　　માયાની૦　૪
તું ધારચ ન પાર, અપાર છે એ તો, માયા તે માયા જાણ;

---

૪ સુરપતિ પુરંદર—દેવના રાજા ઇંદ્રને. ૫ મેદની—પૃથ્વી. ૧ વાળે—પાછા આણે. ૨ ક્ષેમે—કુશળતાથી અગર કુશળ ઇચ્છીને. 'અખિલનો ભૂપ—સઘળાનો ઇશ્વર. આદ્ય દેવી શક્તિ—( માયાનાં વિશેષણ ).

૩ આશે—આશાથી. પ્રકાશે—પ્રકટપણે. ઉજાશે—ઉત્સાહથી. કરી દે ઈ૦—તેને આખરે રામ સ્વરૂપ ( બ્રહ્મરૂપ ) કરી દે. આત્મારામ—બ્રહ્મ. તિમિર—અંધકાર. ૪ કામથી—ઇચ્છાથી. મામથી—મમતથી.

માયા કમાયા ન, માયા મૂકી કહે, કમાયા તે પાષાણ!
ધીર ધ્યાન ધારણે રે, માયા ઓળખીને મળે. માયાની૦ ૫

## કાફી ૨૩ મી.

સ્વરૂપ જેણે જાણ્યું રે, તેને તો નથી દુઃખ ભાઇ;
નથી જાણવું સહેલું રે, રૂપારૂપી મહામાઇ. ટેક. ૧
જણાઇ જાય તે જાણે પલકમાં, સદ્ગુરૂનો થાય સંગ;
નવ રંગ અભંગ કાયા થાય ત્યારે, ભૂલે ગોપિયો શકે ત્રિભંગ!
દંગ થાય દેખી રે, જાણે બીજો જદુરાઇ! સ્વરૂપ૦ ૨
કરંદાનો કરંદા થાયે તે, ફરંદાતણો ફરણહાર;
તેજસ્વીમાં તેજસ્વી બને તે, માયાનો મહિમા અપાર,
માયા માતા સર્વની રે, જગત જેની કમાઇ. ,, ૩

---

૫ તું ઇ૦—તું એનો પાર આવશે એમ ધારીશ નહિ; એનો પાર અપારજ છે. અનુપમપણું વર્ણેછે. માયા ઇ૦. ધીર ઈ૦—ધીરોભક્ત કહે છે કે ધ્યાન અને ધારણા સાધનવડે માયાને ઓળખીને મુમુક્ષુજન આત્મા સ્વરૂપમાં મળે છે.

૧ રૂપારૂપી ઇ૦— કેમકે મહામાઇ (મહામાયા) રૂપારૂપી — રૂપવાળી અને અરૂપવાળી. ૨ નવ રંગ ઇ૦—જ્યારે માયાનું સ્વરૂપ જાણવામાં આવે ત્યારે આ કાયા નવા રંગવાળી અને અભંગ થાય. કેવી કાયા થાય તે વર્ણે છેઃ ભૂલે ઇ૦—શકે ગોપીઓ (વ્રજની ગોવાળણીઓ) ત્રિભંગ (મુરલી વગાડતાં ત્રણ જગોએથી વાંકા વળેલા કૃષ્ણ)ને પણ ભૂલી જાય! અર્થાત્ શ્રીકૃષ્ણ જેવો તે થાય.

૩ કરંદાનો ઈ૦—તે ઉત્પન્ન કરનારનો પણ ઉત્પન્ન કરનાર થાય. ફરંદાતણો—ફરનારનો. જગત્ ઇ૦—અર્થાત્ જેના પ્રભાવથી જગત્ ઉત્પન્ન થયું છે.

કેટલાક કહે છે પુરૂષ પાખે એ, સ્વયં પ્રકૃતિ સ્વરૂપ;
પુરૂષનો અંતરર્ભાવ એનામાં, એ તો ધરતી વિધ વિધ રૂપ,
એનું નથી કારજ રે, સ્વરૂપને લઉં સાહી. ,, ૪
મહાંત સંત ઘણા થયા તેણે, માયાનાં વર્ણન કીધ;
અનિર્વચનીય તો સહુ જન કહે છે, જાણી તેણે તો દુંદુભિ દીધ,
શૂન્યશિખરે જઇ શોધી રે, દાસ ધીર જ્યાં ગાઇ. ,, ૫

## કાફી ૨૪ મી.

મહામહારોગી રે, હોયે તન મનકેરો;
આધિવ્યાધિ ટાળે રે, સફળ કરી જગફેરો. ટેક. ૧
પુરૂષથકી પરૂ થાય કદી નહિ, કરમે લખ્યું જે દુઃખ;
પ્રકૃતિ તો પરૂ કરે પલકમાં, જો કો પ્રસન્ન કરે પ્રમુખ,
જેનું મુખ મોટું રે, નાખ્યો વિશ્વમાં ઘેરો. મહા૦ ૨
રૂપ કેવું તે ન કહેવાય કોથી, કૃત્ય દેખાય અનેક;

---

૪ કેટલાક ઇ૦--કેટલાક કહે છે કે માયા એ બ્રહ્મરૂપ પુરૂપ વિના સ્વયં (પોતે) પ્રકૃતિ સ્વરૂપ છે. અર્થાત્ માયા અનાદિ છે અને સ્વતંત્ર છે; એને બ્રહ્મનું અવલંબન નથી, એટલુંજ નહિ, પણ બ્રહ્મ પુરૂપનો પણ એનામાં અંતર્ભાવ છે. મતલબ કે ચૈતન્યનો ભાસ પણ માયામાંજ થાય છે. એનું ઇ૦--ધીરો કહે છે કે, પણ મારે એનું (એ વાતનું) કારજ નથી; હું તો માયાના સ્વરૂપને સાહી (પકડી) લેઊં છું. અર્થાત માયાનું સ્વરૂપ ઓળખવામાં આવે તોજ કૃતકૃત્ય થવાય છે.

૫ દુંદુભિ--નગારૂં. અર્થાત જેણે માયાને ઓળખી તે તો તરી ગયો! શૂન્યશિખરે જઇ--સમાધિસ્થ થઇને.

૨ પુરૂષથકી ઇ૦—કરમમાં જે દુઃખ લખ્યું હોય તે ચૈતન્ય પુરૂપથી કદી દૂર થઇશકે નહિ; કેમકે તે સદૈવ નિર્વિકાર અને કર્તૃત્વાદિ રહિત છે. પ્રકૃતિ

સારા માઠાની ગણના કરેછે, જેણે જાણ્યો સદ્ગુરૂથી વિવેક,
ટેક તો તેનો રે, ભલો મહિમા હેરો. મહા૦ ૩
રવ રવ રોગી તે ભોગી શો થાયે, વિયોગી યોગી બને અનેક;
દુખિયા સુખિયા કરવા એમાં શું, મારે તારે તે છેકાછેક,
અડગ ને અવળી રે, જેના વિના અંધેરો. મહા૦ ૪
ઘણા ઘણા સંત મહંત જોયા મેં, પણ માયામાં મોહ્યા સર્વ;
નામ વિહોણો ગુરૂજી મેં જોયો, જેણે તન મનથી તજ્યો ગર્વ,
માયારૂપ નિરખ્યું રે, નાખ્યો ધીર વીર વેરો. મહા૦ ૫

## કાફી ૨૫ મી.

લોભકેરૂં લક્ષણ રે, માયામાં તે પૂર્ણપણે;
અલોભી હોય કાયો રે, તે તો લોભી પૂરો બણે. ટેક૦ ૧
અલોભીને એ તો લોભ જગાવે, લોભી અલોભી કરે પરખાય;
ગહન ગતિ એની અવનવી ભાસે, લક્ષણવંતી લલના લેખાય,
દેખાય ન કોને રે, વેઢાવશા જોશી ગણે. લોભ૦ ૨
રામ નામમાં વિઘ્ન કરે અતિ, સ્વભજનની કરે તાણ;
તે તાણમાં જે જાય તણાઇ, તે વહોરી લે મોટી હાણ,
કદી ન તણાયો રે, કર્યે યત્ન ઘણે ઘણે. લોભ૦ ૩

---

ઇ૦—પણ પ્રકૃતિ તો સવિકાર અને કર્તૃત્વાદિ ગુણવાળી હોવાથી તે દૂર કરી શકે. પ્રમુખ —શ્રેષ્ટ ( પુરૂપ ). જેનું—જે માયાનું.

૩ હેરો—જુઓ. ૪ રવ રવ રોગી—રૂંવે રૂંવે રોગવાળો. ભોગીશો—ભોગી જેવો. યોગી—સંયોગવાળો. મારે—મૃત્યુ પમાડે. તારે—( દુઃખ સાગરમાંથી ). ૫ વેરો—કર.

૨ લલના—સ્ત્રી ( માયા રૂપી ). ૩ સ્વભજનની—માયાની ભક્તિ કરવાની. કદી ઇ૦—( ચોથી કડી સાથે અન્વય ). જે ઘણો ઘણો યત્ન

તે તો તરી ગયો આ ભવસાગર, એક પલકની માંય;
પણ એ તો દુર્ઘટની ઘટના, પૂરો પ્રારબ્ધી દર્શે ક્યાંય,
માયા મહામાતા રે, જીવાડે ને ઘણા હણે. લોભ૦ ૪
ધીર ધરે તેની ધીરજ ટાળે, વીર થાતાં વીરત્વ લજાય;
મીર અમીરને તારે બૂડાડે, ભાટ બ્રાહ્મણને ગળી જાય,
દાસ ધીરો ડરતો રે, અવનવાં એ તો જણે. લોભ૦ ૫

## કાફી ૨૯ મી.

અખિલેશ્વરી એ તો રે, ચેતો પામર પ્રાણી;
ભેદુએ ભેદ ન જાણ્યો રે, પુરૂષતણી એ રાણી. ટેક. ૧
એના પાર કોઇ ન પામ્યા રજ, વિરંચિ વિઠ્ઠલ વાગીશ;
પુરંદર શા ધુરંધર કંઇ ભૂલ્યા, જેણે ભૂલવ્યા પોતાના ઇશ,
શીશ નમાવો રે, અનિર્વચનીય જાણી. અખિલેશ્વરી૦ ૨
આખા વિશ્વને ભ્રમણ કરાવે, ભુલાવે વારંવાર;
દૂલાવે કોકને દેહ સંઘાતે, પામર જન શું પામે પાર?
પીલે પછે પ્રાણી રે, ફેરવીને ઘાણી. અખિલેશ્વરી૦ ૩
જેહ જાણે તેને તો જીતાડે, નાણે કરે તેને નરનાથ;
ગુફા ગહવરમાં ખવડાવે, ઝાલે ભૂખ્યો કહીને હાથ,

---

કરવા છતાં પણ કદી માયા તરફ નજ તણાયો તે તો એક પલકમાં આ ભવસાગરને તરી ગયો.

૪ પણ ઈ૦—પણ એ તો દુર્ઘટ વસ્તુ ઘટાવવા જેવું છે–એવું બનવું કઠણ છે. ૧ અખિલેશ્વરી–સઘળા જગતની ઇશ્વરી. પુરૂષતણી–ચૈતન્યપુરૂષની રાણી રૂપ ( માયા ). ૨ પુરંદર—ઇંદ્ર. પોતાના ઇશ—પોતાના પતિ મહાદેવ. ( પ્રકૃતિ કે માયાને પાર્વતી કહે છે માટે ). ૩ ઘાણી–( સંસાર રૂપી ).

સાથ સારો સેવે રે, મારો કહે તે તાણી. અખિલેશ્વરી૦ ૪
હેત પ્રીત રીત રૂડી રાખીને, જેણે અવનવું લહ્યું સ્વરૂપ;
પણ કાંઇ નહિ અને છે એવું જોવું, એ તો કેવો હશે ભ્રમકૂપ?
ધીર ધરે ધારણ રે, તે તો જાય ઝટ જાણી. અખિલેશ્વરી૦ ૫

## કાફી ૨૭ મી.

માયાને તો ન જોઇએ રે, ભજનહાર કો દેવા;
એ તો માને મીઠી રે, જેવા તેવાની સેવા. ટેક. ૧
સાચો ભક્ત થયો એનો જેહ, જેણે જાણ્યું સ્વયં સ્વરૂપ;
તેહતણું એ તો કારજ કરતી, થાય તેનામાં તે તદ્રૂપ,
જ્ઞાની કરે મોટો રે, એની છે એવી હેવા. માયાને૦ ૨
ગોતી કાઢે જો ગયો કંઇ નાશી, સભર ભરિયાં એનાથી ઠામ;
એના સંગથી હરિયો તરિયો, આપ્યો જગનિયંતાનો વિશ્રામ,
પામર પ્રાણી તારે રે, તેમાં શું લેવા દેવા ! માયાને૦ ૩
સ્વયરૂપી જ્યારે શંકર થયા'તા, ત્યારે મનાવી મોઘી મોજ;
તદ્રૂપીપણું શિવે તજ્યું જ્યારે, ત્યારે વનમાં આકુળિયા રોજ,
જુઓ જુઓ રૂપજ રે, નથી જવું કંઇ લેવા. માયાને૦ ૪

---

૪ નાણે—પરીક્ષા કરે. ૫ પણ ઇ૦—પણ જે કાંઇ નથી, અને વળી છે, એવું અનિર્વચનીય સ્વરૂપ જોવું એ કેવો ભ્રમરૂપી કૂપ હશે! અર્થાત્ એ કેવું ભરમાવા જેવું છે?

૨ હેવા—ટેવ. ૩ હરિયો—હરિ—વિષ્ણુ. માયાના સંગથી હરિ પણ તરી ગયા. શી રીતે તરી ગયા તે કહે છેઃ આપ્યો ઇ૦—તેને જગનિયંતાનો વિશ્રામ (ઠામ) આપ્યો. ૪ સ્વયરૂપી–માયા રૂપી. અર્થાત્ પાર્વતી મય. તદ્રૂપીપણું તજ્યું—પાર્વતીને દૂર કરી.

રાજીવલોચન રામ રૂપવાળા, તેણે સેવી માયા મહામાય;
ત્યારે તો તે મહાસુખી કહેવાયા, તજતાં કીર્ત્તિ ગઇ સહુ ક્યાંય,
માયા એ તો માયા રે, જાણે શું ધીરા જેવા! માયાને૦ ૫

## કાફી ૨૮ મી.

સહુ માયાને સેવે રે, ન સેવે (તે) જાંહે જાયે;
સેવામાં છે ફરકજ રે, લુબ્ધ થતાં લેવાયે. ટેક. ૧
આખે આખો જો લુબ્ધ થાયે તો, તરી જાયે સંસાર;
અધકચરો અકળાય અતિશે, તરે ડૂબે દખાય ગમાર,
દુઃખી અતિ થાયે રે, કોથી નવ કહેવાયે. સહુ૦ ૨
પુરૂષે તજિયો જેહ પુરૂષ તે, માયા રમાડે અપાર;
માયાનો તજિયો પુરૂષે ભજિયો, એવો વિરલ કોઇ અવતાર,
પછે કહો કોને રે, ભજવા સહુ ધાયે? સહુ૦ ૩
ઈંદ્ર યજ્ઞ અપાર કરે પણ, માયામાં જો લુબ્ધાય;
ખરો લુબ્ધાયો તો રહે સુખિયારો, અધકચરો દુઃખી થાય,
રાક્ષસ આવી પીડે રે, ભલે સુરપતિ રાયે. સહુ૦ ૪
દેવ દાનવ કે માનવને નવ, માયા ગણે તલમાત્ર;

---

૫ માયા— (સીતા રૂપી). ૨ લુબ્ધ થાય ઇ૦—ખોટાના પડછા વગર ખરાનું સ્વરૂપ જણાતું નથી. તેમ માયાને જાણ્યા વિના બ્રહ્મનું સ્વરૂપ જાણવામાં આવતું નથી. એક વાર જો માયાનું સ્વરૂપ જાણવામાં આવે તો પછી જે માયાને જાણનાર તે બ્રહ્મ છે એવું જ્ઞાન સેહેજ થાય એમ છે. માટે ધીરો વારંવાર કહે છે કે જે માયામાં પૂરેપૂરો લુબ્ધ થાય—તેના સ્વરૂપને ખરી રીતે જાણે, તોજ તે તરી જાય.

એકે આરે એ તો સર્વ બેસાડે, નવ જોતી પાત્ર અપાત્ર,
શાપ ખમે જાતે રે, સ્વરૂપ એક ધીર સાંચે. મુહુ૦ ૫

## કાફી ૨૯ મી.

સ્વરૂપ એનું કેવું રે, તે તો કહ્યું નવ કોઇ;
ત્યારે કેમ મુજથી રે, જણાય કંઇ સોઇ. ટેક. ૧
મોટા મોટા મુનિવરથી ન કાંઇ, માયાનું કહેવાયું સ્વરૂપ;
છે છે અને નથી નથી ભાખ્યા, રહ્યા હારી જનકશા ભૂપ,
ત્યારે હું તો કોણજ રે, નાખું ગરમળ ધોઇ. સ્વરૂપ૦ ૨
હારી ગયા કંઇક એને વર્ણવતાં, થાકી થયા કંઇક ધોથ;
કંઇ અકળાયા ને કંઇ કૂટાયા, કંઇ લડથડતા થયા લોથ,
ન કહેવાયું કોઇથી રે, રહ્યા રામશા રોઇ. સ્વરૂપ૦ ૩
તો પણ કાંઇક જણાવવા કારણ, મેં કરિયો છે યત્ન;
ધીરવીર થઇ ધ્યાન ધરે તો, માણે જાણે માયા રૂપિયું રત્ન,
પણ મહાગાઢું રે, ખુલ્લી નથી ખુશબોઇ. સ્વરૂપ૦ ૪
ધીરે અમરવર ગુરૂવર વરિયા, ધરિયા ચતુરના ચર્ણ;
ત્યારે તો તરિયા ગુરૂવર મળિયા, રાખ્યા ઉધરિયા શર્ણ,
દીધી ધીર ધારણ રે, હોનારૂં ગયું હોઇ. સ્વરૂપ૦ ૫

---

૪ ધીર વી૦—ધીર વીર થઇને (પૂર્ણ દ્રઢપણે) ધ્યાન ધરે (મનને એકાગ્ર કરે) તો માયા રૂપી રત્નને માણે. અર્થાત્ માયાના સ્વરૂપને જાણે. પણ મ૦—પણ એ જાણવું મહાગાઢું (ગહન) છે; અત્તરની ખુશબોની પેઠે એ તુરંતાતુરત જાણવામાં આવે એવું ખુલ્લું નથી. અર્થાત્ ઘણા દિવસના નિયમપૂર્વક અભ્યાસથી યોગશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે સિદ્ધિ વગેરે માયાનાં સ્વરૂપ જાણવામાં આવે છે. ૫ રાખ્યા ઉ૦—જ્યારે શર્ણ રાખ્યા ત્યારે ઉધરિયા.

મન જેનું નામ કહે છે, તે મટી વટી જો જાય;
તો તો ભારે બ્રહ્મે ભળાયે, લોક સકળ ગુણ ગાય,
આકાશ જેવો એ તો રે, હાથ આવ્યા વિના ભમે. મહિમા૦ ૨
મન જેણે પોતાનું માર્યું, તેણે મારી દીધું સહુ કાંઇ;
આપોઆપે અવિનાશી થયો તે, શુદ્ધ સ્વરૂપી સાંઈ,
રૂપ નથી મનનું રે, રૂપવાનને એ દમે. મહિમા૦ ૩
ઘટ ઘટ માંહી વ્યાપી રહ્યું છે, વધઘટ કરી અનેક;
પટના તંતુથકી હશે વધારે, એમાં નહિ મીનમેખ,
છે અખંડિત એ તો રે, શમાવ્યું જે નવ શમે. મહિમા૦ ૪
અલખ રૂપ એ મનકેરૂં માનું, છે જગતથી જૂદું જાણ;
જગત રૂપ ગણાયે છે એ તો, તેનું કયમ કરી કરૂં પ્રમાણ,
ધીર ધરૂં ધારણ રે, હૃદયામાં મન રમે. મહિમા૦ ૫

## કાફી ૨ ૭.

ભ્રમ ભારે મનનો રે, મટે ભ્રમ કારજ સરે;
મનના ભ્રમથી વિધ વિધ રે, ભાળું ભારે ભરે. ટેક. ૧

---

૨ મન ઇ૦—જે વસ્તુનું 'નામ મન' કહે છે તે જો મટી જાય અને વટી જાય—દૂર થઈ જાય. ૩ સાંઈ–પરમેશ્વર. રૂપવાન–આકારવાળો. ૪ ઘટઘટ-માંહી–પ્રત્યેક દેહમાં. વધઘટ કરી–ઓછાવત્તા પ્રમાણમાં. પટના ઇ૦–જેમ પટ ( વસ્ત્ર ) એક છતાં તેમાં તાંતણા અનેક હોય છે તેમ મન એક છતાં તેની વૃત્તિઓ અનેક છે. ૫ અલખ—અલક્ષ્ય ( ન જાણવામાં આવે એવું ). જગતથી જૂદું છે—કેમકે તે અનેક જગત્‌ની કલ્પના કરીને ઉત્પત્તિ કરે છે અને વળી લય પણ કરે છે, માટે. જગત્‌ રૂપ ઇ૦—( કેમકે તે જગત્‌નું ઉપાદાન કારણ છે ).

૧ ભ્રમ ઇ૦—મનનો ભ્રમ ભારે છે. એ ભ્રમ જો મટે તો કારજ સરે—મોક્ષ મળે. જે વસ્તુ જ્યાં ન હોય ત્યાં તે વસ્તુને દેખવી, અથવા અમુક વસ્તુને, તે હોય તેનાથી જૂદા પ્રકારની દેખવી, તેને ભ્રમ કહે છે.

અવિનાશી મુને જગત જણાયે, અવિનાશી નવ ઓળખાય;
એ ભ્રમ માનું હું મનડાકેરો, નીકર અવળું કેમ દેખાય,
મિથ્યા સત્ય માને રે, ધારણ એવી કોણ ધરે. ભ્રમ૦ ૨
દોરડી પડી જોઇ દરબડ દોડું, હાય આવી ખાય નાગ!
વાંકો ટેડો મારી પાછળ દોડે, કહું બીજાને તું પણ ભાગ!
સ્થિર થઇ ભાળું રે, ત્યારે તો મનસા ફરે. ,, ૩
અરે દોરડી આ તો પડી છે, નો'ય નો'ય એ સાપ!
એવા એવા તાપ કંઇક કરે મન, મન મટાડે સંતાપ,
જાપ જપું એનો રે, જેનાથી યોગી મુનિ તરે. ,, ૪
મૃગજળ જોઇ મન ઝંપલાવે, સુણ્યું ઘણી ઘણી વાર;
તોયે ભ્રમ કરાવે એ ભૂંડું, એને દયા ન આવે લગાર,
દાસ ધીરો કહે છે રે, મન નિશ્ચે પાછું કરે. ,, ૫

## કાફી ૩ જી.

હે મનડા મસ્તાના રે, સારામાં સારૂં તું તો ખરૂં.
મહામણિધર જેવું રે, નઠારૂં કૃત્ય તું તો કરૂં! ટેક. ૧
તું ભ્રમણચક્રમાં ભમે જ્યારે, ત્યારે ભમાવી દે ભવપાર;
કૂપ વાપિમાં ઉતારી તું તારે, ખવડાવે મોકમ માર,
હાર પહેરાવે રે, તારૂં નામ લેતાં ડરૂં! હે મનડા૦ ૨
પરમેશ્વર કરી તુંજ પૂજાવે, તુંજ મગાવે ભીખ;
શાણાકેરૂં સ્વરૂપ ધરી તું, દેવડાવે લોકને શીખ,

---

૨ અવિનાશી ઇ૦—અવિનાશી (બ્રહ્મ) તેજ મને જગતરૂપે જણાય છે, પણ તેને વિષે અવિનાશી ઓળખાતો નથી. અવળું—(આત્માને વિષે આત્મા ન દેખતાં જગત્ દેખાવા રૂપ). ૩ રજ્જુસર્પનું દૃષ્ટાંત આપે છેઃ દોરડી ઇ૦. મનસા—વિચાર.

બીક ઘણી લાગે રે, તારો તાર્યો હું તો તરૂં. હે મનડા૦ ૩
તું થાય ચાકર તું થાય ઠાકર, તું થાય દેવાધિદેવ;
તુહિ તુહિ એક મનડા તુજને, હું ભજું તજી અહમેવ,
સેવ સાધું તારી રે, વશ થવા વા'લે વરૂં. હે મનડા૦ ૪
જો સ્થિર થઇ તું ઠામ રહે તો, આપ સ્વરૂપ તે ઓળખાય;
બ્રહ્મનો ભાસ કરાવે તું પળમાં, લગન લાગ્યું તે લેખાય,
ધીરો કરે હીરો રે, મેળવી દે સદ્‌ગરૂ. હે મનડા૦ ૫

## કાફી ૪ થી.

મૂળ પૂછું હું તો રે, જ્ઞાની મુનિ ગોતો ઘરમાં;
બતાવી દ્યો સહેલું રે, જવું ન પડે પરમાં. ટેક. ૧
ભ્રમકેરૂં તમે મૂળ કહો, પંડિત પુરાણી સુજાણ;
કુરાની પુરાણી વચના ભાખો, નથી નથી તમે અજાણ,
મૂળ મારે જોઇએ રે, તંત નથી કંઇ તરમાં. મૂળ૦ ૨
મારા ગુરૂએ મુને બતાવ્યું; તમે નવ બોલો જે વાર;
તે વારે તો હું કહી દેવું વહેલો, સમજી લેજો સહુ સાર,
સાહી રાખો સાંઇ રે, પેશી જાય મન દરમાં. મૂળ૦ ૩

---

૪ વશ ઇ૦—તું વશ થાય માટે વાહાલ આણીને તને વરૂંછું.
૧ ગોતો—શોધો. ઘરમાં—અંતરમાં. પરમાં—બીજાની પાસે.

૨ વચના—વેણ-વચન. અથવા પુરાણીવચના (ધરડા) એવા હે કુરાની (કુરાન જાણનારા તમે ભાખો. તરમાં—મુદ્દે અથવા તોરમાં. તોર આણીને કાંઈ તંત (વાદ) કરવો નથી.

૩ સાહી રાખો ઇ૦—હું જે ભ્રમનું મૂળ બતાવું છું તેને ઝાલી રાખો. ભ્રમનું મૂળ જે મન તેનેજ ઝાલી રાખવાનું—કબજે કરવાનું છે, એ ધ્વનિ. શામાટે ઝાલી રાખવાનું કહોછો ? પેશી ઇ૦—જેમ સાપ દરમાં પેશી જવાથી

ભ્રમકેરૂં જે મૂળ પૂછ્યું તે, હું મન માનું નિર્ધાર;
મારે ને મારા ગુરૂજીકેરે મતે, ભલો ભરાવ્યો ભાર,
તાર કાઢી જોયો રે, આવ્યું સત્ય એ કરમાં. મૂળ૦ ૪
ભ્રમનું મૂળ જ્યારે મન જણાયું, ત્યારે સૂઝ્યો સીધો ઉપાય;
બલિહારી ગુરૂ દેવ છે તમને, ધીરે હીરે કર્યો મહાકાય!
છે સહેલામાં સહેલું રે, ન ગોતવું અપરમાં. મૂળ૦ ૫

## કાફી ૫ મી.

મન તો માણીગર રે, મન તો જોગી જંગમ બને;
મન તો બને નારી રે, મન યારી ધરતું કને. ટેક. ૧
તૈયારી સહુ મનકેરી જાણો, આરી બારી અટારી સર્વ;
વારી જાઉં એવા મનને હું વહેલો, ધારી ધારી તજું મન ગર્વ,
સારી સારી વાતો રે, ઠારી ઠારી ઠોકી જને. મન૦ ૨
પારી અપારી એ મનની ધારી, ક્યારી ખારી મીઠી અનેક;
ચારી ચરાવી ચતુરાઇ એની, ડારી ડરાવીનો વિવેક,
વારી એની વસમી રે, લાગે મોટી મારે મને. મન૦ ૩

---

હાથ નથી આવતો તેમ મન પણ તમારા કબજામાંથી છટકી જાય એવું છે, એ ધ્વનિ.

૪ તાર ઇ૦—જેમ ચાસણી પારખવાને તાર કાઢી જોવામાં આવે છે તે ઉપરથી ચાસણી વિષે નિશ્ચય થાય છે, તેમ ભ્રમના મૂળનો પણ નિશ્ચય કરી જોવો. ૫ મહાકાય—બળવાન. અપરમાં—બીજામાં.

૨ આરી—સુતારનું ઓજાર છે. એ પણ મનથીજ થયેલું છે. સારી ઇ૦—જે જે સારી સારી વાતો છે તે પણ જને ( લોકમાં ) ઠારી ઠારીને ( ઠરાવી ઠરાવીને ) મનેજ ઠોકી બેસાડેલી છે.

૩ પારી ઇ૦—પાર અને અપાર, એ પણ મનેજ કલ્પેલું છે. ક્યારી ઇ૦—આ ક્યારી ખારી છે અને આ મીઠી છે એવી અનેક વાતો મને ઠરાવી છે. ચારી—( ગાય, ભેંશ, વગેરેને ). એની-(મનની).

તારી નારી કંઇ નૌતમ એણે, ભારી ભુંડા લખ્યા ભોગ;
મારી મચરડી કંઇ ચોગીને માર્યા, હારી રહ્યા તે રવરવ રોગ,
ઠારી ઠીક ઠાઠમાં રે, છારી કરી નાખ્યા વને. મન૦ ૪
ઝારી ઝલાવીને તુંબી ઝલાવી, કારી કરાવી કામ;
ધારી જમાડી જુવંતીની સાથે, ડારી દયિતા તજાવ્યું નામ,
ધારી ધારી ધીરો રે, વારી વારી નમતો તને !! મન૦ ૫

## કાફી ૬ ઠ્ઠી.

માન્યું મનકેરૂં રે, મનાએ છે સહુ જગમાં;
એની તો એ મોજે રે, રંગે આવી જાય રંગમાં. ટેક. ૧
સુખ તો એના ઘરકેરૂં શાણું, દુઃખ એનું દેખાય;
નર્ક ને નાક એનાં નિરમેલાં, શુભાશુભ એનાથી લેખાય,
ઉંચામાં એ ઉંચું રે, ભેળવી દે હગબગમાં. માન્યું૦ ૨
પાપકેરાં આ તો કર્મ કર્યાં મેં, એવું મનાવે મનરાજ;
હવે એવાં કરાય ન મુજથી, તર્ત વેળાએ કરાય ત્યાજ,
લાજ એને કાંઇ નવ રે, મરી ધારે એ મગમાં. માન્યું૦ ૩
પુણ્યનાં કારજ એજ કરાવે, પુણ્યધારી ધરાવે નામ;

---

૪ તારી ઇ૦—એણે ( એ મને ) કંઇ નૌતમ નારીઓને તારી છે, અને કંઇના નસિબમાં ભારે ભુંડા ભોગ ભોગવવાના લખ્યા છે. ઠારી૦ ઇ૦—કેટલાકને ઠીક ઠાઠમાં ઠારીને વળી છેવટે તેમની છારી ( રાખોડી ) કરીને વને ( વનમાં કે પાણીમાં ) નાખી દીધા. ૫ ઝારી—ઝારમાં.

૨ નાક—સ્વર્ગ. ભેળવી દે ઇ૦— અર્થાત એ હગબગ કરી નાખે. ૩ મરી ઇ૦—લોકોમાં કહેવત છે કે, ફલાણો તો મગનું નામ મરી ન કહે" એવો છે. એમ છતાં પણ, ધીરો કહેછે કે મન મગને મરી ધારે એવું છે. અર્થાત્ મન ગમે તેવા હઠીલાપર જય મેળવે એવું છે.

તેને પાપી કહેવડાવે એ પળમાં, છે મનનું તે મોટું કામ;
તુહિ તુહિ એકજ રે, સહુ તારે એક ડગમાં. માન્યું૦ ૪
ધીરને હીર તું અર્પણ કરી દે, હરી લે પાછું તેજ;
તારા સમાન તો તું એક મનડા, ધરચ પૂર્ણ તું મુજપર હેજ;
દાસ ધીરો કહે છે રે, રહે તું મારી વગમાં. માન્યું૦ ૫

## કાફી ૭ મી.

મનવા ફેર તારા રે, ફરતા ઘણા ઘણા દીસે;
ફૂદડીના ફરનારા રે, હારે તુંથી વશે વીશે. ટેક. ૧
અટાપટાની અસિ નવ તુજને, પહોચી શકે પળવાર;
તેની ઝપટ પણ ઓછી જણાયે, તારા ફેર આગળ નિર્ધાર
ફેરો ને ફેર તારો રે, બીજા તુંથી બીશે. મનવા૦ ૨
આકાશકેરા રંગ ફરે તે, તીવ્ર દષ્ટિવાળાથી જણાય;
તું તો ફેરો અને ફાળ જે મારે, તેની ગણના કોથી ન ગણાય,
ફેર ફેરી તારાં રે, બીજાં તો સહુ રહે મિષે. મનવા૦ ૩
વંટોળિયાકેરો ફેર વગોવે, લોક વિચક્ષણ લાખ;
મનનો ફેરો ન તેમને દેખાયે, જેના ઘેરા અઘેરાની મોટી, સાખ
ફરતામાં તું મોટું રે, હોંસ ધરી તું તો હીસે. મનવા૦ ૪

---

૫ ધીર—ધૈર્ય. હીર—બળ. ૧ મનની ચપળતા વર્ણે છેઃ મનવા ઇ૦. વશે ઇ૦—વીશ વશા. હારે—અર્થાત નિશ્ચય કે પૂર્ણ રીતે હારે.

૨ અસિ—તરવાર. ફેર—ફરકવાળો—જૂદા પ્રકારનો. તારો ફેરો તો કોઇ જૂદાજ પ્રકારનો અથવા તારો ફેરો અને ફેર એજ ખરાં છે. મિષે —બાહાને ( બહાના રૂપ થઇને ).

૪ ઘેરા અઘેરાની—ઘેરવાની અને ઘેરામાંથી છોડવાની. ફરતામાં ઇ૦— જેટલાં ગતિવાળાં છે તેમાં તું સર્વથી શ્રેષ્ઠ ગતિવાળું છે.

સ્થિર થવાનું ન તું રજ જાણે, ફરવાનું તારે વ્યસન;
રંક હોય તોય એમ ધરે મન, ક્યારે ભેટું જઇ રાજન,
ધીરે ધીરે ભેટે રે, મનડું ભરાએ રીસે. મનવા૦ ૫

## કાફી ૮ મી.

મન બાજીગર રે, રૂપ ઘણાં ઘણાં ધરે;
ક્યારે થાય સંન્યાસી રે, ક્યારે નારી ધરે કરે. ટેક. ૧
ક્યારે તો બ્રહ્મચારી બને તે, પંચ સ્થળે રાખી કેશ;
ક્યારે મૌન વ્રતધારી બને એ, બાજીગરના જેવા લે એ વેષ,
કરે મન માન્યું રે, ભોગ ભારે ભારે ભરે. મન૦ ૨
ઢુંગાકેરો કદી ધંધો કરે એ, જુંગા ઝપેટે હજાર;
સાધુરામ બને કોઇ સમયે, ગટક મણકો મૂકે સાર,
મન બહુરૂપી રે, એને જીતે તેહ તરે. મન૦ ૩
પતિવ્રતા પત્ની થઇ ફરે કદી, મન રાખી અતિ મેલ;
એક વેશમાંથી બીજા પલટે ઝટ, હોય ગાયને થઇ જાય બેલ,
એવું છે ફરતું રે, વિશ્વાસ ન એની પરે. મન૦ ૪
પવિત્ર થઇને પુસ્તક વાંચતાં, જગાડે કામ વિકાર;
કામિનીકેરી લઢાઇ કરી કંઇ, ખવડાવે મોકમ માર,
દાસ ધીરો કહે છે રે, મન ફાવે તેમ ફરે. મન૦ ૫

## કાફી ૯ મી.

ભૂત જેવું ભમતું રે, મન અહીં તહીં નાસે;

---

૫ મનની ત્વરા વર્ણે છે: ધીરે ઇ૦—જો કોઇ ધીરે ધીરે ભેટે તો મન રીસે ભરાય છે કે જલદીથી કેમ ભેટાતું નથી? ૩ ઢુંગાકેરો—ચોરનો. જુંગા—લુચ્ચા.

ડરાવ્યું ન ડરતું રે, ત્રાગાથકી નવ ત્રાસે. ટેક. ૧
જાણીતા જનથકી કોઇ વારે, ભય પામે અપાર;
આખા અંગને ધ્રડકાવી દે તે, કિંચિત માત્ર સુણી ધબકાર,
કોકને તો નચાવે રે, અવનવું એ ભાસે! ભૂત૦ ૨
રાજ્ય અપાવી દે કોકને મનડું, કોકનું લઇ લે જાણ;
કોકને રોગી કરી રખડાવે, કોકને કહે લઉં તારા પ્રાણ,
થાપણ આપે કોને રે, અતિશે જ્યારે ઉલ્લાસે. ભૂત૦ ૩
ધોળે દિવસે અંધકાર દેખાડે, ઊજડ દિશાઓ અપાર;
લીલા લેહેર વળી ત્યાં નિરખાવે, મનનો પમાય ન પાર;
ધારે તે એ કરતું રે, પૂરણ રૂપ પરકાશે. ભૂત૦ ૪
હામ ભીડાવી દેશ જવાની, નદી નાળે ખેંચાય;
પાછું ફરે બીકણ થઇ પોતે, મનતણા ગુણલા ન વંચાય,
ધીર ધરો ધારણ રે, બહુરૂપી છે પાસે. ભૂત૦ ૫

## કાફી ૧૦ મી.

દાના ડાહ્યા કહે છે રે, પકડો એવા મનડાને;
બાંધી રાખો બળે રે, માહાત્મ્યવાળા વડાને. ટેક. ૧
નાશી નાશી એ જાય શું નરથી, નર વશ કરે મોટા વાઘ;
મર્કટાદિકને માનવ કરેછે, ફરવે પહેરાવી પાઘ,
ડાઘ લાગે દિલને રે, પકડો એ તો છડાને. દાના૦ ૨

---

૫ બહુરૂપી છે૦—બહુરૂપી જેવું મન પાસે અંતરમાંજ છે. આવા સામર્થ્યવાળું મન જો વશ કરવામાં આવે તો ઇચ્છેલા ફળને આપે એ તાત્પર્ય છે

૧ માહાત્મ્યવાળા વડાને—માહાત્મ્યવાળાને અને વડાને. ( મનનાં વિશેષણ ). ૨ કરે છે—( વશ ). છડાને—એકલાને. અથવા તોછડાને—હલકાને. ( મનનું વિશેષણ ).

બાંધી રૂંધી એને રાખો બળથી, કળથી કરો કંઇ કેદ;<br>
મારો મચરડો ને ઘાલો ઘચરડો, પૂરી કાઢી નાખો એની પેદ,<br>
ભાર શા છે એના રે, વશ કીધા વડાને. દાના૦ ૩

અમથા લોક અમથી કરે વાતો, નરનું જાણે ન ઝવેર;<br>
વ્યાઘ્ર જેવા નર વશ કરી દેતા, તેને મનડાતણી શી પેર,<br>
ભાગે વહેલા વહેલા રે, કોરાકટ ઘડાને! દાના૦ ૪

એવી એવી વાતો અનેક થાયે, બેડશીઓની અપાર;<br>
મન માતંગ આગે નવ ચાલે, સર્વનો લય થાયે નિર્ધાર,<br>
ધીર પાદ મૂકી રે, પીલી નાખે પડ્યાને. દાના૦ ૫

## કાફી ૧૧ મી.

ક્રોધી કરે કૂડું રે, મન મસ્ત થઇને જદા;<br>
સારૂં માઠું ન ભાળે રે, ગાઢે તેનું રૂપ તદા. ટેક. ૧

અંગ ધ્રૂજાવે ને વેર વસાવે, કેર કરાવે અનંત;<br>
વહાલામાં વહાલો એ પુત્ર મરાવે, ન જુએ જોગી જતિ કે મહંત,<br>
સંતને સૂવાડે રે, શાંતિ નવ ધરતું કદા. ક્રોધી૦ ૨

ધુંધવાતા અગનીની પેરે, અંગમાં ઉપજાવે આગ;<br>
ધીમે ધીમે સળગ્યા કરે નિત્યે, બાળે ધારેલો જેટલો ભાગ,<br>
ત્યારે થાય ટાઢું રે, ક્રોધી એવું જુઓ સદા. ક્રોધી૦ ૩

કોઇનો બોલ ન કર્ણે ધરે કદી, ખવડાવે મોકમ માર;

---

૩ ઘાલો—બેડીમાં. ૪ ભાગે ઇ૦—એવી રીતે કોરાકટ ઘડાને વેહેલા વેહેલા ભાગે છે! (વક્રોક્તિ)—અર્થાત્ જેમ કોરો ઘડો ભાગવાનું કામ સહેલું છે તેમ મનને પકડવાનું કામ સહેલું નથી. ૫ એજ વાત સ્પષ્ટ કરે છે: એવી એવી ઇ૦. માતંગ—હાથી. પડ્યાને—પોતાના પગ આગળ પડેલાને. ૧ મનની વિક્રિયાઓ વર્ણે છે: ક્રોધી ઇ૦.

અનેકનો હિસાબ ગણે નહિ, ક્રોધ ચઢ્યો જેણી વાર,
ધાર્યું કરે ધ્યાનતું રે, આપેલું કરવાને અદા. ક્રોધી૦ ૪
નિર્બળ કોઇક વાર એ થાયે, થાય સબળ કોઇક વાર;
એના રંગ તો એજ જાણે ભાઇ, શું લે' ગુણહીણા ગમાર,
ધીર ધરે ધારણ રે, તે તો રહે સદા મુદા. ક્રોધી૦ ૫

## કાફી ૧૨ મી.

મોંઘી વસ્તુ મળતી રે, મનવાને કદી ખાવા;
તેને તે તરછોડે રે, જાય કુશકા સા'વા. ટેક. ૧
નારી મળી હોય સારી કદાપિ, તોય નઠારી જોઇ લલચાય;
તેની પૂઠે પૂઠે ફરતું હીંડે તે, ખત્તા ઘણા ઘણા ખાય,
સમજે નવ સારૂં રે, ધૂળમાં જાયે ધાવા. મોંઘી૦ ૨
જેવું જોઇએ તેવું ગેહ મળ્યું તોય, પરનું દેખી પસ્તાય;
આવુ જો હોત મારે કદાપિ તો, દુઃખ દિલમાં નવ થાય,
મળે જ્યારે તેવું રે, ત્યારે કહે થઉં બાવા. મોંઘી૦ ૩
બાવા થઇને બચ્ચાં રમાડે, એવા મનડાના વિવિધ તરંગ;
રાતા પીળા કે આકાશના સર્વે, એનામાં ભરિયા છે રંગ,
એને કેવું કહેવું રે, તેના તો લેવા લા'વા. મોંઘી૦ ૪
એને ઉપદેશ કરે ઘણા સંતો, તોય તજે નવ ટેવ;
પોતાનું ધાર્યું એ પૂર્ણપણાનું, એવો એણે ધર્યો અહમેવ,
ધીર એ કરંદા રે, ગંગામાં એ જાય ના'વા. મોંઘી૦ ૫

---

૪ ધ્યાનતું—પોતાના ધ્યાનમાં આવ્યું તે પ્રમાણે. આપેલું અદા કરવાને—ફરજ બજાવવાને. ૫ મુદા—હમેશાં.

૧ મનની તૃષ્ણાવૃત્તિ વર્ણે છેઃ મોંઘી ઇ૦. ૩ ગેહ—ઘર. બાવા—વેરાગી.

૪ એને ઇ૦-એને કેવું કહેવું, એ વાતના તો લાવા લેવાના છે. અર્થાત્ મનન લક્ષણ કરવું એ મોટો લાભ મેળવ્યા બરાબર છે.

## કાફી ૧૩ મી.

માન મારૂં મનવા રે, શીખામણ હું આપું;
કહ્યું ઘણા સંતે રે, તેનું તેં તો ઉથાપ્યું. ટેક. ૧
માનીશ મારૂં એવી નથી આશા, તોય કહેવા કરૂં વિચાર;
માનવું હોય તો માનજે તારે, નીકર છેડે બાંધીશ ઉચ્ચાર,
ભાર તારો ભારે રે, કપાય તે હું કાપું. માન૦ ૨
અવળી અવળી વાતો અનેક કરે તું, મૃગનેણીમાં મોહાય;
એ મૃગનેણીને તેંજ કરી છે, તારે મતે તેહ સુહાય,
મિથ્યા માન તેને રે, એનું નથી કાંઇ દાપું. માન૦ ૩
પંચામૃત પકવાન ધર્યાં હોય, તું જો સમજે રાખ સમાન;
તો ભિન્નભાવ કશો નથી ભાઇ, નથી રંકને કોઇ રાજાન,
એ તારૂં કર્યું સર્વે રે, તું તો થાપું ઉથાપું. માન૦ ૪
ભમવાકેરી ટેવ ભૂલે ભાઇ, તો સુધર્યું તારૂં સર્વ;
માનીશ તો તેમાં કીર્ત્તિ છે તારી, ગોદા ખાઇશ ધરીશ જો ગર્વ,
ધીર ધરચ ધારણ રે, મનવા કહે તે આપું. માન૦ ૫

## કાફી ૧૪ મી.

ઇંદ્રિયો તો સર્વે રે, તારે વશ થઇ રહી;
તું નચાવે તેમ નાચે રે, વહેવરાવે ત્યાં તો વહી. ટેક. ૧
જેમ તું કરાવે તેમ તે કરતી, તારે વશ સદા સર્વ કાળ;
બાજીગરની ઢીંગલી પેરે, તું તેને નચાવે નિર્ધાર,
દોરી તારા કરમાં રે, સંત શાણાએ તો કહી. ઇંદ્રિયો૦ ૨

---

૨ છેડે બાંધીશ ઉચ્ચાર—મારો બોલ પાછો ખેંચી લેઇશ. ૩ મિથ્યા ઘ૦—એ મૃગનેણીને તું મિથ્યા માન.

તુંજ ઊડાડે ને તુંજ બેસાડે, તુંજ ચઢાવે વિમાન;
નરકમાં અલ્યા તુંજ નખાવે, ગુણહીણુ શે થાય? તજ ગુમાન,
નથી કાંઈ લાભજ રે, લાલચ નવ અમે લહી.          ઇંદ્રિયો૦ ૩
જેને જેને તું માને છે મોટું, તે તે છોટું છે છેક;
અમારૂં કહ્યું અવળું નથી મનવા, કરી જો કાંક વિવેક,
સ્થિર ઠરવાનું રે, ગોતી લેને આજ ગ્રહી.          ઇંદ્રિયો૦ ૪
તારે કાજે અમો શ્વાસાને તોડું, જે શ્વાસાથી થાય શુભ કાજ;
તેનો વિચાર વહેલું કંઇક કરજે, વ્યર્થ ન આણીશ વાજ,
ધીર ધર ધારણ રે, માલ હોય જો આ મહીં.          ઇંદ્રિયો૦ ૫

## કાફી ઉપર શ્રી.

થીર ઠરવાનું રે, નથી લાધ્યું ઠેકાણું;
વિધવિધ વૈભવ રે, ભોગવ્યા ભરી ભાણું.          ટેક. ૧
કૈંક નારીની સંગે તું નાચ્યો, કૈંક રમ્યો સનવા અપાર;
કૈંક તેં માર અથાગ તો ખાધો, કૈંક માર્યો મહિલાને માર,
કૈંક થયો દાસજ રે, પૂરૂં કંઇ ન પરમાણ્યું.          થીર૦ ૨
તેં તારૂં કામ શોધવા કાજે કીધો, જોગીને મઠ વિશ્રામ;
તે જોગીને ભોગી કરી દીધા, ન રાખ્યું જોગનું કિંચિત નામ,
ટેવ પડી એવી રે, આધું તેને ક્યાં આણું.          થીર૦ ૩
બેરૂં મૂગું થઇ કૈંક બેઠું'તું, તોય તને ન વળી નીરાંત;
બે જણને બાંધી તેંજ વઢાડ્યા, તારી વૃત્તિને કર કંઇ શાંત,

---

૫ શ્વાસાને ઇ૦—વાણી બોલતી વખતે જે શ્વાસનો પ્રવાહ તૂટે છે તેથી આયુષ્ય કમી થાય છે, એમ કહે છે. પણ હે મન! તારે કાજ અમે તે પણ કરીએ છીએ, તો તું અમારૂં કહ્યું માન. આ મહીં—આ વાતમાં.
૨ મહિલા—સ્ત્રી.

શું આવું ને આવું રે, રહીશ તું અણજાણ્યું. થીર૦ ૪
તારામાં તારાપણું અતિ મોટું, વિચારી જો વારંવાર;
તુજ તારો અલ્યા ભાર ભાગે છે, સમજી જા શુધ્ધ સાર,
ગોઠી થા તું જ્ઞાનનો રે, ધીરે એવું મન આણ્યુ. થીર૦ ૫

## કાફી રફસી.

ચાલ ચેતો મનની રે, ગતિ તો જેની ગહન ઘણી;
સિંહ જેવી ચાલ ચાલે રે, ગતિ નવ જાયે ગણી. ટેક. ૧
કૂદકા મારીને ચાલે છે કદી એ, કદા ફુટ લઇ મારે ફલંગ;
કોઇકિ વાર સંતાઇ પેસે છે, રૂપ દેખાડીને કરે દંગ,
જંગ મચાવે રે, ભક્ષને ભાવે હણી. ચાલ૦ ૨
ઘૂ ઘૂ કરીને ગાજે છે પળમાં, શબ્દ કરી દર્શાવે ચાલ;
આળસવાળું સ્વરૂપ ધરે કદી, ડગલું ઉંચકયાના નવ હાલ,
બેહાલ થાય બાપડું રે, મૂલ જેનું મોંઘો મણિ. ચાલ૦ ૩
માતંગ જેવી ચાલ ચાલે કદી, આપે કવિઓ ઉપમા અનેક;
રોપે ભરાય ત્યારે તે રડાવે, વીસરાવે વહાલાંનો વિવેક,
સ્થૂળ દેહે દોડતું રે, વાટ આવ્યો નાખે વણી. ચાલ૦ ૪
બેશી જાઇને બૂરાઇ કરે તે, દોડી કરે છે દમામ;
કીકીઆરી કરીને કંઇકની હરતું, મહામોંઘા મૂકી મામ,
તુહિં તુહિ મનડા રે, ધિંગલમલ ધીર ધણી. ચાલ૦ ૫

---

૫ ગોઠી—સોબતી. ૩ બેહાલ છ૦—જેનું મૂલ મોઘા મણિ જેટલું છે એવું મન કોઇ વાર બાપડું બેહાલ થઇને રહે છે।

૪ વાટ છ૦—તેના રસ્તામાં જે આવે તેને વણી નાખે—નાશ કરે. ૫ દમામ—ધામધૂમ. કંઇકની છ૦—કંઇકની મામ હરતું, એ અન્વય.

તુંજ ઊઠાડે ને તુંજ બેસાડે, તુંજ ચઢાવે વિમાન;
નરકમાં અલ્યા તુંજ નખાવે, ગુણહીણ શે થાય? તજ ગુમાન,
નથી કાંઈ લાભજ રે, લાલચ નવ અમે લહી. ઈંદ્રિયો૦ ૩
જેને જેને તું માને છે મોટું, તે તે છોટું છે છેક;
અમારૂં કહ્યું અવળું નથી મનવા, કરી જો કાંક વિવેક,
સ્થિર ઠરવાનું રે, ગોતી લેને આજ ગ્રહી. ઈંદ્રિયો૦ ૪
તારે કાજે અમો શ્વાસાને તોડું, જે શ્વાસાથી થાય શુભ કાજ;
તેનો વિચાર વહેલું કંઈક કરજે, વ્યર્થ ન આણીશ વાજ,
ધીર ધર ધારણ રે, માલ હોય જો આ મહીં. ઈંદ્રિયો૦ ૫

## કાફી ૧૬ મી.

થીર ઠરવાનું રે, નથી લાધ્યું ઠેકાણું;
વિધવિધ વૈભવ રે, ભોગવ્યા ભરી ભાણું. ટેક. ૧
કૈંક નારીની સંગે તું નાચ્યો, કૈંક રમ્યો મનવા અપાર;
કૈંક તેં માર અથાગ તો ખાધો. કૈંક માર્યો મહિલાને માર,
કૈંક થયો દાસજ રે, પૂરૂં કંઇ ન પરમાણ્યું. થીર૦ ૨
તેં તારૂં કામ શોધવા કાજે કીધો, જોગીને મઠ વિશ્રામ;
તે જોગીને ભોગી કરી દીધા, ન રાખ્યું જોગનું કિંચિત નામ,
ટેવ પડી એવી રે, આઘું તેને ક્યાં આણું. થીર૦ ૩
બેરૂં મૂગું થઇ કૈંક બેઠું'તું, તોય તને ન વળી નીરાંત;
બે જણને બાંધી તેંજ વઢાડ્યા, તારી વૃત્તિને કર કંઇ શાંત,

---

૫ શ્વાસાને ઇ૦—વાણી બોલતી વખતે જે શ્વાસનો પ્રવાહ તૂટે છે તેથી આયુષ્ય કમી થાય છે, એમ કહે છે. પણ હે મન! તારે કાજ અમે તે પણ કરીએ છીએ, તો તું અમારૂં કહ્યું માન. આ મહીં—આ વાતમાં.
૨ મહિલા—સ્ત્રી.

શું આવું ને આવું રે, રહીશ તું અણજાણ્યું. થીર૦ ૪
તારામાં તારાપણું અતિ મોટું, વિચારી જો વારંવાર;
તુજ તારો અલ્યા ભાર ભાગે છે, સમજી જા શુધ્ધ સાર,
ગોઠી થા તું જ્ઞાનનો રે, ધીરે એવું મન આણ્યુ. થીર૦ ૫

## કાફી ૧૬ મી.

ચાલ ચેતો મનની રે, ગતિ તો જેની ગહન ઘણી;
સિંહ જેવી ચાલ ચાલે રે, ગતિ નવ જાયે ગણી. ટેક. ૧
કૂદકા મારીને ચાલે છે કદી એ, કદા ફૂટ લઇ મારે ફલંગ;
કોઇકિ વાર સંતાઇ પેસે છે, રૂપ દેખાડીને કરે દંગ,
જંગ મચાવે રે, ભક્ષને ભાવે હણી. ચાલ૦ ૨
ધૂ ધૂ કરીને ગાજે છે પળમાં, શબ્દ કરી દર્શાવે ચાલ;
આળસવાળું સ્વરૂપ ધરે કદી, ડગલું ઉંચકયાના નવ હાલ,
બેહાલ થાય બાપડું રે, મૂલ જેનું મોંઘો મણિ. ચાલ૦ ૩
માતંગ જેવી ચાલ ચાલે કદી, આપે કવિઓ ઉપમા અનેક;
રોષે ભરાય ત્યારે તે રડાવે, વીસરાવે વહાલાંનો વિવેક,
સ્થૂળ દેહે દોડતું રે, વાટ આવ્યો નાખે વણી. ચાલ૦ ૪
બેશી જાઇને બૂરાઇ કરે તે, દોડી કરે છે દમામ;
કીકીઆરી કરીને કંઇકની હરતું, મહામોંઘા મૂલી મામ,
તુહિં તુહિ મનડા રે, ધિંગલમલ ધીર ધણી. ચાલ૦ ૫

---

૫ ગોઠી—સોબતી. ૩ બેહાલ ઇ૦—જેનું મૂલ મોઘા મણિ જેટલું છે એવું મન કોઇ વાર બાપડું બેહાલ થઇને રહે છે।

૪ વાટ ઇ૦—તેના રસ્તામાં જે આવે તેને વણી નાખે—નાશ કરે. ૫ દમામ—ધામધૂમ. કંઇકની ઇ૦—કંઇકની મામ હરતું, એ અન્વય.

## કાફી ૧૭ મી.

વંઠેલ વરૂં જેવું રે, કેમ મન કહેવાયે;
ઘોડા જેવું ધડબડ રે, દોડી દોડી કયમ જાયે. ટેક. ૧
વરૂ કહેતાં વાત વિપરીત થાયે, ડરૂં દિલમાંહી અપાર;
જેના વડે બ્રહ્મ ભરપૂર પામું, તેનો ભાગી નાખું કયમ ભાર,
તોયે જેવું જાણું રે, તેવું તો આજ ગવાયે. વંઠેલ૦ ૨
વરૂં કેરૂં રૂપ જ્યારે ધરે ત્યારે, મારે તે દોડય અથાગ;
ધારેલા ધ્યાનને ચૂકે નહિ કદી, રોળી નાંખે રૂડેરો બાગ,
વારંવાર જોતું રે, સંતે અનુભવાયે. વંઠેલ૦ ૩
વણિયરકેરી ઉપમા દેતાં, અટકી ફટકી વાણી જાય;
ખરેખરૂં કહેવું ખાંત ધરીને, થનારૂં હોય તે થાય,
કંચન કહેવું કથીર રે, વિષમ વાયુ તો વાયે. વંઠેલ૦ ૪
પૃથ્વી પર ગતિ અનેક કરે પણ, મન માને નવ લગાર;
ઘરને શિખરે ચઢી ગતિ કરતું, એકથી બીજે જઇ નિરધાર,
ધીરે કહેવું કેટલું રે, દાસથી ધણી થવાયે! વંઠેલ૦ ૫

## કાફી ૧૮ મી.

દશે દિશા દીઠી રે, અનુભવી અવલોકી;

---

૩ રોળી નાખે ઈ૦—વરૂ જેમ બાગને રોળી નાખે છે તેમ બાગ જેવા ખીલેલા દેહને અથવા કોઇ પણ પદાર્થને મન નાશ કરે છે.

૫ દાસથી ઈ૦—દાસ ધણી થઈ બેસે એ વિપરીત વાત બનવી કઠણ છે; પણ મન જે દાસ જેવું છે તેજ ધણી થઇને મનુષ્યને પોતાના હુકમ પ્રમાણે વર્ત્તાવે છે.

પંડિત બન્યું પૂરૂં રે, દઢતા ધરી કહે હોકી. ટેક. ૧
ઇંદ્રિયો દશ અવલોકી અમે તો, પણ નવ કોઇ એના સમાન;
જે દિશા નવ એણે તો દીઠી, તેનું ધારે ધરે અભિમાન,
જોઇ કેઇ વેળા રે, ઠાઠમાં મારે ઠોકી. દશે૦ ૨
આ દિશાએ તો અવિનાશી રહેતા, આ દિશાએ પારવતી માત;
આ દિશાએ તો બ્રહ્માજી બેઠા, જોઇ શુદ્ધ સ્વરૂપી જાત,
સાવિત્રી તો સાથે રે, જૂઠું મારે ઝોકી. દશે૦ ૩
ક્ષીરસાગરતણી વાતો કરે વળી, સાગર સર્વનું ધારે જ્ઞાન;
ઓલ્યે ખૂણે અવિનાશી પોઢ્યા છે, લેઇ ભામિનીને ભગવાન,
વાહ ! વાહ ! મનવા રે, ત્યાં તે જોયા તેં ટોકી! દશે૦ ૪
તે વિષ્ણુને તું મુખ બોલાવે, ધીજપતિજ થવા કાજ;
એકનું લેઇને આપીશ અન્યને, રાવણ મારીને રૂડું રાજ,
પ્રતીજ એવી કરતાં રે, તેં તો ધીરા નવ રોકી. દશે૦ ૫

## કાફી ૧૯મી.

સારે સારૂં સર્વે રે, વિધાતાએ આજ કર્યું;
તારૂં રૂપ ન નિર્મ્યું રે, તેથી કાર્ય કંઇક સર્યું! ટેક. ૧
હાલે એવા હાથ પગ કર્યા હોત, તો કંઇકનાં કાઢત કાશ;

---

૧ પુરાણાદિની કથાઓ પણ મનની કલ્પનાઓ છે એમ વર્ણે છેઃ દશે ૰૦. હોકી—હોકારો કરીને.

૩ અવિનાશી—મહાદેવ. ઝોકી મારે—ઝોકાવી દે. ૪ ત્યાં ૰૦—ત્યાં તેં તેમને ટોકી જોયા “ કોણ સૂતું છે ? ” એમ બોલાવી જોયા!

૫ રામે સીતાની ધીજપતીજ કરાવી, તેને ઉદ્દેશીને કહે છેઃ તે વિષ્ણુને ૰૦. રોકી—( પ્રતીજ ).

વિચાર કરવા હૃદય હોત જો કદી, તો ભૂરૂં કરતાં ધરત નવ ત્રાસ,
પેટ નથી પૂરૂં રે, ત્રિભુવન તેણે તર્યું ! સારે૦ ૨
એમ કહો કે અવયવ એકે, વિધિએ વિચારી નવ કીધ;
જો કરતાં શું કરાઇ ગયા હોત, તો તો થાત ન કોઇ સિધ્ધ,
પ્રસિધ્ધિની પૂઠજ રે, રહેત એવું મેં તો ધર્યું. સારે૦ ૩
અરૂપી છતાં આવડો છે લટકો, ફટકો લટકો જોઇ;
કટકો ન વિષતણો કહેવાયે, ભટકો ભવોભવમાં રોઇ,
ઝટકો હાથ જૂઠા રે, મેહેનતે નવ જાય મર્યું. સારે૦ ૪
અરૂપી છતાં આવડો ધરે આડંબર, તે રૂપી સ્વરૂપી હોત;
રામણો વાળી રડાવત સહુને, માણીગરનાં કરાવી મોત,
ધીરે ધરી ધારણ રે, અરૂપી તો એને કર્યું ! સારે૦ ૫

## કાફી ૨૦ મી.

ભૂલાવી એણે ભારતી રે, ગુરૂ કરી નૃત્ય જાણ્યું;

---

૨ પેટ ઈ૦—તારે પૂરેપૂરૂં પેટ નથી એ પણ ઠીક છે; કેમકે એથી ત્રિભુવન ( ત્રણે લોક ) તર્યું ( તરી ગયા છે ). અર્થાત્ તારે પેટ હોત તો તું એટલું બધું ખાઇ જાત કે પ્રાણી માત્ર ભૂખે મરત !

૩ પ્રસિદ્ધિની ઇ૦—પ્રસિધ્ધિની માત્ર પૂઠજ રહેત એમ મેં મનમાં ધર્યું છે. અર્થાત્ પ્રસિદ્ધિ માત્ર નાશ પામત અને તે પછીથી સંભારવા માત્ર રહેત.

૪ ફટકો ઇ૦—એ મનનો લટકો જોઇને તને ફટકો એવું છે. કટકો ઈ૦—એને ઝેરનો કટકો ન કહેવાય. અર્થાત્ એ તો ઝેરથી પણ વિષમ છે.

૫ આડંબર—ડોળ. ૫ રામણો વાળીને—અતિશય દુઃખ ઉપજાવીને. 'રામાયણ' ઉપરથી 'રામણ' શબ્દ થયો છે, રામાયણમાં વર્ણાયલા રામસીતાના દુઃખના જેવું થવું તે 'રામણ થઇ કે વળી' કહેવાય છે. ધીરે ઇ૦—એને અરૂપી કર્યું છે માટે ધીરા ભક્તે ધારણ ધરી છે, એ અન્વય.

નચાવવા પછે લાગ્યું રે, ગુરૂથી ઘણું પરમાણ્યું. ટેક. ૧

મોજ વિના પણ ગુરૂજીને નચવે, એવું નૃત્ય શીખ્યું થઇ શિષ્ય;
પાદ પછડાવે ને વિણા વજડાવે, બીજું ભૂલાવી દીધું ભવિષ્ય,
શિષ્ય કર્યા નારદ રે, તેને ટીલું ઠીક તાણ્યું ! ભૂલાવી૦ ૨

મહાઋષિ કે દેવઋષિ જેવા, કે મનાય એનાજ ભાઇ !
નારદ મન પરમેશ્વરકેરૂં, એવી સાંધે શાણા સગાઇ,
તેને તો નચાવ્યા રે, કોઇને નથી અણજાણ્યું ! ભૂલાવી૦ ૩

ભ્રાતગુરૂપર અજમાવી પોતે, મનમાં થયું નિશ્ચંત;
મારા જેવું નૃત્ય કોઇ ન જાણે, ચઢ્યું ચારે ખૂણેથી ચંત,
મહંત પછે સાંધ્યા રે, માણીગર થઇ માણ્યું. ભૂલાવી૦ ૫

પછે આખા વિશ્વકેરી ઉપર, નજર નાખી ધરી પ્રેમ;
નારીઓને પહેલી એણે નચાવી, જૂઓ બેઠું નાચે છે કેમ?
નચાવ્યો ઘણો ધીરને રે, પચાવી લીધું પરમાણું. ભૂલાવી૦ ૪

## કાફી ૨૧ મી.

જોવાની થઇ જુગતી રે, હોવાની તે હોઇ ગઇ;
નારીઓ જ્યારે નાચી રે, ત્યારે તો જુગતે જોયું જઇ. ટેક. ૧

---

૧ મનનો નાચ વર્ણે છેઃ ભૂલાવી ૪૦. એ મને પ્રથમ ભારતી (સરસ્વતી ) દેવીને ભૂલાવીને તેનાથી નૃત્ય વિદ્યા શીખ્યું. નૃત્ય વિદ્યાના પ્રથમ કાઢનાર ભરત મુનિ કહેવાય છે. અને ભરત મુનિની વિદ્યા તે ભારતી કહેવાય છે, માટે તે ભારતીને ભૂલાવી એમ પણ અર્થ થાય.

૨ મોજવિના—ગુરૂજીની મરજી ન હોય તોપણ. ૪ ભ્રાતગુરૂ—ગુરૂભાઇ—તુંબુરૂ. ૫ પરમાણું લીધું—માપ કરી લીધું અથવા પ્રમાણપત્ર લીધું. મન સર્વે નચાવનારાઓમાં શ્રેષ્ઠ છે, એવું પ્રમાણપત્ર લીધું. ૧ નારીઓ—મનની વૃત્તિઓ.

નાચનાર તો રૂડું જણાયે, ગોરું છતાં થઇ જાયે બાળ;
ચાળા ચસકા પરિપૂરણ થાયે, ખાંતે જોઇએ એવા મારે ખ્યાલ,
ધ્યાને નર ધાર્યા રે, લુંટયા લાગ માંહી લઇ. જોવાની૦ ૨

વાંકડી મૂછો મુખપર ધરતા, વાળે વાંકડી વારંવાર;
આંકડી તો ઉતરે નવ હેઠી, ફાંકડી પાઘતણા ધરનાર,
માંકડી જેવું મુખજ રે, કરી ખોદ ખણી ખઇ. જોવાની૦ ૩

રાજા જેવાને રમાડવા લાગ્યું, લાગ્યું નચાડવા નિરધાર;
ઘુઘર બંધાવે ને ઘાંટો કઢાવે, પ્રભુ કોણ પામે એનો પાર,
ન નાચે તેને દૂજે રે, ભેટે ઘણું ધાઇ ધઇ. જોવાની૦ ૪

એના નચાવ્યા જે નવ નાચ્યા તે, રાચ્યા રહ્યા રંગ માંહ્ય;
સાચા કહેવાયા નાચ્યા નહિ જે જે, પણ એવા દીઠા છે ક્યાંય?
ધીરાના ધિંગલમલ રે, ગુરૂની ગતિ એવી સહી. જોવાની૦ ૫

## કાફી ૨૨ મી.

ઠાઠ માંડ્યો ઠગનો રે, બગલા પાવશ બેશી;
ઠગવા માંડ્યું ઠીક કરી રે, પાકી નવ જોઇ પેશી. ટેક. ૧

મહાદેવ સરખાની મમતા મૂકાવી, ભોળવિયા ભીલડીની સાથ;

---

૪ ન નાચે ઇ૦—જે મનના કહ્યા પ્રમાણે ન વર્તે તેને તે દૂભે—દુઃખી કરે, અને ધાઇ ધાઇને ભેટે—પોતાની વૃત્તિ પ્રમાણે કરાવવાને પ્રેરે. ૫ એના ઇ૦—અર્થાત્ મનના કહ્યા પ્રમાણે જે ન વર્ત્યા.

૧ પાવશ—પ્રાવૃષ્ (વર્ષાકાળ). ચોમાસામાં બગલો એક જગોએ સ્થિર બેસે છે અને લાગમાં આવે છે તે માછલાને પકડી લેછે, તે ઉપરથી ઠગ અને દંભી પુરૂષને જોઇને લોકો કહે છે કે 'બગલો પાવશ બેઠો છે.' પાકી ઇ૦—ઠગતી વખતે તેં પેશી (ખજુર વગેરેની) પાકી છે કે નથી પાકી, તે પણ જોઈ નહિ. અર્થાત્ માત્ર ઠગવું એજ તારૂં કર્મ છે.

બ્રહ્માકેરી કને એવું કરાવ્યું, જેની ગુણહીણી થઇ પડી ગાય,
તે કહેવાય ન મુજથી રે, હબક ગઇ મન પેશી. ઠાઠ૦ ૨
વિષ્ણુને તો વગોવ્યા તેં વનમાં, દનમાં જનમાં અપાર;
તારી વાતો કેટલી કહેવાયે, ખવડાવ્યો મોટાને માર,
તારી છે બલિહારી રે, કરે સંતોષી દ્વેષી. ઠાઠ૦ ૩
ઉપરી તારો અડચણમાં આણ્યો, ચૂલે નાખ્યો ચતુર ચંદ્ર;
ગૌતમ ઘેર ગોદા ખવડાવ્યા, અકૂળાવ્યો ઘણો ઇંદ્ર,
મહીંદ્રતણી કથા કેવી રે, ભલે થયાં વર્ષ એંશી. ઠાઠ૦ ૪
બ્રમાણચક્રમાં નાખવા સહુને, કર ધરી જયનું નિશાણ;
પણ તારો જય અલ્યા કોક કરે છે, શેર શિર સવાશેર જાણ,
દાસ ધીરો કહે છે રે, મન વરવું વેશી. ઠાઠ૦ ૫

## કાફી ૨૩ મી.

મને મન કેવું રે, જીતી તો રાખ્યું જગમાં!

---

૨ કોને દઝ્યા? તે કહે છે: મહાદેવ ઇ૦—પ્રસિદ્ધ છે. ગુણહીણી ઇ૦—જેની ગાય ( વાત ) ગુણહીણી ( નિંદ્ય ) પડી ગઇ. ( બ્રહ્મા પોતાની પુત્રીની પછવાડે કુદ્રષ્ટિથી દોડ્યા હતા એવી ).

૩ વનમાં—( રાસક્રીડા વગેરેમાં ). દનમાં—દિવસમાં. મોટાને—જરાસંધ, કંસ, દુર્યોધન, વગેરેને.

૪ ઉપરી ઇ૦—મનનો દેવતા ચંદ્રમા છે. ( 'चंद्रमामनसोजातः' એવું વેદમાં કહેલું છે ) માટે ચંદ્રને મનનો ઉપરી કહ્યો છે. ચૂલે નાખ્યો—બૃહસ્પતિની સ્ત્રી સાથે મેળવીને. મહીંદ્ર—ભૂપતિ. તો પછી રાજાઓની વાતજ શી કહેવી? ૫ કોક—જીતેંદ્રિય પુરૂષો. વરવું વેશી—વરવા વેષવાળું અને વેષધારી.

સમાન બુદ્ધિ સાચી રે, રાખી એણે રગરગમાં ! ટેક. ૧

મોગરાની વાસ માંહે લોભાયે, વળું ધાયે વારંવાર;
સર્પ કરડે તોય ત્યાંથી ન ખસતું, સુંઘણહાર થઇ નિરધાર,
નઠારામાં નઠારૂં રે, સુંઘવાનું લે રાગમાં. મને૦ ૨

મળમૂત્રાદિક ઉપર કરે મન, ગણે મોગરો તેથી અધિક;
શું સમાનપણું શીખી રહ્યું એ, ઠાઠ મચાવે છે ઠીક !
દાનાવ ઘણું ડાહ્યું રે, ભિન્નતા ન કોઇ ડગમાં. મને૦ ૩

હર હરિ વિરંચિમાં લાગી રહે દઢ, તેમના વિના ન સૂઝે કાંઇ;
મુખે જાપ એનો એજ જપે છે, મોટો માલ ધરે મન માંઇ,
ફરી જાય પાછું રે, ધ્રૂજારી છૂટે પગમાં. મને૦ ૪

હાડ માંસ ને રૂધિરે ભર્યું અંગ, અંગનાનું જોઇ જાણ;
વિશ્રામ લેઇ બેસે તે માંહે, પરા કરે પ્રભુ પ્રમાણ,
ધીર દઢ કેવું રે, અદઢ આવે શું દગમાં ! મને૦ ૫

## કાફી ૨૪ મી.

મસ્તાનું મન મોટું રે, તુરંગી તુરી જંગી;
ધાર્યું કરે ધ્યાનનું રે, ઊઠે થઇ ઉમંગી. ટેક. ૧

નાસવા ધારે તો નાસે પલકમાં, બેસવા ધારે તો રહે બેશી;
જમવા ધારે તો જમ જમ કરતું, ગુફા ગહ્વરમાં રહે પેશી,

---

૧ મને ઇ૦—મનવડે મનને કેવી રીતે જીતી રાખ્યું ! (વક્રોક્તિ). અર્થાત્ મનથીજ મન જીતવું એ ન બનવા જેવું છે. ૩ શું સમાનપણું ઇ૦— અર્થાત્ એનું નામ સમાનપણું ન કહેવાય. ૪ ધ્રુજારી છૂટે—(વિષયોની લાલસાથી). ૫ અદઢ ઇ૦—શું એવું મન તમારી દગમાં (નજરે) અદઢ આવે છે? (વક્રોક્તિ). ૧ તુરી જંગી—લઢાઇના ઘોડા જેવું (મસ્તાનું).

મોટામાં અતિ મોટું રે, પાંગળું ને એ પંગી. મસ્તાનું૦ ૨
ધ્યાને ધર્યું એનું થાયે નહિ ત્યારે, ફાવે તે કરે ઉપાય;
કેદ કરનારો કાચ્યો હોય તો, મૂળમાંથી મરડી જાય,
મસ્તાનું તે મસ્તાનું રે, જોરાળું ને મહાજંગી. મસ્તાનું૦ ૩
એ જીતાયું તો જગ જીતાયું, એ ન જીતાયું તો સહુ ફોક;
જીતવા જતાં જીતી ગયું જો તે, તો તો હસે ઘણા લોક,
આપડો બૂરાડે રે, ઢંગી કરી અણઢંગી. મસ્તાનું૦ ૪
ધીરકેરી ધીરજ ધરી તેણે, હરી લીધી વારંવાર;
સદ્‌ગુરૂ સાચા મળી આવ્યા ત્યારે, મૂકાવ્યો મનડાનો માર,
દઢ દઇ ધીરજ રે, કર્યો ખાંત ધરી ખંગી. મસ્તાનું૦ ૫

## કાફી ૨૫ મી.

મતલબી ને મોજીલું રે, મન તે તો મન ખરૂં;
અટકી પડે ત્યારે અટકે રે, નીકર વહેતું વૈતરૂં. ટેક. ૧
જે જે ઇચ્છા ધરે એ અંતરમાં, તે તે કરે પરિપૂર્ણ;
એને જીતવાની ચિંતા કરે તે, ઊડે અર્કનું જાણે તૂર્ણ,
ચૂર્ણ થઇ જાયે રે, ધ્યાન હું તો એનું ધરૂં ! મતલબી૦ ૨
એનું કારજ એજ કરે, નવ અન્યથી કાંઇ થાય;
ઘડીમાં રંક થઇ એ બેસે, ઘડીમાં થઇ જાય રાય,

---

૨ પંગી—પગવાળું. ૩ કેદ કરનારો—મનને વશ કરનારો. ૫ ખંગી—ખંગ વાળનારો. અર્થાત ઘણી વાર જીતી ગયેલા મનને છેવટે હરાવનારો.

૨ એને ઇ૦—જે માણસ એ મનને જીતવાની ચિંતા ( ચિંતન—વિચાર ) કરે તે અર્ક( આકડા )ના તૂર્ણ( તૂર )ની પેઠે ઉડે. અર્થાત્ તે મન જીતવાના વિચારમાંજ એનો હલકો પડી જાય કે પછી તેનાથી મન જીતાય નહિ.

કાય એની ફૂડી રે, રૂડી હું તો ઉચ્ચરૂં.　　　　મતલબી૦ ૩

રૂડા રંગ બેરંગી ગલીચા માંહિ, સાથે લેતું નૌતમ નાર;
ભોગ વિલાસનો ભાવ ન પૂછે, ભોગ ભોગવે અપરમપાર,
ભોગ ભોગવતાં રે, કહેશે જોગીપણું કરૂં.　　　　મતલબી૦ ૪

મન માંદું થઇ કદી કદી બેસે, કદી કદી નીરોગી થાય;
કાયામાં તો કદી કંપ દર્શે અતિ, કદી જોરાળાને ઝાલવા જાય,
ધીરા એવા એવા રે, કેતા અવગુણ ગાતો ફરૂં.　　મતલબી૦ ૫

## કાફી ૨૬ મી.

મહંતથકી મોટું રે, ગુરૂથી અતિ ગુણવાળું;
થોર ઠરે કંઇકજ રે, ત્યારે તો થાય અજવાળું.　　　　ટેક. ૧

કંઇ નહિ અને મીંડા જેવું, વળી તેવુંએ નવ જણાય;
તેવા જ્ઞાનને એ મનડું મેળવે, કોણ એના તે ગુણલા ગાય,
બ્રહ્મમાં ભેળાવે રે, તોડી માયા તાળું.　　　　મહંત૦ ૨

અનેક ઉપર ચિત્તવૃત્તિ જાયે તેને, તાણી લાવે એક ક્ષણ માંય;
મનની મેહેર થઇ જેના ઉપર, તો તો તરી ગયો જાણો ત્યાંય,
શૂન્યશિખરની રે, ભાળ એનાથી ભાળું.　　　　મહંત૦ ૩

---

૪ કોઇ યોગીનું મન પોતાની કલ્પનાથી કેવા વૈભવ ભોગવે છે, તે વિષે કહે છે: રૂડા ઇ૦.

૧ મન સ્થિર થાય ત્યારે તેમાં આત્માનુ આનંદ સ્વરૂપ ભાસે છે, તે વિષે કહે છે: થોર ઇ૦. ૨ ધ્યાન કરીને જોનાગને પ્રથમ કાંઇ ભાસતું નથી; પછી ગોળાકાર તેજ સમૂહ ભાસે છે, અને વળી જતો રહે છે. એવા ધ્યાનગોચર જ્ઞાનને ઉદ્દેશીને કહે છે: કંઇ નહિ ઇ૦.

૩ પ્રત્યાહાર વર્ણે છે: અનેક ઉપર ઇ૦. શૂન્યશિખર—દૃષ્ટ પદાર્થમાંથી નામ રૂપ બાદ કરતાં છેવટે જે સત્તામાત્ર રૂપ રહે છે તે-બ્રહ્મ સ્વરૂપ, અથવા નિર્વિકલ્પ સમાધિ.

પ્રવૃત્તિને પરી કરે પલકમાં, નિવૃત્તિનું બેસાડી રાજ;
બ્રહ્મ બ્રહ્મમય કાયા કરી દે, સગાં વહાલાં આવે ભલે વાજ,
કાજ એનું કારમું રે, ગણતીમાંથી કેમ ટાળું? મહંત૦ ૪
અખિલેશ્વરશુ અડાવી દે આવી, અવિનાશી કરી દે અંગ;
દૃષ્ટાંત જુઓ મહામુનિકેરૂં, આવે પળ પળ જેના પ્રસંગ,
ધીર ધરે ધારણ રે, મન પાપ પરજાળું. મહંત૦ ૫

## કાફી ૨૭ મી.

જુઓ જુઓ રાજા રે, હરિશ્ચંદ્રકેરૂં હવું;
આહા! શો સત્યવાદી રે, અનુભવ શા અનુભવું. ટેક. ૧
એ તો મનડાની સર્વે છે મોજો, દઢ થઇ બેઠું એને ઉર;
વિશ્વામિત્ર હંફાવીને કાઢચા, પાણી જુઓ એનું પૂર,
મનને માનો મહાધન રે, નથી મારૂં કહેવું નવું. જુઓ૦ ૨
ઊશીનરાદિક અનેકને તાર્યા, દઢ ધરાવી નેમ;
મહાકૃત્ય એવાં એવાં એનાં, પૂર્ણ ધરો એના પર પ્રેમ,
એને તો આરાધો રે, લવરી આ તો નવ લવું. જુઓ૦ ૩
રાજી એને તમે કરો કદાપિ, તો કરી દે મોટા ભૂપ;
વશ થા વશ થા એવી વિનતિ કરજો, ત્યારે સમજાશે શુદ્ધ સ્વરૂપ
દૃઢતા એ તો ધરશે રે, ભલે હોનારૂં તો હવું. જુઓ૦ ૪
હરિશ્ચંદ્રાદિક સરખા કરી દે, પૂર્ણ મળે જો પ્રસાદ;
પણ હાથ પગ વિનાનો દેવ છે એ તો, ઝાઝા કરશે વાદવિવાદ,
ધીરે અનુભવિયુ રે, કવન આજ તેનાં કવું! જુઓ૦ ૫

---

૫ મન ૪૦—હું મનના પાપને પ્રજાળું છું. અથવા મન પાપને પ્રજાળનાર છે. ૧ જુઓ ૪૦—રાજા હરિશ્ચંદ્રનું જે હવું ( થયું ) તે જુઓ! ૩ ઊશીનર—એ નામનો રાજા. ૫ હાથપગ વિનાનો— અર્થાત્ જેમ લેઈ જઇએ તેમ લેઇ જવાય એવો. અથવા એને કાંઇ હાથ પગ નથી માટે બાંધી રખાય એવો નથી.

## કાફી ૨૮ મી.

નવધા ભક્તિનું રે, નવલ જ્ઞાન એ તો કરે;
નવ નવા ભક્તજ રે, ભૂમિમાં એ તો ભરે. ટેક. ૧
આકારવિનાનો કહે બ્રહ્મજ્ઞાની, તેને કરી દે એ સાકાર;
ભક્તને દર્શન દેવડાવે એ, મૂર્ખને ખવડાવે માર,
શીરા પૂરી જમાડે રે, આખર પાછા તે તો તરે. નવધા૦ ૨
એની કૃપા સંપૂર્ણ બને તો, બાકી ન રહે કાંઇ;
ગોલા જેવા ગુમારને એ તો, કરીદે મોટો સાંઇ,
મહિમા તો વધારે રે, ઇશ્વર જેવો તેને કરે. નવધા૦ ૩
પૂર્ણ ભક્તિ મન પર ધરે તો, તારે તેને તેહ;
વશપણું મનનું તજી દે તો, બૂડાડે નિઃસંદેહ,
કેવા કે'વા દેવજ રે, ફાંકડો થઇ જે ફરે. નવધા૦ ૪
ભૂત ભવિષ્ય વર્તમાનની વાતો, નરસંઇ લ્યો દષ્ટાંત;
ખોટું છે એમ કદાપિ કહો તો, ઊઠી લાત લગાવે શાંત,
મહાંત મન મોટું રે, ધીર ફેરવ્યું ન ફરે. નવધા૦ ૫

---

૧ નવધા–નવ પ્રકારની; શ્રવણ, કીર્તન. સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન, એ નવ પ્રકારની ભક્તિ ભાગવતાદિ ગ્રંથોમાં કહેલી છે. જેમ, "श्रवणंकीर्तनंविष्णोःस्मरणंपादसेवनम् । अर्चनंवंदनंदास्यंसख्यमात्मनिवेदनम्" ॥ ૨ આકાર વિનાનો–( સચ્ચિદાનંદ હોવાથી). સાકાર–ચતુર્ભુજાદિક આકારવાળો. માર ખવડાવે–( જમપુરીમાં ).

૪ વશપણું ૦–મનનું વશપણું તજી દે તો–મનને પોતાના કબજામાંથી છોડીદે તો. ભૂત ઇ૦—એ મન ભૂત, ભવિષ્ય અને વર્તમાનની વાતો પણ કહે છે. દષ્ટાંત માગશો તો નરસિંહ મેહેતાનું દૃષ્ટાંત હાજર છે. એ દૃષ્ટાંતને ખોટું કહેશો તો કોઇ શાંત પુરૂષ પણ ઊઠીને લાત લગાવશે. અર્થાત્ એ દૃષ્ટાંત એટલું બધું ખરૂં મનાયલું છે કે તેને ખોટું કહેવાથી ગમે તેવા શાંત પુરૂષને પણ રીસ ચઢે.

એક બે હોય તો ગણી કહું હું, પામું અનેકનો ક્યાં પાર;
ઘણા સંત લખી ગયા આગે, તોયે વધતો એનો વિસ્તાર.
લખી લખી થાક્યા રે, જૂનું થયું છે નામું. એવા૦ ૨

સમજનારને તો સહેલું છે સર્વે, નહિ લાંબાનું કામ;
બે અક્ષરમાં બોધ ગ્રહે તે, ઓળખી લે મનવા રૂપી રામ,
મહાધામે પહોચ્યે રે, વેઠ કરવી વામું. એવા૦ ૩

શક્તિ અનુસારે ગુણ મેં ગાયા, ગુરૂકૃપાએ નિર્વાણ;
સાર હોય તો શોધીને લેજો, મન જીત્યે થશો સુજાણ,
કંઈ નથી આમાં રે, નક્કી નક્કી નકામું. એવા૦ ૪

જ્ઞાની ધ્યાની ને માની જે મોટા, તે સર્વ મનડાના મંડાણ;
વશ કરી મનને થયા સહુ મોટા, મહાગુણવાન ને સુજાણ,
ધીરો કર્યો હીરો રે, ગુરૂપદ શિર નામું. એવા૦ ૫

---

## તૃષ્ણાસ્વરૂપ.

### કાફી ૧ લી.

તરતીબ ગણી તાજી રે, તૃષ્ણા તો હવે ગાવી મારે;
જેના વિના નવ ચાલે રે, મોટા મહંતને મારે. ટેક. ૧

---

૨ ઘણા સંત ઇ૦—પતંજલિ, ગોરખ, વગેરે યોગશાસ્ત્રના કર્ત્તાઓ મનને વશ કરવાના ઉપાય તથા વશ થયેલું મન શું ફળ આપે છે, તે વિષે લખી ગયા છે. ૩ મનવારૂપી રામ—મન રૂપી બ્રહ્મ. "मनोब्रह्मेत्युपासीत" એવું વેદ વચન છે. ૪ આમાં—આ સંસારમાં.

૧ તરતીબ—યુક્તિ. તાજી—સદૈવ તાજી રહેનારી. તૃષ્ણા—વધતી જતી ઇચ્છા. મોટા ઇ૦—જે મોટા મહંતને પણ મારે એવી છે.

તૃષ્ણાકેરી તાણ કેઇ વિધ થાતી, ત્રિભુવનમાં નિર્ધાર;
યથામતિએ હું વર્ણવી દાખું, સમજો શાણા આ વાર,
મહાવઠેલી રે, ગુરૂજન તો ધારે. તરતીબ૦ ૨
જળના પરપોટાની ઉપમા એને ન, થતાં જતાં અપાય;
અલૌકિક ગતિવાળી એ જાણો, જેનું માપ ન કોથી મપાય,
સ્થપાય ન સ્થિરજ રે, વંઠેલીને કોઇ વારે. તરતીબ૦ ૩
અન્નપાનાદિક મળે જનને જો, તો તૃષ્ણાને મળ્યું ક્ષેત્ર;
એકદમે વધવા તે લાગે, ઉઘડાવી અતિશે નેત્ર,
વેત્ર વંઠ્યું એનું રે, તજાય એ તો ક્યારે? તરતીબ૦ ૪
એનું સ્વરૂપ કહેવું કંઇ મારે, વારે વારે કરી વિચાર;
ગુરૂકેરી કૃપા પૂર્ણ થઇ તો, પામરે પમાય પાર,
માર ખાય મૂર્ખો રે, ધીરો ધ્યાનથી ધારે. તરતીબ૦ ૫

## કાફી ૨૭.

અંધારામાં અંધારી રે, રાત હું તો એને કહું;
ભાવ ભક્તિ ઉપર રે, થયો ગયો એથી લહું. ટેક. ૧

---

૨ તૃષ્ણાકેરી ઇ૦–ત્રણ લોકમાં તૃષ્ણા લોકોને શી રીતે ખેંચે છે, તે હું યથામતિએ (મતિ પ્રમાણે) વર્ણવીને દાખું છું. ૩ જળના ઇ૦–જળના પરપોટાને થતાં અને જતાં જોઇને અર્થાત્ પરપોટા ઉપજે છે અને નાશ પામે છે એમ જોઇને તૃષ્ણાને તે ઉપમા પણ અપાય નહિ; કેમકે તૃષ્ણા તો ઉપજે છે અને પછી વધ્યાજ કરે છે. ત્યારે એને કેવી કહેવી તે વિષે કહે છે: અલૌકિક ઇ૦. અલૌકિક—આ લોકમાં ન હોય તેવી. કોઇ વારે—કોઇ વખત પણ. ૪ વેત્ર—વેતર. ૫ પાર પમાય—(તૃષ્ણાનો કે તૃષ્ણાસ્વરૂપના કથનનો). માર ખાય—(તૃષ્ણાથી).

૧ એને–તૃષ્ણા ને. તૃષ્ણા ઉત્પન્ન થવાથી બીજું જ્ઞાન સૂઝતું નથી માટે એને અંધારી રાતની ઉપમા આપી છે તૃષ્ણાના પાશમાં ફસાઇને મનુષ્ય ન કર-

દેવની સેવાને એહ દુલાવે, વિધ વિધ કરાવી વિચાર;
જ્ઞાનીને માની કરાવતી પળમાં, અર્થ ધારી કંઇ નિરધાર,
ડૂબાવીને દેતી રે, શાણપણું કહું સહુ. અંધારામાં૦ ૨
ગુરૂપર ભક્તિ ભાવ ધર્યો હોય, ત્યારે નિંદાવતી ગુરૂદેવ;
એના કરતાં ઓલ્યો અતિશે સારો, એવી તૃષ્ણાકેરી જાણો ટેવ,
લાલચે લપટાવે રે, બૂરાડીને દીધા બહુ. અંધારામાં૦ ૩
રામનામની ધૂન લગાવે, અલમસ્ત જોગી અનેક;
ત્યારે યાદ પરશુરામ કરાવે, વીસરાવી વાણીનો વિવેક,
ગોળનું ગાડું દાખે રે, કર્મકૂટ કેત્તી કહું. અંધારામાં૦ ૪
નિરાકારની વાતો શોધે તેને, સમજાવતી સાકાર;
શૂન્યે શૂન્ય દેખે એમાં શું, આકારમાં ઘણો સાર,
આંખ્યો જોઇ શકતી રે, ધીર ધીર તજી રહું !! અંધારામાં૦ ૫

## કાફી ૩ જી.

મોટામાં મોટી લેઇ આંટી રે, ઉકેલવા તો માંડો;
ઉકલી રહેશે એ તો રે, તૃષ્ણાનો મોટો ટાંડો. ટેક. ૧

---

વાનાં કામ પણ કરે છે. એમ સૂચવવાને રાતની ઉપમા આપી છે. ભાવ૦—ભક્તિ ઉપર જે ભાવ થયો હોય તે તૃષ્ણા ઉત્પન્ન થતાં જતો રહે છે.

૪ પરશુરામને યાદ કરાવે (નક્ષત્રી પૃથ્વી કરી હતી માટે). ગોળનું ગાડું—અર્થાત્ મોટો લાભ. ૫ શૂન્યે શૂન્ય ઇ૦—નિરાકારમાં તો શૂન્યે શૂન્ય દેખાય છે, એમાં શો માલ છે ? પણ સાકારભક્તિમાં તો આકાર દેખાય છે માટે તે ઠીક છે; કેમકે તેને આંખ્યો જોઇ શકે છે. ધીરો કહે છે કે તૃષ્ણાનું એવું કામ જોઇને હું તો ધીરજ તજીને રહુંછું !!

૧ તૃષ્ણાનો ઇ૦—સુતરની કે હીરની આંટી ઉકેલી રહેશે. પણ તૃષ્ણાનો ટાંડો ( પોઠ ) એથી પણ મોટો છે. ( માટે તેનો પાર નહિ આવે ). અર્થાત્ તૃષ્ણાનો અંત આવતો નથી.

ઉકેલતાં અવનિ તો ભરાયે, થાકે ઉકેલનારના હાથ;
ઝાલનાર જીવ જોઉં નહિ હું તો, હારી થાકી રહે એની સાથ,
આહા! કેવી મોટી રે, છતની આશા છાંડો મોટામાં૦ ૨
ભોગજોગે જો જાય ગુંચાઇ, તો ઉકેલાયાની મૂકો આશ;
અજમાશ કરી એ પાશ તાં પૂરે, ત્રિવિધિના દેઇ ત્રાસ,
કાશ ન કઢાયે રે, જીવ કરી દે ગાંડો. મોટામાં૦
કોઇ સંત મહંત મળી આવે તો, કેમ ઉકેલે તે કહે મુખ;
માને તો ઉકલે મહામહાયત્નને, ગુંચાઇ ગયાનું લાગે દુઃખ,
રામા રતિવંતી રે, બીજી બાપડી રાંડો. મોટામાં૦ ૪
ગુંચ મટ્યા પછી ઉકેલવા કરે, મન મધ્યે તો વિચાર;
છેડો કે નેડો એનો નવ લાધે, કેડો ધરે ભલે કરતાર,
ધીર ધરે ધારણ રે, તેને કરી દે વાંઢો. મોટામાં૦ ૫

## કાફી ૪ થી.

સાગરકેરૂં પાણી રે, ક્યારી બાંધી ભરી રાખે;
સૂકાઇ જાય એ તો રે, સૂરજ કિરણ નાખે. ટેક. ૧

---

૩ ભોગજોગે ઈ૦—અર્થાત્ ધન પુત્રાદિકમાં જો તૃષ્ણા ગુચાઇ ગઈ તો. ત્રિવિધિના ત્રાસ—અધ્યાત્મ, અધિદૈવ, અને અધિભૂત. કાશ—પીડા. જ્યાં ત્યાં કરીને પીડા ટાળવાની પેઠે એ તૃષ્ણા તજી દેવાતી નથી

૪ રામા ઇ૦—તૃષ્ણા એજ રતિવંતી રામા ( સ્ત્રી ) છે; બીજી સ્ત્રીઓ તો બાપડી રાંડો છે.

૫ ધીર ઇ૦—ધીરો કહે છે કે જો ધારણ ધરે—ધૈર્ય રાખે, તો તે પુરૂષને ગુરૂજી વાંઢો કરી દે—તૃષ્ણારૂપી સ્ત્રીથી તેનો છૂટકો કરે.

૧ સ્વાભાવિક આનંદને તૃષ્ણા બગાડી નાખે છે તે વિશે દૃષ્ટાંતથી કહે છેઃ સાગર ઇ૦.

કાળ તેને કઠણ કરી દે, જેથકી થાયે મીઠ;
એ બેનું કૃત્ય એક તૃષ્ણા કરતી, ધીરે તો ધારણે દીઠ,
કેઇ વિધ તે ભાખું રે, શાણીએ આણ્યા શાખે.    સાગર૦ ૨
આનંદ રૂપી અવિચ્છિન્ન ઉદકને, તૃષ્ણા તાપે સૂકાવી દેય;
કઠણ કરી દે તેને એ કૂડી, રૂડી એને કોણ કે'ય,
પછે ટાળી આનંદ રે, રૂપ તેનું શું રાખે?    સાગર૦ ૩
નામનું મીઠું એ આનંદ રૂપે, રહે જાણો સહુ લોક;
નામના જેવા ગુણ સર્વ એ ટાળી, આનંદ રૂપને કરતી ફોક,
ખારો લાગે ભોગતાં રે, દાવ એવા કંઇ દાખે.    સાગર૦ ૪
એવું એવું એ તો કંઇક બગાડે, ભગાડે ભલાંને અપાર;
સિદ્ધ મુનિ સાંઇ કોઇથકી નવ, પમાય એનો પાર,
ધીર મરજીવા રે, અમે જોયા છે લાખે.    સાગર૦ ૫

## કાફી ૫ મી.

સૂતું સટ ભાળી રે, વિશાળ ચિત્ત એ તો બને;

---

૨ એ બેનું—સૂર્યનું તથા કાળનું. શાણીએ–શાણી સ્ત્રી જેવી તૃષ્ણાએ. શાખે આણ્યા— શાખામાં ( સંકટમાં ) આણ્યા.

૩. અવિચ્છિન્ન—અખંડ. રૂપ ૦—તેનું કેવું રૂપ કરી મૂકે. (તે હવે કહીએ છીએ ).

૪ નામનું ૦--જેમ સમુદ્રજળનો જે ઘન પદાર્થ બને છે તેને લોકો મીઠું કહે છે પણ સ્વાદે તે ખારૂં હોય છે, તેમ સ્વાભાવિક આનંદનુ તૃષ્ણાએ રૂપાંતર કરીને તેનું મીઠું રૂપ બનાવ્યું, તે મીઠું પણ નામનુંજ હોય છે. પણ ભોગવતાં ( ખાતાં ) તે પદાર્થ ખારો લાગે છે.

૫ લખે-લાખને હિસાબે. અર્થાત્ લાખ્ખોમાં એક તૃષ્ણારહિત મરજીવો ( મુક્ત ) જોયો છે.

નૃત્ય કરાવનારી રે, નચાવીને ગાંડો ગણે. ટેક. ૧
પ્રભુત્વને પાલટી પોતે, પિશાચણીનું લે સ્વરૂપ;
પછે નાચવા લાગે નારી નીરાંતે, તૃષ્ણાતણી અનુપ,
રૂપ રઢિયાળું રે, જાણી નહિ જેને જને. સૂનું૦ ૨
તળે હોય તેને ઉપર કરાવે, ઉપલાને લાવે હેઠ;
રાજાને રંક કરતી એ તો, પહોચાડી ઠેઠાઠેઠ,
અવળચંડી એને રે, કહું હું તો કયે દને. „ ૩
કામ ભૂલાવે ને ધામ ભૂલાવે, નચાવે વિધ વિધ નાચ;
નાયિકા કહેતાં લાજે છે મનડું. એની ઉપમા નવ જડે સાચ,
નાચ કરે નારી રે, ઘુઘર નવ નિરખું કને. „ ૪

---

૧ સૂનું ઇ૦—એકાંત જોઇને એ તૃષ્ણા નામે મનોવિકારથી અનેક પ્રકારના તરંગ મનમાં ઉત્પન્ન થાય છે. નૃત્ય—( નાના પ્રકારનાં કાર્ય રૂપ ). તૃષ્ણાના આવેશમાં મનુષ્યને હાથે એવાં એવાં કામ થઇ જાય છે કે તે કર્યા પછી તેને પોતાની ભૂલ સમજાય છે, તે વિષે કહે છે: નચાવીને ઇ૦.

૨ પ્રભુત્વને ઇ૦—અર્થાત્ તૃષ્ણાના વેગમાં પોતે ઉત્તમ છતાં અધમ કર્મ કરવાને તત્પર થાય. નાચવા લાગે—કર્મ કરવા માંડે. રૂપ ઇ૦—અર્થાત્ તૃષ્ણાના વેગમાં હોવાથી તૃષ્ણા પૂર્ણ કરવાને જે કાર્ય કરવામાં આવે છે તે અતિ આનંદદાયક લાગે છે.

૩ તૃષ્ણાના આવેશમાં કેવાં ઉધાંછતાં કામ થાય છે, તે વર્ણે છે: તળે ઇ૦. દને—દિને.

૪ કામ ભૂલાવે—( રંગરાગ કે ખેલ તમાસા વગેરેની તૃષ્ણા ). ધામ ભૂલાવે—( ધન વગેરે અર્થ સિદ્ધ કરવાની તૃષ્ણા ). નાયિકા ઇ૦—નાયિકા તો ઉત્તમ ગુણવાળી હોવી જોઇએ, પણ તે આમાં નથી માટે એને નાયિકા કહેતાં મન લાજે છે. નાયિકાનો અર્થ સામાન્યા નાયિકા કરીએ તો, તે પણ નથી; ઘુઘર ઇ૦—એણે ઘુઘરા બાંધેલા નથી. અર્થાત તૃષ્ણાળુ પુરૂષો પોતાની મતલબ ચુપચુપ પાર પાડવાને કામે લાગેલા હોય છે.

પદ ઉપર એ પ્યાર ન ધરતી, ચીજો ગવડાવે અનેક;
ખ્યાલ ને ટપ્પામાં ખાંતે ખુવારી, કરાવી વીસરાવે વિવેક,
રંગ ટાળે રામનો રે, વહાલા મૂકાવતી વને. „ ૫

## કાળી કુંડી.

એના સ્વરૂપની શોભા રે, કહેવાય ન કોઇથકી;
ભલા ભલા ભૂલે રે, ફરી જાય પવનચકી. ટેક. ૧
સોનેરી સ્વરૂપ કહે કોઇ એનું, કોઇ કહે રૂપેરી રામ;
કોઇ કહે રંગબેરંગી એ તો, ગણુ વિધ વિધ એનાં કામ,
નાચનારી નારી રે, રહે સહુને ઉરે ટકી. એના૦ ૨
ગરૂડથકી ગતિ એની અપારી, ભારી સુણ્યો છે ભેદ;
ગહન રૂપ એનું કોણુજ ગાયે, રહ્યા થાકી હારી ચાર વેદ,
ત્યારે શું ગજું મારૂં રે, બકવા હું મરૂં બકી. એના૦ ૩
પાંખ વિનાનું પંખી કે' કોઈ, કોઇ જીવ વિનાની કે' જાત;
કામણગારી એ કામણ કરતી, ભૂલાવે માત ને તાત,

---

૫ પદ ઉપર ઇ૦—પદ કીર્તન ઉપર એ પ્યાર ધરતી નથી, પણ ઠુમરી વગેરે અનેક ચીજો ગવડાવે છે. વળી ખ્યાલ અને ટપ્પા ગવડાવીને તેમાં ખુવારી કરે છે. વ્યંગ્યાર્થ એ છે કે હરિપદ ઉપર એ પ્યાર ધરતી નથી, પણ અનેક જાતની ચીજો ગવડાવે છે—અનેક પ્રકારની વસ્તુઓ ઉપર લક્ષ્ય દોરાવે છે. ખ્યાલ( અર્થાત્ મોજ મઝા )માં અને ટપ્પા ( અર્થાત્ ધક્કા ખવરાવવા )માં તે ખાંતે ખુવારી કરે છે.

૧ ફરી જાય ઇ૦—પવનચક્કીની પેઠે મોટા મોટા પુરૂષોનાં મન પણ તૃષ્ણાના વેગથી ફરી જાય છે.

૨ રામ—રામા (તૃષ્ણારૂપી). ઉરે—છાતી ઉપર (નાચનારી નારી ટકી રહે છે), અને ઉરે ( મનમાં) તૃષ્ણા ટકી રહે છે.

વાત એની વસમી રે, હઠીલી ને મહાજકી. એના૦ ૪
જોરાળાને જીતી લેતી એ પળમાં, તોરાળાનો તોડતી તોર;
એનાથકી હારી વિશ્વ સહુ રહેતું, જેનું જોરાળાથી ઘણું જોર,
ધીર ધરી ધારણ રે, (શી) સ્વરૂપની રાખે વકી. એના૦ ૫

## કાફી ૭ મી.

જુઓ જુઓ જઇને રે, સાગરકાંઠે ઊભા રહી;
લેંકાતી લહો લહેરી રે, શુદ્ધ થાશો ત્યારે સહી. ટેક. ૧
ઘોડા જોશો ને વમળ નિરખશો, સાયર નિરખશો શાંત;
કાયર કરે એમ ઉછળી આવશે, બોળી દેશે મહાંત,
એમાં શું જોવાનું રે, ગતિ લહી તેવી કહી. જુઓ૦ ૨
કામ વિનાનું ન કાંઈ હું બોલું, દૃઢ ધરો શ્રોતા મન;
સાગરતરંગ જેવી માનો તૃષ્ણા, વશી રહી તમારે તન,
સ્વરૂપ કંઈક ભાખ્યું રે, લહેવાય તો લેજો લહી. જુઓ૦ ૩
નક્કી સ્વરૂપ ન કહેવાય કોઇથી, આ તો કલ્પના કરી છે જાણ;
બીજાએ કરી તેવી મેં જ કીધી, નથી મારી પાસે પ્રમાણ,
બૂડાડી દે સહુને રે, માખણ થતું કરે મહી. જુઓ૦ ૪

---

૫ ધીર ઇ૦—ધીરો કહે છે કે મનુષ્ય તૃષ્ણાના બળ આગળ ધારણ ધરીને સ્વરૂપની (આત્મા સ્વરૂપ જાણવાની) શી વકી રાખે ? અર્થાત્ તૃષ્ણાના બળને લીધે આત્માસ્વરૂપ ઓળખાતું નથી.

૧ તૃષ્ણાને સમુદ્ર સાથે સરખાવે છે. જુઓ જુઓ ઇ૦. ૩ તૃષ્ણાનું વર્ણન કરતાં કરતાં સાગરનું વર્ણન કેમ કરવા માંડયું ? એવી કોઈને શંકા થાય તો તે નિવારવાને કહે છે. કામ ઇ૦.

૪ માખણ ઇ૦—જેતું માખણ થતું હોય તેનું પાછું મહી (દહીં) કરી દે. અર્થાત્ વિરાગ પામીને મુક્ત થવા આવ્યો હોય તેને પાછો ખરો સંસારી કરી મૂકે.

એવીનું સ્વરૂપ હું કેઇ પેર ભાખું, તોય દાખું દિલનો દિદાર;
અણીદાર એ અતિ જાણો, ભારે ગણો એનો ભાર,
ધીર શિર સાટે રે, સ્તવે એને ઊભા રહી. જુઓ૦ ૫

## કાફી ૮ મી.

દેહ રૂપી ડુંગર રે, કઠણ ઘણો સહેવાયે;
તોડી પાડે તેને રે, તૃષ્ણા નદી તો થાયે. ટેક. ૧
જૂઠું બોલાવીને જનની પાસે, કલ્લોલતણું કરે કામ;
પાપ કરાવીને કરતી એ તો, ભારે શબ્દ કામ તમામ,
નદી થાય એમજ રે, ડુંગરને પછી સાંયે. દેહ૦ ૨
તોડી પાડવા બીજાને એવું, ધરાવતી એ મન;
તરંગનું રૂપ એમ કરી લેતી, ઝોકાવી પાડતી જન,
ભ્રમને ભરાવી રે, કહું કેવી થાયે. દેહ૦ ૩

---

૫ અણીદાર—અર્થાત્ તીવ્ર—ઝટ પ્રવેશ કરે એવી. ભારે ઇ૦—એનો ભાર ભારે છે એમ ગણો. અર્થાત્ એને મનમાંથી ફેંકી દેવી કઠણ છે.

૧ હવે તૃષ્ણાને નદીનું રૂપ આપીને વર્ણે છે. દેહ રૂપી ઇ૦. ૨ તૃષ્ણા નદી છે ત્યારે તેના કલ્લોલ ( તરંગ ) જોઇએ, તે વર્ણે છેઃ જનની પાસે ( મનુષ્યની પાસે અથવા માતાની પાસે ) જૂઠું બોલાવીને તૃષ્ણા કલ્લોલ કરે છે (રાજી થાય છે). નદીમાં પ્રવાહના ભારે અવાજ થાયછે તે વર્ણે છેઃ પાપ ઇ૦—મનુષ્ય પાસે પાપ કરાવીને ભારે શબ્દનું તમામ કામ એ ( તૃષ્ણા ) કરે છે--ભારે શબ્દની ગરજ સારે છે. અર્થાત્ તૃષ્ણા નદીમાં અસત્ય રૂપી કલ્લોલ છે અને પાપકર્મ રૂપી જળના અવાજ થાય છે. નદી ઇ૦—એવી રીતે તૃષ્ણા નદીનુ રૂપ ધરીને પછી દેહ રૂપી ડુંગરને સાહાય છે—પકડે છે ( ખોદી પાડવાને ).

૩ તરંગ—મોટાં મોજાં. ૪ એક ઇ૦—નદીની પેઠે તૃષ્ણા પણ એક જગોએથી બીજી જગાએ જનારી થાય છે—એક પદાર્થની તૃષ્ણા પૂરી

એક જગાએથી બીજી જગાએ, જનારી થાયે જાણ;
જન જાણે કે ગતિ થઇ મોટી, સમજે ન મૂરખ હાણ,
તાણ કરે ત્યારે રે, નદી શુધ્ધ કહેવાયે. દેહ૦ ૪
દેહ રૂપી ડુંગરને પછીથી, મોકમ મારતી માર;
કઠણ હતો તોય કરપતી કરપતી, પહોંચી જાતી પાર,
ધીર નદી કહેવી રે, વહાલી થઇને વહાયે. દેહ૦ ૫

## કાફી ૯ મી.

પવન વાયે પૂરો રે, એ તો અમે રોજ લહ્યું;
ગાળો ઘણી ભાંડી રે, ઇશ્વરને તો વાંકું કહ્યું. ટેક. ૧

---

ન થઇ હોય તેટલામાં તો બીજા પદાર્થની તૃષ્ણા થાય છે. તાણ ઇ૦—નદી પ્રવાહવડે જેમ તાણ કરે છે તેમ તૃષ્ણા પણ વિષય લાલસાના પ્રવાહમાં મનુષ્યને ખેંચે છે. ભર્તૃહરિએ આશા રૂપી નદી વર્ણીને તૃષ્ણાને તેના તરંગનું રૂપ આપ્યું છે. જેમ,

"आशानामनदी मनोरथजला तृष्णातरंगाकुला
रागग्राहवती वितर्कविहगा धैर्यद्रुमध्वंसिनी।
मोहावर्त्तसुदुस्तरातिगहना प्रोत्तुंगचिंतातटी
तस्याः पारगता विशुद्धमनसोनंदन्ति योगीश्वराः"॥

અર્થ—" આશા રૂપી નદીમાં મનોરથ રૂપી જળ ભરેલું છે. તૃષ્ણાના તરંગ તેના ઉપર સઘળે છવાઇ રહેલા છે, પ્રીતિ રૂપી તેમાં મગરો છે, વિતર્ક રૂપી પક્ષીઓ તેના કિનારા પર ઊડતાં ફરેછે, ધીરજરૂપી વૃક્ષને તે પ્રવાહના વેગથી ઉખાડી નાંખે છે, મોહ રૂપી વમળને લીધે તેની પાર તરી જવાતું નથી અને તેથી તેમાં પ્રવેશ કરવો ઘણો કઠણ છે, ચિંતા રૂપી તેના ઊંચા તટ છે. એવી એ નદીની પાર અતિ નિર્મળ મનવાળા યોગીશ્વરો ગયા છે તેઓ આનંદ કરેછે."

૧ તૃષ્ણાને વાયુનું રૂપ આપીને વર્ણે છેઃ પવન ઇ૦. ગાળો ઇ૦—ખરાબ પવન વાતો જોઇને અમે તેને ઘણી ગાળો ભાંડી અને એવો પવન ઇશ્વર વવરાવે છે માટે ઇશ્વરને પણ વાંકા બોલ કહ્યા.

વાયુ વાયે મહાજોરથી શાણુ, શીત મંદ સુગંધ ક્યાં જાય!
એ ત્રણમાંનો વાય ગમે તે, તેથી સુખ તો અમને થાય,
ભૂખર શાણુ વાતો રે, ન જાયે અમથી રહ્યું. પવન૦ ૨
એવી એવી ગાળાફોડ કરીને, વાયુને દેતો ગાળ;
તારા ઉદરમાં વંટોળિયો ફરતો, તેને ઝલાય તો ઝાલ,
માથાકૂટ મિથ્યા રે, ફરતું મનકું મેં લહ્યું. પવન૦ ૩
ચકર ચકર ચકરિયો ફરતો, લેતો નારીનું સ્વરૂપ;
ભમાવીને ભૂતળમાં ભેળે, રૂપ કરીને અનુપ!
કહેવાય ન તેને રે, વિજ્ઞાન જાયે વહ્યું! પવન૦ ૪
સદ્‌ગુરૂ સાચો કોક મળે તો, વારે વંટોળિયો વાય;
શાણો શિષ્ય હોય તો સમજે સહુ, નીકર ખત્તા ઘણા ખાય,
ધીર ધરે ધારણ રે, તો તો જાયે તેણુ રહ્યું. પવન૦ ૫

## કાફી ૧૦ મી.

કથાળી દ કૂડી રે, નારી કયમ કહેવાયે;

---

૨ ભૂખર—ઇશાન કોણનો સૂકો પવન. ૩ તારા ઇ૦—તું બાહારના પવનને ગાળો દે છે પણ તારા ઉદરમાં તૃષ્ણા રૂપી વંટોળિયો ફરે છે તે ઝલાય તો તું ઝાલ.

૪ વંટોળિયાનું રૂપ વર્ણીને તેને તૃષ્ણા સાથે સરખાવે છે: ચકર ચકર ઇ૦-વંટોળિયો ચકર ચકર ચકરિયો (ફુદડી) ફરે છે તેમ તૃષ્ણા પણ મનમાં ચારે પાસ ફરે છે. તે વંટોળિયો નારી (તૃષ્ણાનું) સ્વરૂપ લે તો. ભૂતળમાં ભેળે—ભોંયમાં ઘાલીદે. વંટોળિયો બીજા પદાર્થોને ભમાવીને છેવટે જમીન ભેગા કરે છે તેમ તૃષ્ણા પણ મનુષ્યને ભમાવીને આખરે ભોંય ભેગો કરી દે છે—નાશ કરે છે.

૫ વારે—અટકાવે. વંટોળિયો વાય—તૃષ્ણા રૂપી જે વંટોળિયો વાય છે તેને. તો તો ઇ૦—તો તેનાથી રહ્યું જાયે—રહેવાયે.

મોટા મોટાને મારે રે, લક્ષણ એનાં લહેવાયે. ટેક. ૧
વિવેક વૈરાગ્ય વડા વીર બન્ને, અડગ ને અજીત;
વેરી મારે તેને વિશ્વના જોતાં, પ્રેમદા થઇ ધરે ન પ્રીત,
રીત ન રૂડી રે, મુખો કોથી ગવાયે. કથાળી૦ ૨
બે નરને આગળા એક જીતે, છતી લે પળની માંય;
કેર કેર એવું જોઇ કહું છું, ન છતી ગયા નર ક્યાંય,
જીત્યા કોક ઠામે રે, વહેતા માંહી વહેવાયે. કથાળી૦ ૩
બે નર જ્યારે બલિષ્ટ બને છે. તૃષ્ણાને જીતવા કાજ;
ત્યારે તૃષ્ણા તરૂણી બની જાયે, વિધ વિધ આણે વાજ,
હરી લેતી રેતજ રે, દાવ માંહી દહેવાયે. કથાળી૦ ૪

---

૧ તૃષ્ણાને નારીનું રૂપ આપીને વર્ણે છેઃ કથાળી દે ધ૦. કૂડી—(તૃષ્ણા).

૨ બાઇઓમાં વૈમનસ્ય ઉત્પન્ન કરવું એવી સ્ત્રીઓની રીત હોય છે તેવું આ તૃષ્ણા નારીમાં શું છે તે કહે છેઃ વિવેક ધ૦—વિવેક અને વૈરાગ્ય એ બન્ને અડગ અને અજીત એવા વડા વીર છે તેમને વિશ્વના જોતાં વેરી મારે—જૂદા કરી દે.

૩ નર કહીં છતી જતા નથી ત્યારે કોક ઠામે તેઓ જીત્યા, એમ શું કરવા કહો છો? તેનો ખુલાસો કરે છેઃ વેહેના ધ૦—વેહેતાની સાથે વેહેવાય તેની પેઠે એ મારું કથન છે. અર્થાત્ બધા એમ કહે છે કે કોઇ વિરલો સ્ત્રીને જીતે, ત્યારે હું પણ કહું છું; નહિ તો ખરું તો એમ છે કે સ્ત્રીને કોઇ-જ ન જીતે.

૪ તરૂણી બની જાય—સ્ત્રીના જેવી રાંડકી થઇ જાય, પણ સ્ત્રી જેમ પ્રસંગ જોઇ જોઇને પુરૂષને પજવે છે તેમ તે પણ વિધ વિધ પ્રકારે તેને વાજ આણે છે. અને સ્ત્રી જેમ પુરૂષનું રેત (વીર્ય) હરી લે છે તેમ તૃષ્ણા પણ પુરૂષનું રેત (બળ) હરી લે છે.

તોય અડગ ડગે નહિ જ્યારે, ત્યારે વાઘણી થાય વિકાળ;
મુખ વિકાશીને લઢવા ઊઠે તે, નાસે બન્ને નર તે કાળ,
અદ્ભુત આહા! કેવી રે, ધીર હીર હરી જાયે!! કથાળી૦ ૫

## કાફી ૧૧ મી.

ભમાવે છે ભમતી રે, ભૂંડી મને ભોગનારી;
વૃક્ષકેરાં પાંદડાં રે, ફરકે તેમ દશા મારી. ટેક. ૧
કરી દે છે કૂડી ગતિ એ, હુલવી ચલવીને અપાર;
હાલક હુલક કરી હરાવી દેછે, ફેરવી વારંવાર,
ફૂલાવે છે ફેરી રે, તોરીવાળો કરી તારી. ભમાવે૦ ૨
ઠાવકું થીર ઠરવાનું ધારૂં, ત્યારે વિધ્ર વિધ્ર આશા અરપે;
માએ જણ્યો એવો કોઇ નથી નીરખ્યો, જે તૃષ્ણાને તરપે,
પાંખ વિનાની રે, વહી જાય મહાવારિ. ભમાવે૦ ૩
એનું કારજ ધાર્યું એ કરતી, ભ્રમણચક્રપર ધારી દેવ;
ઉતારતી અવળી સવળી થઇ, એને પડી ગઇ એવી ટેવ,
સેવ એની સાચી રે, જોઇ એને મેં ધારી. ભમાવે૦ ૪
શરદ ઋતુનાં વાદળાં જે વિધ, આવે અને વળી જાય;

---

૧ ભોગનારી—ભોગવનારી ( તૃષ્ણા ). ૨ ફેરવી—મન ફેરવીને. ફેરી—ફેરવ ( હર્ષથી શરીર ફૂલવું તે ). તારી—તારમાં રહેલો. મને ફેરી, તોરીવાળો અને તારી કરીને ફૂલાવે છે.

૩ પાંખ ઈ૦—પાંખ વિનાની તૃષ્ણા મહાવારિ ( મોટા જળના પ્રવાહ )ની પેઠે વહી જાય ( પ્રવાહમાં ખેંચી જાય છે ).

૪ ભ્રમણ ઇ૦—મન રૂપી દેવને ભ્રમણચક્રપર ધારીને—ભમાવીને. જોઈ ઇ૦—મેં એને ધારી ધારીને જોઈ છે.

તેમ એ તનમન સમેતને તાણે, એનું વર્ણન કેઇ વિધ થાય,
ધીરે મૂકી ધારણ રે, તૃષ્ણા ! વાત તારી ન્યારી !!! ભમાવે૦ ૫

## કાફી ૧૨ મી.

તળાવ તૃષ્ણા રૂપિયું રે, પાણી વિના ભરપૂરી;
તેની માંહ્ય ડૂબાડે રે, સામંત ને મહાસુરી. ટેક. ૧
જળચર નહિ તેવું પક્ષી કોઇક, પડે ભર જળની માંય;
તરફડિયાં મારી પ્રાણ તજે તે, તેવી ગતિ થાતી ત્યાંય,
નહિ જળ પક્ષી રે, તૃષ્ણા મોટી મધુરી. તળાવ૦ ૨
પક્ષીકેરા તો પ્રાણ તજાયે, આ તો જીવાડી દેતી દુઃખ;
સો માણ રૂની તળાઇએ સૂવાડી, ન નિરખાવે વા'લાનું મુખ,
રીબાવીને મારે રે, આશ રાખી અધૂરી. તળાવ૦ ૩
કાઢનાર કોઇ આવી પડે તો, તેને તાણતી ત્યાંય;
એકને મળતા બેને બૂડાડે, કાઢનારો ડૂબતો માંય,
ખાંડાની ધારકેરો રે, ખેલ ખેલવો શૂરો. તળાવ૦ ૪
ડૂબતાને કાઢ્યાકેરી ગતિ હોય, તોય ડરે કાઢનાર;
મહામહાયત્ને તૃષ્ણાને તોડી, રખે ખાઉં લહી એને માર,
ધીર કેવી ધીરજ રે, જમાડે શીરો ને પૂરી. તળાવ૦ ૫

---

૫ તેમ૦—તેમ એ ( તૃષ્ણા ) તન અને મન સમેત પુરૂષને તાણે છે.

૧ તળાવ૦—પાણી વિના ભરપૂર ભરેલું તલાવ જોઇએ તો તૃષ્ણા છે. પાણી નથી ત્યારે તલાવ શામાટે કહોછો ? તેની૦—તે તલાવની માંહે સામંત અને મહાસુરી( મોટા પંડિતો )ને તે ડૂબાડે છે. ૨ પક્ષી–મન રૂપી કે મનુષ્ય રૂપી. ૩ ન નિરખાવે૦–( તૃષ્ણા પૂરી ન થવાથી )

## કાફી ૧૩ મી.

તૃષ્ણાકેરૂં દુઃખણું રે, જાણ્યું તે તો ગભરાયે;
સ્વરૂપ સમજાયું રે, તે તો ખાજું નવ ખાયે. ટેક. ૧
રાત દિવસ રડી રડીને ભાખે, મુને તૃષ્ણાથી રાખે કોણ;
એવું થયેલું વળી મન ભૂલાવે, અણચિંતી આવીને ઓણ,
વળી પાછો સમજે રે, અવગુણ એના ગાયે. તૃષ્ણા૦ ૨
ગુરૂ શરણે જઇને કહે તે, મુને તૃષ્ણા તપાવે સાર;
એની જાળ કરાળ તો લાગે, એનો સહેવાય ન હુંથી માર,
પાર નવ તોયજ રે, પામ્યો તે તો કહેવાયે. „ ૩
એના ડાગ પડ્યા અંગ ઉપર, તે રૂઝાવાની ગઇ આશ;
એવો વૈદ્ય મને કોણ મળે કહો, જેથી સુખડું આવે પાસ,
ત્રાસ મહાતીનો રે, તૃષ્ણાથી એમ તવાયે. „ ૪
જે જાણે તેને આવી એ લાગે, ન જાણે તેને મહારૂપ;
ભૂપને ભમાવી ભગાવી માને, નાખે જઇ રણકૂપ,
ધીર ધડહડતી રે, ન કોથકી વંચાયે. „ ૫

## કાફી ૧૪ મી.

તુરંગી તુરંગી રે, તાજણ અને અબલખી;

---

૧ ખાજું ઇ૦—જેને તૃષ્ણાનું સ્વરૂપ સમજાયું હોય તે તો તૃષ્ણાથી મળતું ખાજું ( સુખ રૂપી ) ન ખાય.

૨ ત્યારે તે શું કરે? રાત દિવસ ઇ૦. ૫ જે ઇ૦—જે તૃષ્ણાના સ્વરૂપને જાણે છે તેને એ તૃષ્ણા આવી ( આ પ્રકારની ) લાગે છે; જે નથી જાણતા તેને મન તે મહારૂપવાળી છે.

અતિ ઉતાવળી ચાલની રે, લક્ષણવંત સર્વે લખી. ટેક. ૧
દશ દિશાઓના સર્વ ખૂણામાં, દોડીને દરબડ જાય;
શ્વાસ ન ખાયે મુખથકી તે, પલકમાં પહોચતી થાય,
એના ગુણ કયી રીત રે, કાગળમાં તો રાખું લખી. તુરંગી૦ ૨
સવાર વિનાની હશે તે માટે, તે અપાર ચાલતી સાર;
સવાર સોબસેં ઉપર બેસે, અસંખ્ય કે અપાર,
તોય ચાલે વેગમાં રે, સાથે નવ એક સખી. તુરંગી૦ ૩
વાહને બેઠાનો નીમ કર્યો તેને, બેસાડતી ધરી ધરી હાથ;
આવું આપું અને તેવું આપું કરી, લેઇ લેઇ જાતિ સાથ,
ન કોઇ એવો નિરખું રે, તૃષ્ણાજીતકેરો સખી. તુરંગી૦ ૪
એટલે દૂર ગઇ હોય ચાલી, તોય આવે પલકની માંય;
કેવી ગતિ એની કે'વી અમારે, જોઇએ એને જ્યાં ત્યાંય,
ધીરથી શું થાતું રે, ઘણા મરે જોઇ ધખી. તુરંગી૦ ૫

## કાફી ૧૫ મી.

રેંટ જોયા રૂડલો રે, ન જોયા તો જોજો;

---

૧ તૃષ્ણાને ઘોડીતું રૂપ આપીને વર્ણે છેઃ તુરંગી ઇ૦—તૃષ્ણા તુરંગી છે તુરંગી છે. તે તાજણ જાતની અને અગલખી ( સુંદર ) તુરંગી ( ઘોડી ) છે. તુરંગી-તુરંગવાળી, એવો અર્થ પણ નીકળી શકે, એમ કર્ત્તાનો અભિપ્રાય જણાય છે.

૩ સવાર ઇ૦—કોઇ એમ જાણશે કે તે સવાર વગરની હશે માટે સારી રીને અપાર ચલે છે, પણ એમ નથી; તેના ઉપર સો, બસેં, અસંખ્ય કે અપાર સવાર બેસે તોય તે વેગમાં ચાલે. ૩ સખી—જોડ. ૪ સખી—મિત્ર. ( સખિન્ ઉપરથી ).

ખૂબી છે ઘણી એમાં રે, પ્રવીણ જોઇને હોજો.　　　ટેક. ૧
ઢોળવાં બાંધ્યાં ને માળ પે'રાવી, બેસે બળદની પીઠ;
ફરક ફરક ફૂદડી ફરતો, અમે તો એને દીઠ,
ઢળી જાય ઢોળવાં રે, સંશય મનમાં ખોજો.　　　રેં૦ ૨
વારંવાર ભરાઇને આવે, વારંવાર ઠલવાય;
ચાલે બળદ ત્યાં સુધી એમ થાતું, બેઠું બેઠું પાણી હલવાય,
એમ ચઢચ ઉતર રે, થતી જોઇને રોજો!　　　રેં૦ ૩
એ પેરે તનરેંટની માંયે, રેંટ તૃષ્ણાકેરો જાણ;
ભ્રમકૂપનું પાણી ભરી ભરી લેવા, યત્ન કરે નિર્વાણ,
કરવા હાણ ધારે રે, ઉપાડી ઘણો બોજો.　　　રેં૦ ૪
જાણે નહિ તેનું ઝડપીને લેતી, પાણી ઉલેચતી પૂર;
ચઢ ઉતર કરતી ચતુરા તે, પામી તારૂં પિંડ રૂપિયું પુર;
ચેતે તો ચેતાવું રે, ધીર હોનારૂં હોજો!　　　રેં૦ ૫

---

૧ તૃષ્ણાને રેંટનું રૂપ આપીને વર્ણેછે ૩ રોજો—રૂદન કરજો. ( તમને એવી તૃષ્ણા વળગી છે માટે ). ૪ દૃષ્ટાંત ઘટાવે છે: એ પેરે ઇ૦—એ રીતે મનુષ્યનું તન ( શરીર ) ઢોળવાંની પેઠે રેંટમાં આવેલું છે અને તૃષ્ણા એ રેંટ છે એમ જાણ, સત્ બ્રહ્મને વિષે અસત્ જગત્ દેખવા રૂપ ભ્રમ એ કૂવો છે. તે કૂવાનું વિષયસુખરૂપ પાણી ભરી ભરી લેવાને તે યત્ન કરે છે. નિર્વાણ—નક્કી. કરવા ઇ૦—એવી રીતે ઘણાં ઢોળવાંનો બોજો ઉપાડીને તૃષ્ણા હાણ કરવા ધારે છે. તૃષ્ણાના રેંટમાં બાગતાં મનુષ્યરૂપી ઢોળવાંમાં વિષયરૂપી પાણી ભરાય છે ખરૂં પણ તે સ્થિર રહેતું નથી, એમ ચઢ ઉતર કરતાં કરતાં અંતે અફળાઇને ઢોળવું ફૂટી જશે, એ હાણ સમજવી.

૫ કોઈ ઢોળવાં તે રેંટમાં નહિ પરોવાયલાં હોય તો તે અસાવધ ઢોળવાને તૃષ્ણા તરત પોતાના કબજામાં લેઇ લેશે તે વિષે કહે છે. જાણે નહિ ઇ૦. પામી ઇ૦—તારૂં પિંડ ( દેહ ) રૂપી પુર ( નગર ) પામીને ચેતાવે છે: હોનારૂં ઇ૦—જે થનારૂં હોય તે થાઓ, એમ દૃઢતા ધારીને તૃષ્ણાથી દૂર રહી કર્ત્તવ્ય કર્મ કરયા કરવું.

## કાફી ૧૬ મી.

ધીર વીર ને અડગજ રે, ડગવ્યા કોઇના નવ ડગે;
શૂરવીર થઇ સાચા રે, આવી જાતા રગે રગે. ટેક. ૧
જેને જોઇ અરિ મહામદમાતા, કંપી ઉઠે કાય;
અનેકને એકલા નવ ગણતા, તે કોનાથી ડરી જાય ?
આજ સહુ કહું છું રે, પહોચી ગઇ ક્યહાં લગે ! ધીર૦ ૨
એવા દૃઢ વીરકેરી ધીરજને, ડગાવે તૃષ્ણા પળમાંય;
ભૂંડું રૂપ કરીને ભગાવે, ભિક્ષા મગાવે ક્યાંય,
તાનમાન તોડે રે, ચઢાવીને સારી શગે. ધીર૦ ૩
ત્રાહ્ય ત્રાહ્ય કરીને ધ્રુજાવે, અમુઝાવે અતિશે અંગ;
જો તૃષ્ણાનું સ્વરૂપ જાણે તો, થઇ રહે અભંગ,
પણ એવું ક્યાંથી રે, નમીને લાગું હું તો પગે ! ધીર૦ ૪
તાળી દઇને તાલાવેલી લગાવે, કાયરશુ જગાવે જુદ્ધ;
શૂરાપૂરાને મૂકાવી દે શાણી, અક્રુદ્ધ પર કરતી ક્રુદ્ધ,
ધીર તજે ધીરજ રે, વગોવવી મારે વગે. ધીર૦ ૫

## કાફી ૧૭ મી.

ચંદનઘોના જેવી રે, છે પણ નવ કહેવાયે;

---

૧ આવી જાતા ઇ૦—રગે રગે આવી જાતા—ક્રોધ કરતા. ૨ મહામદમાતા— મહામદથી મત્ત થયેલા. એકલા—એકલા છતાં પોહોચી ઇ૦—તૃષ્ણા ક્યાં સુધી પોહોચી ગઈ છે તે સહુ હું આજ કહું છું.

૩ ક્યાંય—કોઈક જગાએ. શગે—ટોચે. ૫ તૃષ્ણાના વેગમાં મનુષ્યો શુ કરે છે તે વર્ણું છેઃ તાળી ઇ૦. વગે— વગ જોઇને—લાગ જોઇને.

ગુણલા સહુ એવા રે, જાણી દઉં કહેવાયે. ટેક. १

ચંચળતા તો તેનાથી ચાર ઘણી, વિષનું ન થાયે માપ;
ઊડવામાં તો હારી ચંદનઘો, તનમાં લગાડયો તાપ,
તાણી પણ તેવી રે, અનુભવતાં લહેવાયે. ચંદનઘોના० २

વિષવાળી તો વિશેષ એનાથી, અસહનતાની તો ખાણ;
ઠાકોર વાગ્યામાં ઠેઠ લગી તે, પગ સુદ્ધાં ગળી જાય પ્રાણ,
હેલામાં હાણ કરતી રે, એના વિના ન રહેવાયે. ચંદનઘોના० ३

થોડો અપરાધ જોઇ એ ડસતી, વસતી વેરકેરે ધામ;
ખસતી નથી ખાંતે તે તો ઉડી, કરી લે પોતાનું કામ,
ગામ ગોધિયાળું રે, એનું તો સહુ કહેવાયે. ચંદનઘોના० ४

અધિક અનારકી અપરમપારી, વિષવાળી માટે કહું જોડ;
ઘણા ગુણે મળતી લઢી માટે, પહોચાડયા મનડાના કોડ,

---

१ ચંદનઘોના જેવી ઇ०—તૃષ્ણા ચંદનઘોના જેવી છે ખરી, પણ બરાબર તેવીજ એમ કહેવાય નહિ; કેમકે ચંદનઘો કરતાં એ વિશેષ ચઢિયાતી છે. અર્થાત્ ચંદનઘો કરતાં પણ વધારે ઝેર અને ચપળતા વગેરે ગુણોવાળા કોઈ બીજા પ્રાણીની ઉપમા એને ઘટે છે, પણ બીજું કોઈ પ્રાણી તેવું જણાતું નથી ત્યારે તૃષ્ણાના સ્વરૂપનો કાંઈક ભાસ થવાને હું ચંદનઘોનીજ ઉપમા આપું છું. દહેવાયે—બળે છે.

३ અસહનતાની—સહન ન કરવાના ગુણની. ચંદનઘો પણ ટકોરો ખમી ન શકતાં ટકોરો મારનારનો પ્રાણ લે છે, તેમ તૃષ્ણા પણ પોતાના કાર્યમાં ખલેલ કરનારને ગમે તે કરે છે. એના વિના ઇ०—એ ન હોય તો જીવાય

४ ગામ ઇ०—ગામમાં સહુ ગોધિયાળું (ડખલ—તોફાન—અખેડો) એનુંજ કહેવાય છે.

ધીર તજે ધીરજ રે, વહેતામાંહી વહેવાયે. ચંદનઘોના૦ ૫

## કાફી ૧૮ મી.

ડાકણ જેવી દૃષ્ટિ રે, એની તો સહુ કોઇ માને;
લાગી એક વારી રે, રહ્યો રોગને રાને. ટેક. ૧
ખાધેલું પીધેલું પચે નહિ નિશ્ચે, ડર પેસે દિલ અપાર;
કર કર કર એ કાળજું કાપે, થાપે ઉથાપે વારંવાર,
લોક કહે લાજની! રે, આવ્યો હતો બહુ તાને. ડાકણ૦ ૨
એવી જોઇ ત્યારે ખાવા શે બેઠો, ભખથી જાત ન પ્રાણ;
સો લાંઘે એક આંખજ જાયે, એવું કહી ગયા સુજાણ,
હવે દુઃખ ભોગવ્ય રે, ટળીશ તારે તું વાને. ડાકણ૦ ૩
રૂપ સ્વરૂપ જોઇ ઓળખી નવ તેં, આપ્યું ન શે કાંઇ હાથ;
ગુરૂપદ આપ્યું હોત અલ્યા તેં, તો આવ1 ન તારી સાથ,
હવે અકૃળાને રે, લાગ્યો ખોટે બા'ને. ડાકણ૦ ૪
એટલું એટલું કહિયે તથાપિ. કરાવિયે પૂર્ણ પ્રતીત;

---

૫ ધીર ઇ૦—તૃષ્ણાને જોઇને ધીરો પણ પોતાની ધીરજ છોડી દે છે. ધીરજ છોડવાનું કારણ કહે છેઃ વેહેતા ઇ૦—અર્થાત્ તૃષ્ણા આગળ બધાય ધીરજ છોડી દે છે ત્યારે હુંય છોડું છું.

૧ લાગી— ( દૃષ્ટિ ). જો એની દૃષ્ટિ એક વાર લાગી તો પછી રોગના રાનમાં ( વ્યાધિરૂપી અરણ્યમાં ) રહ્યો એમ જાણવું.

૨ લાજની!—લાજ તો ખરો! ૩ ટળીશ ઇ૦—તું તારાં વાનાં ( કર્મ )થી ટળીશ—મરીશ!

૪ હવે ઇ૦—તું જો તૃષ્ણાને સુખકારક માનીને તેને ખોટે બાહાને વળગ્યો—તૃષ્ણાના બાહાનાનો વિશ્વાસ ધરીને તેને નાદે લાગ્યો તો હવે અકૂળા!

તોય માને નવ મૂરખ જાતે, નથી એમાં એની અનીત,
પ્રીત તૃષ્ણાની રે, ધીરે ધરી છે ધ્યાને. ડાકણ૦ ૧

## કાફી ૧૯ મી.

આનંદ થાય ઉદે રે, તૃષ્ણા તો તૂટે ત્યારે;
ગમે નહિ ઘેલી રે, પણ એવું થવું ક્યારે ! ટેક. ૧
જ્યાં ચઢ ઉતર મનની અતિ ભારી, તેમાં તૃષ્ણાની મળતી તાણ;
છ જણ સાચકારી બને તેના, ત્યાં આનંદનાં શાં વખાણ,
અલગો રહે એ તો રે, જુએ ઝુંડને જ્યારે. આનંદ૦ ૨
એમ છતાં કદી આગળ પડીને, આનંદ કરતો જોર;
ત્યારે તો તુચ્છ દેખાતી તૃષ્ણા, તૂટી જાતો તહીં તોર,
પશ્ચાતાપ થાતો રે, વગોવ્યા ભૂંડી નારે ! આનંદ૦ ૩
બંધ વિનાની પખાજ જેવી છે, નાક વિનાની નાર;

---

૫ અનીત—અનીતિ. અર્થાત્ એમાં એનો વાંક નથી. તૃષ્ણાની પ્રીતિ ધીરાએ ધ્યાનમાં ધરી છે— જોઈ છે. અર્થાત્ એ માણસને ભૂલાવે એવીજ છે.

૧ આનંદ ઈ૦—જ્યારે આનંદનો ઉદય થાય ત્યારે તૃષ્ણા તૂટે. વેદાંતનો સિદ્ધાંત છે કે, બ્રહ્માનંદમાં બીજા ( વિષય સંબંધો ) આનંદનો અંતર્ભાવ થાય છે. માટે જેને બ્રહ્માનંદ પ્રાપ્ત થાય છે તેને બીજા આનંદ મેળવવાની દરકાર રહેતી નથી, તેથી બ્રહ્માનંદવાળાની તૃષ્ણા આપોઆપ તૂટી જાય છે.

૨ છ જણ—કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, એ છ રિપુ.
૩ વગોવ્યા ઈ૦—જેમ ભુંડી નાર વગોવે છે તેમ તૃષ્ણાએ વગોવ્યા. અથવા તૃષ્ણારૂપી ભુંડી નારે વગોવ્યા.

ચંદ્ર વિનાની રાત એ નિશ્ચે, તુચ્છ તૃષ્ણા એવી નિરધાર,
આનંદ કેવો રૂડો રે, તાણી તૃષ્ણાને બારે. આનંદ૦ ૪
એવો આનંદ સદ્ગુરુથી મળતો, જે તૃષ્ણાનું દાખે સ્વરૂપ;
તૃષ્ણાકેરી નત્ર ભાટાઈ નળતી, આનંદરાજ પૂરી દે કૂપ,
આનંદી ધીર એવા રે, મળે શુદ્ધ વિચારે. આનંદ૦ ૫

## કાફી ૨૦ મી.

સ્વરૂપ કહે સંતો રે, તૃષ્ણાકેરૂં તો કેવું;
સરવે ભાખું હું તો રે, છે જાણવા જેવું. ટેક. ૧
મેલામાં મેલી વસ્તુ કોઇ જોવી, તેવું એનું સ્વરૂપ;
સુઘડ નર એક વાર દેખે તો, દુઃખમાં થાય તદ્રૂપ,
હાય! શું આવી રે, તન વસે એ કેવું!! સ્વરૂપ૦ ૨
ગોબરી ને ગંધાતી અતિશે, ન ઠોબરી ખાવા માટ;
ચાટ પડી હોય તેમાં ચાટી લે, જેને જોઇ થાયે ઉચ્ચાટ,
ખરેખરૂં ભાખું રે, કહું મેં સુણ્યું તેવું. સ્વરૂપ૦ ૩
સદ્ગુરૂકેરે મુખેથી સાંભળિયું, એમાં સંશય જેવું નહિ કાંઇ;
એવી તારા તન બિચ વસી રહે, દેવું તો દેને સાંઇ!!
નથી લેવા દેવા રે, મુને તો કહ્યું એવું. સ્વરૂપ૦ ૪

---

૪ તાણી ઇ૦—તૃષ્ણાને બાહાર તાણી કાઢે છે। ૫ આનંદરાજ ઇ૦—આનંદ રૂપી રાજ તૃષ્ણા રૂપી કૂવાને પૂરી દેછે અથવા તૃષ્ણાને કૂવામાં પૂરી દેછે.

૧ તૃષ્ણાવાળા પુરૂષોની સ્થિતિ રૂપકથી વર્ણે છેઃ સ્વરૂપ ઇ૦. ૨ તદ્રૂપ—દુઃખ રૂપ. અર્થાત્ અતિશય દુઃખી. તન ઇ૦—એવી મલિન તૃષ્ણા મનુષ્યના શરીરમાં વસે છે એ કેવું ખેદકારક છે!! ૪ દેવું ઇ૦—હવે તારે એને સાંઇ દેવું હોય (ભેટવું હોય) તો દે.

પૂરી પ્રતીજ થઇ મને જ્યારે, ત્યારે કચવાયું મન;
શું મારા શરીરમાં એ તો વસે છે, તૂટી પડો આ તન,
ધિંગડમલ ધોરો રે, કહે જાણ્યું જેવું. સ્વરૂપ૦ ૫

## કાફી ૨૧ મી.

ભોળવાયે ભવમાં રે, ભલા ભલા મોટેરા;
વખાણી વખાણીને રે, ઉંચા ચઢાવે ડેરા. ટેક. ૧
રસવાળી તૃષ્ણાને કહે ઘણી, ખટરસતણી ભોગનાર;
કવિઓ તો પાછા ત્રણ વધારે, નવનો કરી દે નિરધાર,
ગોતો કોઇ જ્ઞાની રે, ફરવા જો નવ ફેરા. ભોળવાયે૦ ૨
જેને રસિલી રંગીલી કહે તે, રસહીણી છે અપાર;
નીરસ કહેતાં તો લાજે છે મનડું, રસ શબ્દનો થાય વિચાર,
ફીકામાં એ ફીકી રે, જાણો ટળે અંધેરા. ભોળવાયે૦ ૩
રસ વિનાની એવી જ્યારે જાણો, ત્યારે તો તજી દો સંગ;
ભૂંડા મળી ભૂલાવશે તમને, પેર પેર પાડી પ્રસંગ,
લાલ રંગ લગાડે રે, જુલમી થઇ લે વેરા. ભોળવાયે૦ ૪
સમજતાં સીધું સટ થશે સહુ, અણસમજે ખાશો માર;

---

૨ ખટરસ—મધુર, ખાટો, ખારો, તીખો, કડવો અને તુરો. કવિઓ ઇ૦—બીજા લોકો તો તૃષ્ણાને છ રસ ભોગવનારી કહે છે પણ કવિઓ વળી ત્રણ વધારે એટલે શૃંગારાદિ નવ રસ ભોગવનારી કહે છે. ગોતો ઇ૦—જો ફેરા ન ફરવા હોય—વારંવાર જન્મ મરણ ન થવા દેવું હોય, તો કોઇ જ્ઞાનીને ગોતી કાઢો. અથવા જે જ્ઞાની હોય તે ખોળ કરો.

૩ નીરસ ઇ૦—તૃષ્ણાને નીરસ કહેતાં મન લાજે છે; કેમકે મને રસ શબ્દનો વિચાર થાય છે. અર્થાત્, જે કેવળ રસહીન હોય તેને નીરસ કહેવાય; તૃષ્ણામાં એવો કોઇ રસ રહ્યો છે કે જેથી અજ્ઞાની જન તેને વળગી રહે છે. માટે તૃષ્ણાને ( રસમાં ) ફીકી કહેવી એ ઠીક છે.

પોકારી પોકારી પાધ્રેશ કહું છું, ન માનો તો ભાગશે ભાર,
માનો માનો નિશ્ચય રે, બોધ તો ધીરાકેરા. ભોળવાયે૦ ૫

## કાફી ૨૨ મી.

ઘરડામાં ઘરડી રે, નટવી થઇ નાચે;
ઘણી અપ્રીતિ રે, જોતાં થાય છે સાચે. ટેક. ૧
વેષ જોઇ જોનાર હસે આ, ઘરડી મચાવે શો ઢોંગ;
નટ લોકોનો તમાશો ન જોયો, લેવડાવે બુઢીને સોંગ,
કેવી ઊભી નાચે રે, સૂતર બાંધી કાચે! ઘરડામાં૦ ૨
કૂવા પડ્યા ને આંખ્યો ગઇ પેશી, મારે છે તોયે નેન;
પિયા લુએ ને કરે ખુંખારા, ખોઇ ઉંઘ તો આજની રેન,
અરે હાય! વવા'યા રે, બુઢીને મારો તમાચે. ઘરાડામાં૦ ૩
અંગનાં અંગ ગળી ગયાં સર્વે, વરવી દેખાયે અપાર;
તારા તનડાની એ તૃષ્ણા ઊભી, જોઇ લેજે કરી વિચાર,
નથી કોઇ બીજી રે, ખીજે કે ભલે રાચે. ઘરડામાં૦ ૪
સાચે સાચું કહું હું તો સર્વે, ધર્યો જૂઠું બોલ્યાનો નેમ;
ક્ષેમ ધારી હું તો એમજ કહું છું, વગોવાઇશ ધરીશ વે'મ,
ધીર ઘરડી નટડી રે, ન વગોવા તું કાચે. ઘરડામાં૦ ૫

---

૨ સૂતર ઇ૦—જેમ કાચા સુત્રથી બાંધી હોય તેમ નાચે છે! ૪ અંગનાં—શરીરનાં. અંગ—અવયવ. ૫ ક્ષેમ — ભલું. વગોવાઇશ ઇ૦—જો મારા કહેલામાં વેહેમ ધરીશ તો વગોવાઈશ. કાચે—કાચમાં અર્થાત એ હીરો નથી પણ કાચ છે, માટે એવા કાચને માટે તું વગોવાઇશ નહિ. અથવા હું જે વગોવાવાતું કહું છું તે ખરૂં છે, કેમકે ઘરડી નટડી છે; કાંઈ કાચે પાયે વગોવાતું નથી. આ કાફી ઉપરથી એમ સમજવું કે જેમ ઘરડી નટડી નાચ કરે તે કોઇને પ્રિય લાગે નહિ, એમ છતાં તૃષ્ણા તેને નાચ કરાવે છે. મનુષ્ય માત્રની તૃષ્ણા રૂપી વસ્તુ કાંઈ જૂદી નથી. તેથી જેમ ઘરડી

## કાફી ૨૩ મી.

નથી પાંખ તોયજ રે, પક્ષિણીનું રૂપ ધરે;
ગતિ તો ઘણેરી રે, એના કરતાં એ કરે. ટેક. ૧

ગુણ સમાન કહ્યા કેટલાએક, તેણે ઉપમા આપવી આજ;
જ્યાં ત્યાં કરીને થાય છે કોઇનું, આપણાથી કંઇ કાજ,
પાજ વગોવાઇને રે, આવે સારા કંઇક ખરે. નથી૦ ૨

નવપલ્લવ જ્યારે વૃક્ષ જુએ ત્યારે, પક્ષિણી બેસે ડાળ;
ઈંડાં મૂકે અને બચ્ચાં કરે બહુ, કલ્લોલમાં કાઢે કાળ,
ઝાડપડે છવે રે, મહાતાણમાંથી તરે. નથી૦ ૩

---

નટડીની તૃષ્ણા બીજાને બીભત્સ લાગેછે તેમ આપણી તૃષ્ણા તેવીજ હોવી જોઇએ એમ ધારીને તેનો ત્યાગ કરવો.

૧ દેહ રૂપી વૃક્ષને આધારે તૃષ્ણા રૂપી પક્ષી રહ્યું છે, પણ તે દેહ વૃક્ષનું પતન થવાની સાથે તૃષ્ણા પક્ષી તેને તજી દેશે; માટે એવા દેહના સંબંધ વિનાની તૃષ્ણા શું કરવા રાખવી? એવો ઉપદેશ કરતાં ધીરો તૃષ્ણાને પક્ષી રૂપે વર્ણે છે: નથી ઇ૦—એને પાંખ નથી માટે એ આકારમાં પક્ષીની સમાન નથી, અને પક્ષી કરતાં તેની ગતિ ઘણી છે માટે ગુણમાં સમાન નથી; એમ છે ત્યારે એને પક્ષીની ઉપમા શા કારણથી આપોછો?—એના અને પક્ષીના કેટલાક ગુણો સમાન છે માટે. થોડાક સમાન ગુણો ઉપરથી તૃષ્ણાને પક્ષી સાથે સરખાવવા જેટલો પ્રયાસ કરવાની તમારે શી જરૂર છે? જ્યાં ત્યાં કરી આપણાથી કોઇનું કાંઇ કાજ થાય છે વારુ, એવી બુદ્ધિથી. એવું કોઈનું કાજ કરવાની તમારી વૃત્તિ શાથી થાય છે?—કંઈક સારા પુરૂષો (મુમુક્ષુ) પણ તૃષ્ણાથી વગોવાઇને વાજ આવે છે, તેમ ન થાય માટે.

૩ વારુ ત્યારે કહો નવપલ્લવ—નવાં પાંદડાંવાળું ઝાડ. અર્થાત્ દેહની સ્થિતિ બધી તરફથી આબાદ હોય ત્યારે. ડાળ—અંતઃકરણ રૂપી.

વેરી પક્ષીડાંનું કાંઇ ન ચાલે, દેખી ઘટા મધ્ય ભરાય;
એ તરૂવરનો ઉપકાર માને, રક્ષણ તારાવડે થાય,
અધક્ષણ નવ જીવું રે, મારાથી ઘણા મોટા ડરે. નથી૦ ૪
એ ઉપકાર તો આડ છે તારા, હું કેમ ભૂલું કોઇ વાર;
એવે વૃદ્ધ થયુ અને વૃક્ષ સૂકાયું, ત્યારે પમાડું એનો પાર,
સાર લેજો શોધી રે, ધીર ઊડી બીજે ઠરે. નથી૦ ૫

## કાફી ૨૪ મી.

કમાય એક સેંકડું રે, પોષાય જેથી ઘરનાં સહુ;
વધે ત્યારે આશા રે, શું આટલાથી બેશી રહું? ટેક. ૧
બસેં કમાઉં તો બૂરી દશામાં, 'સાંચ્યું સંઘર્યું આવે કામ;
તેટલા મળે ત્યારે ત્રણસેંને ધાયે, એમ વધતું તૃષ્ણાનું ધામ,
ચઢાવે ચઢાવે રે, ટોચ સુધી હું તો કહું. કમાય૦ ૨
કુબેરભંડારી શો કરી દે તેને, ન બાકી રાખે તલમાત્ર;
આ ધન તો અરપાવ્યું મેં કોને, વિચાર્યો નહિ પાત્રાપાત્ર,
શેણે વિચારે રે, લક્ષણ એનાં હું તો લહું. કમાય૦ ૩
ધન દેખીને દુર્ગુણ સહુ ધાયે, ખાયે જે જે કમાયે તે સાર;
ખાતાં કૂવા ભર્યા ખૂટી તો જાયે, ધન જાતાં જાયે સહુ ભાર,

---

ઇંડાં—તૃષ્ણા પાર પાડવાની કલ્પનાઓ. બચ્ચાં—તે કલ્પનાઓ પાર પાડવાના વ્યવસાય. કલ્લોલમાં—( આશાને લીધે ).

૪ વેરી પક્ષીડાં—શમ, દમ, આદિ ગુણો. મોટા—મોટા સદ્‌ગુણો ૫ સૂકાયું—અર્થાત્ મૃત્યુ પામ્યું.

૧ "નિઃસ્વોવાઞ્છિશતંશતદિશશતંલક્ષંસહસ્રાધિપઃ" ઇત્યાદિ કોઇ પ્રાચીન કવિના કથનનો અનુવાદ કરીને તૃષ્ણાનું અનંતપણું વર્ણ્યું છેઃ કમાય ૪૦. સેંકડું— સો રૂપિયા.

જોઇ એવાને રે, તૃષ્ણા કહે છે હું તો વહું. કમાય૦ ૪

કહેછે નહિ પણ કરી દેખાડે, ચઢતાનો કરે એ સંગ;
ઉતરતાને તો અવનિ પછાડે, જો જો ઢંગીલીના ઢંગ,
ધીર એવી તૃષ્ણા રે, નમી હું તો તેને રહું. કમાય૦ ૫

## કાફી ૨૫ મી.

વેરણ એ છે વાનરી રે, ફરે આથી આ ડાળે;
આશા નવ અંગમાં રે, તોય થડ જઇ ઝાલે. ટેક. ૧.

થડ મૂકીને જાય વળી ટોચે, ટોચે ઊભી રહી જોય;
આઘામાં આઘું ફળ દેખે તોય, જીવ્યાની આશા ખોય,
તલપ મારે ત્યાંથી રે, ભૂંડું ભલું જો ભાળે. વેરણ૦ ૨

ફળ ન મળે ને પડે પૃથ્વીપર, અફળાએ ઘણું અંગ;
પડી પટપટાવે પૂંછડી એ તો, રૂડા જુઓ એના રંગ,
શક્તિ આવે ત્યારે રે, તીખું ખાટું સહુ ટાળે. વેરણ૦ ૩

---

૪ ધન ઇ૦—ધનને દેખીને સઘળા દુર્ગુણો આવે છે. અર્થાત્ તે ધનનો ખોટો ઉપયોગ કરવાના માર્ગ સૂઝી આવે છે અને તેથી પરિણામે તે ધન ખૂટી જાય છે. તે કહે છે: ખાયે ઇ૦—જે જે કમાય છે તે સઘળું તે ખાઇ જાય છે—વાપરી નાખે છે. વહું—અર્થાત્ ખેંચી નાખું અથવા છેતરૂં. તૃષ્ણાનો માઠો પરિણામ વર્ણે છે: અવનિ પછાડે ઇ૦.

૧ તૃષ્ણાવાળાનો સાહસગુણ વર્ણવવાને તેને વાનરીનું રૂપ આપી વર્ણે છે:—વેરણ ઇ૦. વેરણ—શત્રુ જેવી તૃષ્ણા.

૨ આઘામાં આઘું ફળ—અર્થાત્ જે પ્રાપ્ત થવું બહુ દૂર હોય તેની પણ આશા રાખીને તૃષ્ણાવાળો ઝંપલાવે છે.

૩ કોઈ વખત તૃષ્ણાવાળો નિરાશ થાય છે તે વર્ણે છે: ફળ ઇ૦. તીખું ખાટું ઇ૦-અર્થાત્ તે ગમે તેવા ફળનો સ્વીકાર કરી લે છે.

ધારેલું નહિ પણ ધાર્યા વિનાનું, ફળ લેઇને ખાય;
ખારૂં લાગે ઘણું તૂરૂં લાગે તોય, દાંત દેખાડી મકલાય,
કેવું રૂપ કારમું રે, નિરમ્યું એનું કાળે. વેરણ૦ ૪
વારવા જાય તો ભરે ઉઝરડા, પરડા બાવળના ખાય;
કાંટા વાગે ત્યારે ચીસો એ નાખે, કાઢવા તે કોણ જાય ?
સાચા કાઢે કોકજ રે, અંતર માંહી ધીર બળે! વેરણ૦ ૫

## કાફી ૨૬ મી.

દૈવ જેવો દાવજ રે, તૃષ્ણા કરતી તારી;
ઘડીમાં દૈવ સુર્લભ રે, વેળા આણે સહુ સારી. ટેક. ૧
ઘડી માંહે અવળું થઇ જાયે, ઉંચને કરી દે નીચ;
સંપત્તિ રૂપી સરોવર ભરિયું, તેમાં નવ દેખાડે કીચ,
તૃષ્ણા પણ તેવી રે, જુઓ ધ્યાનમાં ધારી. દૈ૦ ૨

---

૪ ખારૂં ઇ૦—મળેલું ફળ અણગમતું કે દુઃખકારક હોય, તોય; ઉપર ઉપરથી તે પોતાનું માન જાળવવા યત્ન કરે છે. કેવું ઇ૦—કાળે એનું કેવું કારમું રૂપ નિર્મ્યું છે, એ અન્વય.

૫ વારવા ઇ૦—તૃષ્ણાનાં નઠારાં પરિણામ જોઇને કોઇ ડાહ્યો માણસ તેને શીખામણ દેવા જાય તો તેના ઉપર તે રીસાય છે કે તેને સામો લઢવા તૈયાર થાય છે. મોટી મોટી આશાઓનું તુચ્છફળ પણ તે સ્વીકારે છે: પરડા ઇ૦. કાંટા ઇ૦–તૃષ્ણાના વ્યવસાયમાં તે દુઃખી થાય ત્યારે નીસાસા નાખે છે. સાચા—સાચા સંત કે સાચા સ્નેહી.

૧ તૃષ્ણાને દૈવની સાથે સરખાવે છે: દૈવ ઇ૦—તારી તૃષ્ણા દૈવના જેવો દાવ કરે છે—દૈવની પેઠે અકસ્માત્ સુખદુઃખાદિ આપે છે.

૨ તેમાં ઇ૦—તેમાં કાદવ સરખો પણ ન દેખાય. અર્થાત્ સંપત્તિનો છેકજ નાશ કરી દે.

ભૂંડું ભાગ્ય છે ભાઇ અમારૂં ! એમ દિલમાં કરાવે દુઃખ;
સારૂં થવાની રખાવ તું આશા, પણ સ્વપ્ને ન મળતું સુખ,
દુઃખને એક દુઃખજ રે, અભાગિયો લે ભારી !! દૈવ૦ ૩

તેવી રીતે તૃષ્ણાને કરી જુઓ. થશે સર્વ રીતે સમાન;
ઉતરશે નહિ કોઇ પ્રકારે, થાશે ઉલટી એથી મહાન,
ઘણી તરતીબ વાળી રે, ઘાવ કરતી કારી. દૈવ૦ ૪

એવી જાણે તોય માણે મૂરખ, સમજે નહિ તલભાર;
વાર વારે કહી થાકી ગયા ઘણા, છો ખાતો મૂરખ ત્યારે માર,
ઠોકર ખાશે ત્યારે રે, જાણે ધીર ઉપકારી ! દૈવ૦ ૫

## કાફી ૨૭ મી.

એવા એવા અવગુણ રે, તૃષ્ણાના તો કહેવાયે;
જ્ઞાની જન ગોતે રે, લક્ષણ કેવાં લહેવાયે. ટેક. ૧

અસારમાંથી સાર કાઢતા, સંત મોટા મહંત;
તેવું તત્વ કાઢ્યું છે આમાંથી, ચતુરનું રીઝશે ચંત,
કંઇક કહું દાખી રે, છાનું નવ રહેવાયે. એવા૦ ૨

એ તૃષ્ણા જો થઇ જાય એવી, કે સદ્‌ગુરૂ શોધવા એક;
તે મેળવવા કરતી પછે તે, માથાફોડ ધરી તન ટેક,

---

૩ દુઃખ ઇ૦—અભાગિયો માણસ દુર્દૈવથી દુઃખ, દુઃખ ને દુઃખજ દેખે છે, તેમ તૃષ્ણાથી પણ સર્વત્ર દુઃખજ મળે છે.

૪ કરી જુઓ—સરખાવી જુઓ. ૫ જાણે ઇ૦—ત્યારે ધીરને ઉપકારી જાણશે. ધીરે તો મને પેહેલેથી કહ્યું હતું પણ હું મૂર્ખ ચેત્યો નહિ, એમ પસ્તાશે.

૨ "असारात्सारमुद्धरेत्"—"અસારમાંથી સાર કાઢવો" એવા નીતિ વચનનો અનુવાદ કરીને કહે છે: અસારમાંથી ઇ૦.

ધીરજ ઘણી ધરતી રે, ભલે તન દહેવાયે. એવા૦ ૩

આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરતી, જોતી વિધ વિધ ગુરૂનાં રૂપ;
ખરો ખોટો પરખી લે પલકમાં, જાણે ભારે હલકો એ ભૂપ,
તોડાવી ન તૂટે રે, શાંતપણું સહેવાયે. એવા૦ ૪

પૃથ્વીના પડમાંથી શોધી કાઢે એ, ધર્યા જેવો ગુરૂદેવ;
પછે તેનાપર પ્રેમ ધરાવે, સમ્યક્ કરાવે સેવ,
ધીર ધરાવે રે, વંડી નવ વહેવાયે. એવા૦ ૫

## કાફી ૨૮ મો.

કોઈનું નવ ચાલે રે, તૃષ્ણા તારવા બેસે;
ગતિ કરે સારે રે, અસારે એ નવ રહેશે. ટેક, ૧

દેવ પૂજાવે તો તેજ પૂજાવે, ઉપદેશ કરાવે તો કરે તેજ;
બીજાનું બળ નવ એના અગાડી, રજ ચાલે રહે એજ,

---

૩ અસારમાંથી સાર શી રીતે કાઢવો તે કહે છેઃ એ તૃષ્ણા ઈ૦—એ જો એવી તૃષ્ણા થઈ જાય—તૃષ્ણા ઉપજે તો તે તૃષ્ણા દ્રવ્યાદિ મેળવવાની ન રાખતાં સદ્દગુરૂ મેળવવાની રાખવી. તૃષ્ણાનો સ્વભાવ છે કે તે એક વાર જે માર્ગે વળી તેનો અંત આણ્યા વિના અટકતી નથી, માટે તે સદ્દગુરૂ મેળવવાને તનમાં ટેક ધરીને માથાફોડ કરશે. અસાર તૃષ્ણામાંથી એમ સાર લેવો.

૪ ભૂપ—(ગુરૂ રૂપી). ૫ ધીર ઈ૦—પછી એજ તૃષ્ણા તને ધીરજ ધરાવશે અને પછી વંઠી જઇને તેનાથી તને વેહેવાંવાનો નથી. આ કડીમાં ધીરાએ ધીરજના અર્થમાં પોતાનું નામ મુદ્રિત કર્યું છે.

૧ તૃષ્ણા ઈ૦—જો એ તૃષ્ણા મનુષ્યને તારવા બેસે—તારવાનો ઉદ્યોગ કરે, તો તેને કોઇ અટકાવી શકે એમ નથી.

હેજ એવું ધારે રે, કથની એ કે કહેશે. કોઇનું૦ ૨
માબાપની તૃષ્ણા તોડાવે, તરૂણીને તજાવે સાર;
દીકરાંકેરી ગરજ નહિ એને, ભારે જનનો ધરે નવ ભાર,
સારૂં ત્યારે સારૂં જ રે, નરતામાં તો નવ પેસે. કોઇનું૦ ૩
એના નિશ્ચયથકી નર તરિયા કંઇ, થઇ ગયા સંતમહંત;
એણે ન ઉરમાં જેહ આણ્યા તે, ભૂમિમાં હજી ભમંત,
લક્ષ ચોરાશી રે, ખાંતે વળગી બેસે. કોઇનું૦ ૪
એની કૃપાથકી તૂટી ગયા સહુ, અવળા સવળી બંધ;
ન તૂટે એવા તો એણે તોડાવ્યા, નિકટકેરા સંબંધ,
ધીરો કર્યો હીરો રે, અતિ આણી ઉજેશે. કોઇનું૦ ૫

## કાફી ૨૯ મી.

જીવને જોવરાવી રે, કમળ કારમું સારૂં;
લોભાવીને લીધો રે, પછે કર્યું એ અકારૂં. ટેક. ૧
સુગંધનો લોભી સટ લઇ કીધો, અથડાવિયો અપાર;
રાત્ર પડી ત્યારે એને બંધાવ્યો, ભેળવી કમળ મોઝાર,

---

૨ બીજું ઇ૦—બીજાનું બળ એના અગાડી રજ ( લગાર ) જેટલું પણ ચાલે નહિ; અને એની એ તૃષ્ણાજ રહે. એ અન્વય.

૪ એના નિશ્ચયથી—સારે માર્ગે દોરવાવાળી તૃષ્ણાના નિશ્ચયથી. બેસે— અર્થાત બેસને છેડે. સારી તૃષ્ણા વિનાના મનુષ્યોને લક્ષ ચોરાશી ( જન્મ- મરણ રૂપ ). પલ્લામાંજ પડી છે । ૫ નિકટકેરા નજીકના.

૧ જીવને—જીવ રૂપી ભમરાને કમળ—વિષય રૂપી કમળ. એ— વિષય રૂપી કમળ.

એમ બાંધી લીધો જ્યારે, ત્યારે તો લાગ્યું નઠારૂં. જીવને૦ ૨
અવળી અવળી તૃષ્ણા સર્વે તજીને, સવળી સવળી ભજતો ભૂર;
બંધનથી બાપડો થઇ જાતાં, પાણી ધરતો એ પૂર,
સારી કરતો તૃષ્ણા રે, ધીરો કહે હું તો ધારૂં. જીવને૦ ૩
સારી તૃષ્ણા થાતી જેણી વેળા, તેણી વેળા કરતી તે સુખ;
અલભ્ય વસ્તુને મેળવી દેતી, ભવોભવનાં તે ટાળી દુઃખ,
ઉદ્ધારીને દેતી રે, ન જોતી મીઠું ખારૂં. જીવને૦ ૪
એવા એવા તો અનેક તાર્યા છે, પણ મહાભાગ્યશાળી તે જન;
બીજાની તો બૂરાઇ વાંચ્છે તે, થાયે નઠારે મન પ્રસન્ન,
ધીર ધરે ધારણ રે, બૂડે પુણ્ય પરવાર્યું. જીવને૦ ૫

## કાફી ૩૦ મી.

યથામતિએ આજે રે, તૃષ્ણાકેરૂં રૂપ કહ્યું;
એનું રૂપ ન કહેવાયે રે, લક્ષણપરથી એ તો લહ્યું. ટેક. ૧

---

૨ સુગંધનો ઈ૦—જેમ ભમરો સુગંધનો લોભી થઇને સુગંધ મેળવવા આથડે છે અને કમળમાં તે દેખે છે ત્યારે તે લેવાને તેમાં પેસે છે. એવામાં સાંજ પડવાથી કમળ બંધ થઇ જાય છે ત્યારે તે રાત્રે માંહેજ કેદ થઇ રહે છે અને બહાર નીકળવાને અકળાય છે. તેમજ વિષય લોભી પુરૂપ વિષય સુખ મેળવવાની લાલચે એવા સંકટમાં ફસાય છે કે પછી તેમાંથી છૂટવાની આશા ધરીને વિષયને નઠારા માને છે.

૩ આમ વિષયથી દુઃખ દીઠા પછી ડાહ્યો માણસ તે સંબંધી તૃષ્ણા છોડીને જ્ઞાન પ્રાપ્ત કરવાની તૃષ્ણા રાખે છે, તે વિષે કહે છેઃ અવળી ઈ૦.

૪ અલભ્ય વસ્તુને—મોક્ષને. ૫ બીજાની ઈ૦—જેમનું મન નઠારે ( ખોટા વિષય સુખથી ) પ્રસન્ન થાય છે એવા બીજાઓની તો તે તૃષ્ણા બુરાઇજ વાંચ્છે છે. બૂડે ઈ૦—જેમનું પુણ્ય પરવાર્યું ( પતી રહ્યું ) હોય છે તેઓ બૂડે છે ( સંસારસાગરમાં ).

મહામોટી અને ઘણી મસ્તાની, ઉંચામાં ઉંચી જાણ;
નીચામાં નીચી ને કૃત્યથી નીચી, પૂરૂં કહાય નવ પ્રમાણ,
અધૂરૂં તો રહેતું રે, વાણીથી ન જાયે વહ્યું. યથામતિએ૦ ૨
સદ્‌ગુરૂકેરી કૃપા રજ થાતાં, કરિયો કંઇક ઉચ્ચાર;
મિત્ર ગણું તોય એ પણ મારા, પામ્યો જેનાવડે હું પાર,
તૃષ્ણા જાણી તાજી રે, જૂનીનું તો રૂપ લહ્યું. યથામતિએ૦ ૩
એક લક્ષ માનવ જો લહીએ, તેમાં પૂછીએ કોઇને ગામ;
ભાઇ તૃષ્ણા કેવી તે તું કહે કાંઇ, જાણે એ કરતી શાં કામ,
ના ના કહેશે સર્વે રે, એવું તો ન જાયે ગ્રહ્યું! યથામતિએ૦ ૪
સદ્‌ગુરૂ દરિયો અભરે ભરિયો, વરિયો અમરવર સ્વામ;
મરજીવો કરિયો હરિયો સંશય, તરિયો તૃષ્ણા તમામ,
ધરિયો ધીરે ધ્યાને રે, આવી પડ્યું તે તો સહ્યું! યથામતિએ૦ ૫

---

## લક્ષ્મીસ્વરૂપ.

### કાફી ૧ લી.

વહાલામાં તો વહાલી રે, લક્ષ્મીને તો સર્વે ગણે;
પરી કરતા પ્રિયાને રે. ગુલામ એના બુઢ્ઢા બણે. ટેક ૧
બાળ તરૂણ અને નારી વળી, લક્ષ્મીથકી લલચાય;

---

૩ મિત્ર હ૦—મિત્ર ગણું તો એ (ગુરૂ) મારા મિત્ર પણ છે. તૃષ્ણા હ૦—જેનાથી મેં તાજી (નવી—સુમાર્ગે વળેલી) તૃષ્ણા જાણી, અને જૂની (કુમાર્ગે વળેલી) તૃષ્ણાનું રૂપ જાણ્યું.

૪ એવું—તૃષ્ણાનું સ્વરૂપ. ૫ દરિયો, ભરિયો, વગેરે શબ્દોમાં 'રિયો' અક્ષરની આવૃત્તિ છે માટે પદાંતાનુપ્રાસ.

કાળજાની કોરથકી વા'લી વધુ, બીજું વહાલું ન કોઇ કહેવાય,
વહાલામાં એ વહાલી રે, પિતા પુત્ર એથી હણે. વહાલામાં૦ ૨
ઘણી નારે નરને તો માર્યા, લક્ષ્મી દેવીને કાજ;
લાલચો લક્ષ ઊંડે હૃદયામાં, લેવડાવ્યાં ઘણાનાં રાજ,
એને કેવી કહેવી રે, મનાયે શી મોટમપણે. વહાલામાં૦ ૩
એ આવીને વાસ કરે જ્યાં, ત્યાં અવગુણ આવે અનેક;
વિવેકાદિકને કાઢે વેગળા, છેડો છોડાવી છેક,
રાજ્ય રઢિયાળું રે, અનીતિ આદિ સુતા જણે. વહાલામાં૦ ૪
સગાંકેરો સ્નેહ વિસરાવે, આજ કહું હું તેનું સ્વરૂપ;
પિતાએ પુત્ર ઉછેર્યો તે તો, એનામાં થાય તદ્રૂપ,
નિર્ધનપણું સારૂં રે, ધાર કોને કો ના હણે! વહાલામાં૦ ૫

## કાફી ૨ જી.

લક્ષ્મીનો પરિવારજ રે, કહેવાકેરી આશા કરૂં;
પૂરે પૂરો ન ભાખું રે, થોડામાં થોડું ચિત્તમાં ધરૂં. ટેક. ૧
કામ ક્રોધાદિક છ જણ એ તો, થઇ જાય એના સુત;

---

૨ વધુ—વધારે. પિતા ઇ૦—એ લક્ષ્મીથી લલચાઇને પિતા પુત્રને કે પુત્ર પિતાને હણે. એક સંસ્કૃત ગ્રંથકાર પણ કહે છે કે " निहन्तितातस्तनयंसचापिकरोतितंयस्यकृतेचितांरम् "—" જે ધનને અર્થે બાપ દિકરાને મારે છે અને દિકરો બાપને મારી નાખે છે." ઇ૦.

૪ અવગુણ-દંભ, ગર્વ, અભિમાન, અનાચાર, વગેરે. વિવેકાદિક—વિવેક, વૈરાગ્ય, શમ, દમ, તપ, તિતિક્ષા, શ્રદ્ધા, વગેરે. અનીતિ ઇ૦—તે લક્ષ્મી અનીતિ વગેરે સુતા( દીકરી )ઓને જન્મ આપે છે.

૫ કોને ઇ૦—જેથી કોઇને કોઇ મારે નહિ. ૧ પૂરે પૂરો ઇ૦—અર્થાત્ પૂરે પૂરો કહેવા રહું તો પાર ન આવે.

શુદ્ધ સ્વરૂપી ધણી એનાને, પીડતા પછે કપૂત,
નારીઓ ઘણી તેની રે, કહેશે લગ્ન વિના વરૂં. લક્ષ્મીનો૦ ૨
તેની ગણના તો કોણ ગણે છે, સુતાકેરાં કહું નામ;
એક ચિંતાની અનેક દીકરિયો, લક્ષ્મી દાદીનું કરે કામ,
ગામ ભરાયે રે, વરાણવતાં હું તો ડરૂં. લક્ષ્મીનો૦ ૩
એક લક્ષ્મી આવે ઘર માંહે, તેની પૂંઠનો જુઓ પરિવાર;
લાવવી હોય તો લાવજો વેગે, ખાશો મોગરિયોનો માર,
સાથે નહિ આવે રે, પુણ્ય તો થાશે પરૂં. લક્ષ્મીનો૦ ૪
એના વિના ઘણા એકને ચાલે, એ ન ગણે કોઇને જાણ;
નમી નમી નાક ઘસાવે એને, ત્યારે આવી કરે આવી હાણ,
ધિંગડમલ ધીરા રે, લક્ષ્મી વિના રાજ્ય કરૂં! લક્ષ્મીનો૦ ૫

## કાફી ૩ જી.

ઘેલી નારી એકજ રે, આળવીતરી ને બહુ બોલી;
નકામી તો નાચે રે, તોલ ન જાણે તોલી. ટેક. ૧
તેવી નારી નકામી તો નાચે, થન થન કરી અપાર;
જોગજોગે તેને વીંછીડો કરડ્યો, જોજો બાહાદૂર તેનો બા'ર.

---

૨ શુદ્ધ સ્વરૂપી એનો ધણી—જીવ. ૩ એક ઇ૦—લક્ષ્મીની પુત્રી ચિંતા અને એ ચિંતામાંથી બીજી અનેક સંતતિ ઉપજે છે.

૪ સાથે—(મુઆ પછી). ૫ એ—(લક્ષ્મી). નમી નમી ઇ૦—જ્યારે એને (લક્ષ્મીના અભિલાષીને) નમી નમીને નાક ઘસાવે ત્યારે એ આવીને આવી (આવા પ્રકારની—ઉપર કહી તેવી) હાણ કરે છે. અર્થાત ઘણા શ્રમથી લક્ષ્મી મળે છે તથા મળ્યા પછી ચિંતાદિ અનેક વિકારો ઉત્પન્ન થાય છે. ૧ લક્ષ્મીને ગાંડી સ્ત્રી સાથે સરખાવે છે; ઘેલી ઇ૦.

અહીંથી તહીં જાયે રે, રંકને નાખે રોળી. ઘેલી૦ ૨
ઉતારનારથી રહે અતિ અળગી, મંત્રવાળો જોઇ મરડે મુખ;
સ્થિર ઠરાઇ ન કામ કરાયે, દુનિયાને દેતી ઘણું દુઃખ,
ભલે વીંછીડો કરડયો રે, હૈયે પ્રગટાઇ હોળી. ઘેલી૦ ૩
એ નારીકેરૂં સ્વરૂપ તો જોજો, લક્ષમાં લાવજો વીર;
લક્ષ્મી બાઇને માનજો એવાં, દૃઢ કરી હૃદયે ધીર,
અહીંથી તહીં નાસે રે, જુઓ આંખ્યો ખોલી. ઘેલી૦ ૪
જેવું હતું તેવું મેં તો દેખાડ્યું, સદ્‌ગુરૂનો મળ્યે પ્રસાદ;
હૈયા વિચ્ચે હડશેલાઇ રહીએ, તેણે કરશો વાદ વિવાદ,
કારજ શેણે કરીએ રે, ઊઠો એવું ધીર બોલી. ઘેલી૦ ૫

## કાફી ૪ થી.

દીવા તો છે ઘેર ઘેર રે, તેને જાળવી જોજો;
શોભામાં અનુપમ રે, કારજ ખરૂં નવ ખોજો. ટેક. ૧
એના વિના પળ વાર ન ચાલે, રહે અંધારૂં ઘોર;
માનવ છતાં પશુપક્ષીના જેવું, દર્શે તે ઠોરે ઠોર,
દીવો ઝગમગતો રે, ખુશી જોઇને હોજો. દીવા૦ ૨
એની શિખા તો એનાથકી સારી, શોભા માંહી દેખાય;

---

૨ અહીંથી તહીં ઇ૦—લક્ષ્મી પણ એકની પાસેથી બીજાની પાસે જાય છે અને રંકને રોળી નાખે છે.

૫ હૈયા વિચ્ચે ઇ૦—અમે હૈયા વિચ્ચે ( મનમાં ) હડશેલાઇ ( સંકોચાઇ ) રહિયે છિયે—હું કામા લક્ષ્મીનું રૂપ કહિયે છિયે, તેણે કરીને તમે એમ વાદવિવાદ કરશો કે લક્ષ્મીને નઠારી જાણીને તજી દેઇએ તો પછી સંસારનું કારજ શાનાવડે કરિયે ? ધીર કહે છે કે તમે એવું બોલી ,ઊઠો અર્થાત્ ભલે બોલો ! ૧ લક્ષ્મીને દીવાની સાથે સરખાવે છેઃ દીવા ઇ૦.

હાથ અડે તો કરી દે અવળું, લક્ષણ રૂડાં લેખાય,
અરર કહેવડાવે રે, દાઝયા દાઝયા કહી રોજે. દીવા૦ ૩
પાત્ર ધરો તો વળે અતિ કાજળ, એવું કાળું ભરી રાખ્યું ક્યાંય;
સુવર્ણ જેવામાં શામતા કેવી, મારે કહેવાનું છે એની માંય,
લક્ષ્મી લહો એવી રે, બૂડો વધતાં બોજે. દીવા૦ ૪
સ્પર્શમાં તીક્ષણતા એની એવી, અંતરમાં કાળાશ;
બુદ્ધિવાનને બૂરાડી દેતી એ, કોઇની કરે નહિ બાલાશ,
ધીર ધ્યાન ધારી રે, જણાશે એ જોજે. દીવા૦ ૫

## કાફી ૫ મી.

લક્ષ્મીકેરી પ્રીતિ રે, ત્રણની સાથે તોળાયે;
તેનાં નામ ગણાવું રે, દુનિયાં જેણે બોળાયે. ટેક. ૧
લાજકેરી તો પાજ કરી પૂરી, જેના પરથી જન સહુ જાય;
એટલું કરીને પ્રીતિ તો બાંધી, પરનારી ધરી મન માંય,
પ્રીતિ તો બંધાઇ રે, જાણ્યું નવ ઢોળાયે. લક્ષ્મીકેરી૦ ૨

---

૩ શિખા—જ્યોતિ. ૫ સ્પર્શમાં ૦—જેમ દીવાના સ્પર્શમાં તીક્ષ્ણતા છે તેમ લક્ષ્મીના સ્પર્શમાં પણ તીક્ષ્ણતા છે: જો ન હોય તો બીજાની લક્ષ્મી ચોરીથી, કે બળાત્કારથી લેનારને તરવાર વગેરેના તીક્ષ્ણ ઘા કેમ વાગે? અંતરમાં ૦—જેમ દીવો પ્રકાશિત છતાં તેના અંતરમાં કાળાશ છે તેમ લક્ષ્મીના અંતરમાં પણ કાળાશ છે. કેમકે લક્ષ્મીની ઇચ્છાવાળા કાળાં કૃત્ય પણ કરે છે અથવા લક્ષ્મીવાળાનાં મન મલિન પણ હોય છે. બાલાશ—રક્ષણ.

૧ સ્ત્રી, શ્રીમંતનો બાળક, અને રાજા, એ ત્રણની પ્રીતિ સાથે લક્ષ્મીની પ્રીતિને સરખાવે છે: લક્ષ્મીકેરી ૦. લાજ ૦—પરનારીની પ્રીતિ બાંધવામાં તે લાજની પાજ ( સેતુ ) કરી અને તે પાજ ઉપર થઇને સહુ લોક જાય. અર્થાત્ તારી લાજ રસ્તામાં લોકોના પગ તળે વટાઇ ગઇ—નાશ

બહુ બોલો કોઇ બાળક જોઇ, સ્વરૂપીને શ્રીમંતનો તન;
મિત્રતા બાંધી તેની સંઘાતે, જાણે થશે ન આ તો પતન,
લોકે ઘણું વાર્યો રે, પ્રીતિ તારી રોળાયે. લક્ષ્મીકેરી૦ ૩
રાજાકેરો તો સ્નેહજ કરિયો, જે કરતાં ખૂટ્યા સહુ દામ;
આવો મિત્ર બેસો એમ કહે તો, રાજાજી અર્પતો ધામ,
વાર્યો ત્યારે લોકે રે, લટિયાં તારાં ઓળાયે. લક્ષ્મીકેરી૦ ૪
એ ત્રણની પ્રીતિ તો તૂટે પલકમાં, તેથી લક્ષ્મીની પ્રીતિ જાણ;
તૂટી ગયા પછી લોક હસે ઘણા, તુંને તુચ્છ ગણે પ્રમાણ,
થીર ધ્યાન જોને રે, છેલ અંગ છોલાયે. લક્ષ્મીકેરી૦ ૫

## કરખી કહી.

કમળકેરૂં પુષ્પજ રે, પ્રભાત તો થાયે જ્યારે;
ખીલવા કંઇક માંડે રે, સુગંધ અતિ દે ત્યારે. ટેક. ૧
જેમ જેમ દિવસ ચઢતો જાયે, તેમ તેમ આપે સુગંધ અપાર;
ખાંતે થકી તે ખીલી રહ્યું પછે, કરમાયે નિરધાર,

---

પામી. એટલું છતાં પણ જેમ તે પ્રીતિ આખર નાશ પામે છે તેમ લક્ષ્મી સાથેની તારી પ્રીતિ પણ સદાકાળ ટકશે નહિ—લક્ષ્મી તને છોડી દેશે કે તું કદાપિ સમજીશ તો લક્ષ્મીના અવગુણ જોઇને તેને છોડી દઇશ.

૩ જાણે ઇ૦—જાણે આ મિત્રતા તો કોઇ વખત પતન થશે નહિ—પડી ભાગશે નહિ. ૪ લટિયાં ઇ૦—અર્થાત્ તારા માથાના વાળ સુદ્ધાં જતા રહેશે !

૫ છોલાયે ( લક્ષ્મી નાશ થવાથી દુઃખી થવાથી, કે લક્ષ્મી લેઇ જવાના લોભે ચોર લોકો મારે તેથી, કે એવાજ લક્ષ્મીના સંબંધી આકસ્માતથી ).
૧ લક્ષ્મીને કમળના ફૂલ સાથે સરખાવે છે; કમળ ઇ૦.

સારૂં નવ લાગે રે, તજી દેઉં કહે ક્યારે. કમળ૦ ૨

લક્ષ્મીબાઇનાં લક્ષણ એવાં, જોજો જણાવું હુંય;
થોડે થોડે ઘરમાંહી પેસે, પછે હાલ હવાલ કરે શુંય !
ડાહી ડાહી વાતો રે, કરી ધ્યાન તો ધારે. કમળ૦ ૩

સગાંને સગાઇ જણાવે અતિશે, સ્વજનને પમાડે સુખ;
પૂર્ણ ખીલે ત્યારે દુઃખકર થાયે, કોઇનું ન જુએ મુખ,
પૈસો મળ્યો પૂરજ રે, વ્હાલાંને જોઇ વારે. કમળ૦ ૪

જે ખીલ્યું તેહ તો કરમાયે, પછે ખમે વિધવિધ કષ્ટ;
વિચાર થાય પ્રથમકેરા સહુ, ગતિ કરી નાખી જે નષ્ટ,
સ્પષ્ટ ધીરો કહે છે રે, લક્ષ્મી કદા નવ તારે. કમળ૦ ૫

## કાફી ૭ મી.

કાળો મહાકાદવ રે, કરમાં લેઇ જો નાણે;
ગમે તેવો હોયે રે, મેલો તેને તે ક્રાણે. ટેક. ૧

છાંટા ઉડે જન ઊભા જે પાસે, તે પણ તો ખરડાય;
મલિનપણાનો સ્વભાવ એનામાં, તે કોગટી મિથ્યા થાય?
લક્ષ્મીબાઇ એવાં રે, ઠરે ન પ્રભુ પાણે. કાળો૦ ૨

એમનો લોચો પડે જન ઉપર, ત્યારે તો તે પલટાય;

---

૨ તજી દેઉં ઇ૦—એને હું ક્યારે તજી દેઉં, એમ તું કહે છે, એ અન્વય.

૩ થોડે થોડે ઇ૦—જેમ પ્રભાત થતાં કમળ ધીમે ધીમે ખીલવા માંડે છે, તેમ પ્રથમ થોડી થોડી લક્ષ્મી મળતાં તે માણસ ડાહી ડાહી વાતો કરવા લાગે છે, સગાંને અતિશય સગાઇ જણાવવા માંડે છે અને સ્વજનને સુખ પમાડે છે. ( ચોથી કડી સાથે અન્વય ). ૧ લક્ષ્મીને કાળા કાદવ સાથે સરખાવે છે; કાળો ઇ૦.

છાંટા ઉડે તે હાથથી જાયે, કાળું મેશ તો અંગ કળાય,
સત્ય જાય ભૂલી રે, ચુગલી ચાડી ચાખે. કાળો૦ ૩
અનેક ઉપકાર કર્યા કોઇએ તે, લક્ષ્મીસંગે ભૂલાય;
શૂરપણું જઇ આવે કાયરતા, પછે દેહ સુધ્ધાં ફૂલાય,
લક્ષ્મીકેરાં લક્ષણ રે, દાનો કયી વિધ દાખે? કાળો૦ ૪
વિચારી જોશો તો એવી જણાશે, નહિ ફેર પડે તલમાત્ર;
મારૂં મારૂં કરતા જેને તે, વીસરશો સ્વય ગાત્ર,
ધીરો કહે મૂર્ખજ રે, સંચી એને જે રાખે. કાળો૦ ૫

## કાફી ૮ મી.

સોમલ જેવી સાચી રે, ખાતાં ન લાગે ખારી;
વિધ વિધ રંગી દેખાયે રે, આશા વધે અવિધારી. ટેક. ૧
કોણ જાણે કોના ઝેરથકી એ, ઘડાઇ હશે સાર;
ઝેરની સાથે સમુદ્રમાં વસતી, તેણે ભાગે ભારેનો ભાર,
મહાઝેરીલી રે, ધ્યાનવડે મેં ધારી. સોમલ૦ ૨

---

૩ પલટાય—દુર્ગુણી થાય. ૫ વીસરશો ઇ૦—અર્થાત્ લક્ષ્મીનો લોભી પોતાના ગાત્ર(દેહ)ને પણ વીસરે છે—રખેને લક્ષ્મી ખૂટી જાય, એવા ભયથી તેનું પણ પોષણ કરતો નથી.

૧ લક્ષ્મીને સોમલ નામે ઝેર સાથે સરખાવે છે; સોમલ ઇ૦—સોમલ ખાર કહેવાય છે તથાપિ તે જેમ ખાતાં ખારો લાગતો નથી તેમ લક્ષ્મી પણ પાછળ કહી તેવી નઠારી છતાં ભોગવતાં નઠારી લાગતી નથી. સોમલ જેમ લીલો, પીળો, ધોળો, એમ વિધ વિધ રંગનો હોય છે તેમ લક્ષ્મી પણ પશુ રૂપે, ધાન્ય રૂપે, જમીન રૂપે, અને ધાતુ વગેરે અનેક રંગની હોય છે.

૨ ઝેરની સાથે ઇ૦—ઝેર તથા લક્ષ્મી બન્ને સમુદ્રમાંથી ઉત્પન્ન થયાં છે એમ પુરાણમાં લખ્યું છે. તેણે ઇ૦—એ ઝેરની સાથે વસનારી છે માટે

સોમલ તો સારો છે કાંઇક, ગુણ કરે કોઇ વાર;
એનો સંઘરો બેજ કરેછે, મટાડે દુઃખ કે કરે બેજાર,
આ તો નવ કાંઇજ રે, કરે ઉલટી કારી. સોમલ૦ ૩
મહાવિષ ઉપજાવવા માટે, એને સંગ્રહી રાખો જાણ;
સુખનું શમણું એથી ન આવે, કરે મોટામાં મોટી હાણ,
દયા દિલમાં નહિ રે, શોભીની ને છે સારી. સોમલ૦ ૪
કોનાવડે વધી ગઇ એ તો, તે તો જાણે સહુ કોઇ;
તેને ભજો શીદ એને ભજોછો ? જેને ભજતાં રહેવું રોઇ,
ધીરો સત્ય કે'છે રે, તરતીબે તો જાઓ તરી. સોમલ૦ ૫

## કાફી ૯ મી.

એવો એક બતાવો રે, આપું સુખનું માગ્યું;

---

ભારે (મોટા) પુરૂષોનો ભાર ભાગે છે—તેમના સદ્ગુણ હરિ લે છે. એક કવિ કહે છે કે,—

"वाक्चक्षुश्रुतिहरणं करोति लक्ष्मीर्जनस्य को दोषः ?
गरलसहोदरजाया तच्चित्रं यन्न मारयति !!"

અર્થ—"લક્ષ્મીનો સ્વભાવજ એવો છે કે તે જેની પાસે જાય તેની વાણી, આંખ્યો, અને કાન, એ ત્રણે વાનાંનું હરણ કરી લે છે, તો પછી લક્ષ્મીવાન મૂગો, આંધળો અને બેહેરો થાય તેમાં એ બાપડાનો શો વાંક છે ? અરે! એજ આશ્ચર્ય છે કે લક્ષ્મી ઝેરની સગી બેહેન છતાં તે તેને મારી નાખતી નથી !!

૩ સંઘરો ઇ૦—ઝેરનો સંગ્રહ બે વાનાં કરે છે; ઔષધ તરિકે તે દુઃખ ગટાડે છે, અને અવિચારથી ખાય તો બેજાર કરેછે. (સંઘરો, એ 'કરેછે' ક્રિયાપદનો કર્ત્તાછે, કારી—બિગાડ. ૫ તેને ઇ૦—જેનાવડે એ લક્ષ્મી એટલી બધી વધી ગઇછે, તે વિષ્ણુનેજ તમે ભજો. (વિષ્ણુ લક્ષ્મીના પતિ છે એમ પુરાણોમાં કહે છે માટે). એને—એ લક્ષ્મીને. તરતીબે—જુક્તિએ.

અસત્ય ન બોલું રે, જાણો ખરૂં ઢોલ વાગ્યું. ટેક. ૧

સંપૂર્ણ લક્ષ્મી મળી હોય કોઇને, સાહ્યબીનો નહિ પાર;
છપન ઉપર ભુંગળો વાગે, જ્યાં ત્યાં લક્ષ્મી લેખે નિરધાર,
લાડીલો ગણે લક્ષ્મી રે, દુઃખ જેનું તો ભાગ્યું. એવો૦ ૨

રાજા સરખા રીઝે જેને-જોઈ, લક્ષ્મીનો થયે પ્રસંગ;
મૂર્ખના પંડિત થઇને બેઠા, જેને જોઇને થઇએ દંગ,
જંગ મચાવે રે, વિવેકનું મન ત્યાગ્યું. એવો૦ ૩

એવી વાહવા વિશ્વમાં થાયે, પણ કોથકી નવ નિંદાય;
એવું બતાવો જો અવનિમાં, તો લળી લળી લાગું પાય,
આપું હું તો એટલું રે, ચિત્ત જાણું અનુરાગ્યું. એવો૦ ૪

મારા મનનો તો દૃઢ છે નિશ્ચય, એના સંગી વગોવાય સર્વ;
કોઇ નથી એવો કે જે બચિયો, લક્ષ્મીબાઇ આવ્યે તજે ગર્વ,
ધીર કોક અંતર રે, ધરે કોનું ઝુંડ જાગ્યું. એવો૦ ૫

## કાફી ૧૦ મી.

વહાણમાં બેશી જોજો રે, ત્યારે તો કંઇક લહેવાશે;

---

૧ ભર્તૃહરિ કહે છે કે,

> "कोर्थान् प्राप्य न गर्वितो ? विषयिणः कस्यापदो नागताः ?
> स्त्रीभिः कस्य न खंडितं भुवि मनः ? को नाम राज्ञां प्रियः ?

અર્થ—દ્રવ્ય પામીને કોણ ગર્વિષ્ઠ નથી થયો ? કયો મનુષ્ય વિષયી છતાં આપત્તિમાં નથી પડયો ? પૃથ્વીમાં એવો માણસ કોણ છે કે જેનું મન સ્ત્રીઓએ ખંડિત નથી કર્યું ? રાજાઓને વાહાલો તે વળી કોણ ? ઇ૦" એ-માંના પેહેલા વાક્યનો અનુવાદ આ કાફીમાં કરીને કહે છે કે, એવો ઇ૦.

૫ ધીરો કહે છે કે કોઇ ધીર પુરૂષ હોય તે ( લક્ષ્મી પામીને ) અંતરમાં એમ ધરે કે આ કોઇનું ઝુંડ ( ટોળું—તોફાન ) જાગ્યું છે !

અનુભવ જો કરશો રે, તો મારાથી કહેવાશે. ટેક. ૧

વિદેશ જાવાને વહાણમાં બેસો, જાઓ ઘણા ઘણા દૂર;
ભર તોફાની પવન જ્યાં વાયે, ચઢે સાગરકેરૂં પૂર,
ત્યારે તો એક અવનવું રે, તમને નક્કી લહેવાશે. વહાણમાં૦ ૨

ગંધર્વ નામે એક નગર તો, જોશો તમે જાતોજાત;
ઘર જોશો ને માણસ જોશો, પડી હશે નહિ ભાઇ રાત,
જાતે જોયું માનો રે, નક્કી ધારો રહેવાશે. વહાણમાં૦ ૩

તે નગર તો જતું રહેશે ઝટ, જે જોયું વારંવાર;
તેવું નગર લક્ષ્મીબાઇકેરૂં, જોવાય ને જાયે સાર,
સમજો તો સમજાવું રે, વાટમાંહી વહેવાશે. વહાણમાં૦ ૪

ના સમજો ત્યારે કોણ સમજાવે, આપી વીસર્યા કંઇ દામ !
પરસુંધ્ય મારે કોથી નવ લેવી, દસુંદીનું કરવું નથી કામ !

---

૧ લક્ષ્મીની ક્ષણભંગુરતા બતાવવાને તેને ગંધર્વ નગરની સાથે સરખાવે છે: સૂર્યનાં કિરણો કોઇ નગર ઉપર પડીને ત્યાંથી પાણીની પાતળી વરાળવાળા વાતાવરણમાં પરાવર્તન પામે છે ત્યારે તેમાં નગરનો આબેહૂબ દેખાવ જોવામાં આવે છે. એવા દેખાવ સૂર્ય ઉગ્યા પછી થોડી વાર સુધી કે સૂર્ય આથમતાં પહેલાં થોડી વાર લગીમાં જોવામાં આવે છે ભૂમધ્ય સમુદ્રમાં, ઉત્તરઆટલાંટિકમાં અને ઉત્તર સમુદ્રમાં ફરનારા વહાણવટી-ઓએ એવા દેખાવ જોયાના દાખલા પ્રખ્યાત છે. જમીન ઉપરથી પણ કોઇ કોઇ વાર તેવા દેખાવ દૃષ્ટિએ પડે છે. એ ગંધર્વ નગર સાથે લક્ષ્મીને સરખાવતાં પહેલાં ગંધર્વ નગર ક્યાં અને ક્યારે દેખાય છે તેનું કાંઇક દિગ્દર્શન કરાવે છે: વહાણમાં૦.

૨ જાતે૦—તમે એમ માનશો કે તે તમે જાતે જોયું અને તે નગરમાં રહેવું હોય તો રહેવાય પણ ખરું એમ તમે નક્કી ધારશો / વાટ-માંહી—રસ્તે રસ્તે.

ધીરજ ધરી ધીરો રે, વ્યર્થ વગોવાશો ? વહાણમાં૦ ૫

## કાફી ૧૧ મી.

વિચક્ષણ જન જાણે રે, લક્ષ્મીનો તો વાસ કેવો;
એનું સ્થળ તે કેવું રે, જાણી પછે એને સેવો. ટેક. ૧
સાપકેરો રાફડો જાણો, એને વસવાનું સ્થાન;
વાંકું ટેડું હોય અતિશે, હસ્ત ધરતાં ભૂલાય ભાન,
જાન ઘણું થાયે રે, અલાભ લક્ષ્યે લેવો. વિચક્ષણ. ૨
જો લક્ષ્મીબાઇ વાંકી થઇ, તો દંશ કરે અપાર;
ધ્રૂજી ધરણી માંહી પડવું, સ્થાન જોતાં જડે એ સાર,
કોક ખાટી જાયે રે, મહાબાજીગર કે'વો. વિચક્ષણ૦ ૩
એ બાજીગરે સર્પ રૂપ લક્ષ્મી, રાખવા કર્યો વિચાર;
તો તેના દંત પાડવા જોઇએ, ભારે રહે ત્યારે ભાર,
નહિ તો ડંખ કરતી રે, ન દાવ ચૂકે દેવો. વિચક્ષણ૦ ૪
એવું સ્થાનક નિરખી નર સહુ, કરજો માંહી પ્રવેશ;
ઝેર ચઢશે ને લેહેર વળી આવે, વિપરીત થાશે વેશ,

---

૫ દસુંદીનું—ભાટનું (પોતે ભાટ હતો માટે). વ્યર્થ ઇ૦—શું ધીરો તમારે માટે વિના કારણ વગોવાશે ?

૧ લક્ષ્મીને સાપની સાથે સરખાવે છે; વિચક્ષણ ઇ૦. ૨ હસ્ત ધરતાં—(રાફડામાં). લક્ષ્યે—(લક્ષ્યમાં). અર્થાત નક્કી અલાભ (હાનિ) થવાનો, એમ જાણવું.

૩ દંશ કરે—અર્થાત હાનિ કરે. મહાબાજીગર—અર્થાત્ મોટો વ્યવહારકુશળ.૪ દાંત પાડવા—અર્થાત્ લક્ષ્મીથી થતા અનર્થ સામે ઉપાય લેવા.

ધીરો ધ્યાન માને રે, કહેછે તરત તેવો. વિચક્ષણ૦ ૫

## કાફી ૧૨ મી.

હિમાલયકેરી રે, ગુફામાં ઘર કરતી.
ત્યાં વાસ વસી રહેતી રે, જાણે અભરે ભરતી. ટેક. ૧
ગુફા જોઇને જન ગભરાયે, જાણે સૂતો માંહી વાઘ;
પણ માણસ માર્યાનું દ્રવ્ય પડ્યું ત્યાં, હાર હીરાને નૌતમ પાઘ,
લેવાને તે જાયે રે, ચઢતી ત્યારે ભરતી. હિમાલય૦ ૨
એમ લાલચમાં લોભાતો પ્રાણી, લેવાને જાયે પાસ;
ગર્જના કે ધુધવાટ ન સુણતો, ઉલટથી વધતી આશ,
ખુશી ખુશી થાતો રે, નવ વૃત્તિ ડરતી. હિમાલય૦ ૩

---

૫ ધીરો ઇ૦—ધીરો જેવો વેશ થશે એમ કહે છે તેવો એ તરત પોતાના ધ્યાનમાં માને છે. અર્થાત્ ધીરો સદા લક્ષ્મીથી દૂર છે. ૧ નીતિ શાસ્ત્રકાર કહે છે કે,

> जनयंत्यर्जने दुःखं तापयान्ति न विपत्तिषु।
> मोहयन्ति नच संपत्तौ कथमर्थाः सुखावहाः !"

અર્થ—"દ્રવ્ય ઉપાર્જન કરતાં દુઃખ ઉપજાવે છે; મળેલું દ્રવ્ય જાય તો શોક ઉત્પન્ન કરે છે; અને જો તે દ્રવ્ય સ્થિર રહે તો મોહિત કરીને વિવેક-શૂન્ય કરે છે; એવું દ્રવ્ય કેવી રીતે સુખકારક કહેવાય વારૂ ?" આ શ્લોકના પેહેલા ચરણનો એટલે દ્રવ્ય ઉપાર્જનાના દુઃખનો ચિતાર આપતાં ધીરો કહે છે કે, હિમાલય ઇ૦. ઘરમાં પણ લક્ષ્મીને હિમાલયની ગુફા જેવું ગહન ઠેકાણું હોય ત્યાંજ રાખવામાં આવે છે.

૨ ચઢતી ઇ૦—અર્થાત્ ત્યારે મનમાં ઉત્સાહ ઉત્પન્ન થાય છે. હિમાલયની ગુફામાં દ્રવ્ય લેવા જનારની સ્થિતિ વર્ણીને ઘરમાં દ્રવ્ય ચોરવા પેસનાર ચોરની પણ સ્થિતિ વર્ણી છે.

જાણતો કે કારજ થયું મારૂં, ઠીક થયું આવ્યો આંહી;
પણ ઉલટી શલ્યા ગળે વળગતી, તેનું જાણતો તે નવ કાંઇ,
ગુફામાં ગભરાતો રે, સ્થિતિ તેની નવ ઠરતી. હિમાલય૦ ૪
કાયાની વિચમાં કંપ થતો ને, જંપ જતો નિરધાર;
પ્રપંચ પરૂણો હૃદયે રહેતો, એવા એવા કરે કારભાર,
ધીર ધરે ધારણ રે, ભારે કરતો ધરતી. હિમાલય૦ ૫

## કાફી ૧૩ મો.

છે કર્ત્રિમ હાથણી રે, તરૂણ અને રૂપાળી;
ઊભી કીચ ભિંતર રે, તે ઘણા હસ્તીએ ભાળી. ટેક. ૧
હસ્તણી ખરી પણ કાળી ન દર્શે, ઐરાવતની ભગિની જાણ;
તેણ કરી અતિ ધોળી દેખાયે, બીજા હસ્તી તજે તેથી પ્રાણ,
અવનવી આ તો રે, પીડા સર્વે પરજાળી. છે૦ ૨
મહામહામોહ વધે અંતરમાં, પછે જાય કરવાને સંગ;
ઝુંડનાં ઝુંડ તો ધાઇ આવે ત્યાં, રૂપ રંગ જોઇ થાય દંગ,
ભંગ થાય ભૂડા રે, તાન માન રહે ટાળી. છે૦ ૩
જે જાયે તે કીચડમાં કળાયે, હસ્તણી ન આવે હાથ;
કાળી ફીટી ધોળી થઇ તેણે, ભૂલવ્યો હસ્તીનો સાથ,

---

૧ લક્ષ્મીને કર્ત્રિમ હાથણી રૂપે વર્ણું છેઃ છે ઇ૦. હસ્તી—લક્ષ્મીના લોભી મનુષ્યો.

૨ કાળી ન દર્શે—ધન લોભીઓને તે ઉજ્વળ સુખ આપનારી જણાય છે માટે. ત્યારે કેવી દેખાય છે? ઐરાવતની ભગિની (બ્હેન) જેવી ધોળી (ઐરાવત—ઇંદ્રનો હાથી ધોળો હોય છે માટે). બીજા ઇ૦—એવી ધોળી હાથણીને જોઇને બીજા હાથીઓ મોહથી પ્રાણ તજે છે. ધોળી લક્ષ્મીને જોઇને ઘણા મનુષ્યો પ્રાણ તજે છે, એ પ્રસિદ્ધ છે.

છે કાળી ભમ્મર રે, ધોળી નથી એ બાળી. છે૦ ૪
કીચડમાં ગાડવા ને લઢાડવા હસ્તી, માટે વિચિત્ર રૂપ;
જોનારાને તો એવું જણાયે, પણ જાણો એ અવડ કૂપ,
ધીરે કર્યો નિશ્ચય રે, થઇ મનસા બાળી. છે૦ ૫

## કાફી ૧૪ મી.

સદ્‌ગુરૂ તો કહે સાચું રે, લક્ષ્મી નથી કોઇતણી;
છે સોંઘામાં સોંઘી રે, મોંઘી જણાયે સર્પમણિ. ટેક. ૧
જેહ એની આશાને તજી દે, તેને ઘેર એ ધક્કા ખાય;
જોઇએ તેના કરતાં વધુ રાખે, તો તો પછે પસ્તાય,
મોંઘી થાય ત્યારે રે, ગણતીથી જોજો ગણી. સદ્‌ગુરૂ૦ ૨
જો અધિક આશા એની નવ ધારે, તો મળે જોઇએ તેટલી જાણ;
વાસ વસે ઘરમાંહે આવી, કરે ન કોઇને હાણ,
પરમાર્થને કરતી રે, ભલા જોગીએ એવી ભણી. સદ્‌ગુરુ૦ ૩
આ અનુભવી વાક્યનો કરો સહુ, અનુભવ તો એક વાર;
દૃઢતા ધરશો તો તો તરશો, નીકર ખાશો પેંજાર,

---

૪ કીચડમાં—દુઃખરૂપી કીચડમાં. લક્ષ્મીનું વસ્તુસ્વરૂપ વર્ણું છેઃ છે ઇ૦—એ બાળી (લક્ષ્મી) કાળી ભમ્મર (ભ્રમર) છે, ધોળી નથી. અર્થાત્ એનાં કૃત્ય કાળાં છે. અથવા ઉપાર્જન, રક્ષણ, અને નાશ, એ ત્રણે અવસ્થામાં દુઃખરૂપ હોવાથી એ કાળી છે.

૫ અવડ—નહિ વપરાતો નહિ વપરાતા કૂવામાં સાપ વગેરે જાનવરોનો ભય હોય છે તથા તેમાં પડેલાને કોઈ જલદી કાઢવા આવી શકે નહિ, તેમ લક્ષ્મીથી થયેલી હાનિમાં ફસાયલાને કોઇ મદદ કરવાને રાજી થાય નહિ. થઇ ઇ૦—લક્ષ્મી મેળવવાને થયેલી મનસા( ઈચ્છા )ને બાળી —નાશ કરી. ૧ મોંઘી ઇ૦—સાપના મણિ જેટલી એ મોંઘી જણાય છે.

વચળી જો વાતજ રે, તો તો જાશે નિશ્ચે હણી. સદ્ગુરૂ૦ ૪
ધીરાએ તો ધીરજ ધરી'તી, ગુરૂકેરા વેણની માંય;
ધાવું ને ધ્યાન બે મૂક્યાં લક્ષ્મીનાં, ત્યારે આવી કાજ કરતી આં'ય,
ધીરે લીધો અનુભવ રે, જોઇ લક્ષ્મી ઘણી ઘણી. „ ૫

## કાફી ૧૫ મી.

કારજ ધારી કાંઇક રે, લક્ષ્મીની તો આશા કરે;
તેને થાયે એ કેવી રે, ધ્યાન માને ધારી ધરે. ટેક. ૧
ગગન જેવી ગાઢી એ થાયે, આડી થાયે અપાર;
લાડી સુધ્ધાં વેચાવી નાખે પણ, ન કાર્ય કરે તલભાર,
જો જો બા'ર એની રે, ડરાવી ન એ તો ડરે. કારજ૦ ૨
સૂએ નહિ ને સાધન સાધે, રટણ કરે આખી રાત;
દિવસે ખાય કે સૂએ નહિ તોય, લક્ષ્મીની ન દૃખે જાત,
કારજ નવ કરતી રે, ભંડાર ન આવી ભરે. કારજ૦ ૩
ઉદ્યોગમાં અકળાય અતિશે, જ્યારે તેની સિદ્ધિ નવ થાય;
ત્યારે પ્રારબ્ધ પ્રારબ્ધ કરી કૂટે, હાય લક્ષ્મી ન આવે હાય!
વાંકા દિન મારા રે, નાવ કહો શેણે તરે!! કારજ૦ ૪

---

૪ વચળી—છટકી. ૫ ધાવું—લક્ષ્મી પછવાડે દોડવું. ધ્યાન—લક્ષ્મી સંબંધી અંતરમાં ચિંતન કરવું.

૧ ધ્યાન ઈ૦—લક્ષ્મીને માને ધારી ( માનમાં ધારી—અર્થાત્ માન આપીને ) તેનું ધ્યાન ધરે. ૩ સાધન સાધે—( લક્ષ્મી મેળવવા માટે ) મંત્રાદિકવડે ઉપાસન કરે.

૪ જ્યારે—એમ છતાં પણ જ્યારે. નાવ—( મારૂં સંસાર રૂપી ) વહાણ. ૫ રમા—લક્ષ્મી. ધીર ઈ૦—ધીરો કહે છે કે લક્ષ્મીની સંગે—લક્ષ્મીનો

આ કન્યાને કન્યાદાન દેવું, એમાં સ્વાર્થનું નથી કામ;
રડવડ્યો તોય રમા નવ લાધી, પ્રભુ સહાય કરો ઘનશ્યામ!
ધીર લક્ષ્મીને સંગે રે, શ્વેતને શ્યામ ઉચ્ચરે ।। કારજ૦ ૫

## કાફી ૧૯ મી.

અલ્યા ! એના સંગથી રે, જોને બગાડે કેવો !
મહારૂપ શ્રીહરિનું રે, તેણે માણ્યો એ એવો. ટેક. ૧
શુદ્ધ સ્વરૂપી ને કારજ કરતા, નહિ કાળાપણું તલભાર;
શુકનમાં જોઇએ તે નહિ કાંઇ, એક તિલ તો કાળો લગાર,
એવો શ્વેત સ્વામી રે, થયો જોવા જેવો ! અલ્યા૦ ૨
નામ ને ઠામ તો સહુ બદલાયું, તેની કોણ કરે પછે વાત;
ભૂમંડળફેરો ભરતા જોઇ, કળિ કારણ કલપ્યું નિરધાર,
એવા થયા હાલજ રે, જોઇ જાણીને સેવો. અલ્યા૦ ૩

---

સંગ કરવાના અભિલાપથી શ્વેત ( મહાદેવ ) અને શ્યામ( વિષ્ણુ )ના ઉચ્ચાર કરે છે। તેના નામનું ભજન કરે છે। અથવા લક્ષ્મીના સંગને માટે કે લક્ષ્મીનો સંગ થવાથી ધોળાને કાળું કહે છે-ગુણમાં દોષારોપ પણ કરેછે।।

૧ વિષ્ણુની શ્યામ મૂર્ત્તિ લક્ષ્મીના સંગથી થયેલી છે એવી કલ્પના કરે છે. અલ્યા ઇ૦. જોને ઇ૦—જોને, કેવો મોટો દેવ પણ બગડે છે। કયો દેવ બગડે છે તે કહે છે: મહારૂપ ઇ૦—શ્રીહરિનું મહારૂપ ( મોટું—અર્થાત્ અતિશય સુંદર રૂપ ) છે તેણે એ એવો ( વક્રોક્તિ ) અર્થાત્ રૂપનો બગાડ માણ્યો. મતલબ કે લક્ષ્મીના પ્રસંગથી હરિનું રૂપ પણ બગડ્યું.

૨ હરિ મૂળથીજ એવા કાળા હશે એમ નથી: શુદ્ધ સ્વરૂપી ઇ૦. શુકનમાં ઇ૦—શુકનમાં કાળા તલ સામા નહિ મળવા જોઇએ, તો તેટલો એક તલપૂર પણ તે કાળો નહોતો. જોવા જેવો—અર્થાત્ બધોય કાળો !

૩ તે વિષ્ણુનું લક્ષ્મીના સંગથી નામ બદલાઇને કૃષ્ણ ( કાળો ) એવું નામ થયું ! અને મથુરા સરખું ઠામ બદલાઇને સમુદ્રથી વીંટેલું દ્વારકા ઠા-

કાળાં ફીટીને થાય જો ધાંળાં, તેમાં તો કીર્તિ કાંક;
પણ ધોળાં ફીટીને કાળાં થવાં તેમાં, હસે અણસમજુ રાંક,
હરિને હસે સર્વે રે, દાના જે જે દેવો. અલ્યા૦ ૪
મહાપ્રભુ તું માને છે જેને, તેને આ'વી પીડા આવી જાણ;
તારી તો વલે તુંજ વિચારે, છે હાણ કે સંગે લાણ ?
ધીર ધ્યાન ધારીને રે, જો ખેલ જોવા જેવો ! અલ્યા૦ ૫

## કાફી ૧૭ મી.

તારે દિલ દયા રે, કદા હોયે ભાઈ;
મહાગંજીના જેવડી રે, તેને એ ભેટે ધાઈ. ટેક. ૧

---

ગ થયું । પણ એ કૃષ્ણ ભૂમંડળ( પૃથ્વી )નો ભર્ત્તા છે, એમ જોઈને પંડિતોએ તેની શ્યામતાનું કારણ કલિયુગ છે એમ કલ્પ્યું । પુરાણમાં કહ્યું છે કે " સત્યયુગમાં હરિ શ્વેત, ત્રેતામાં રક્ત, દ્વાપરમાં પીળા અને કળિમાં કાળા વર્ણના છે."

૫ મહાપ્રભુ ઈ૦—લક્ષ્મીના સંગથી મહાપ્રભુને કાળાપણાની પીડા જેમ ધીરાએ વર્ણી છે તેમ બીજા એક કવિએ આંધળાપણાની પીડા વર્ણી છે. લક્ષ્મીનારાયણ સમુદ્રમાં શેષ ઉપર પોઢ્યા છે તે વિષે કવિ કહે છે કે:—
" लक्ष्मी ! क्षमस्व वचनीयमिदंदुरुक्तमंधीभवन्ति पुरुषास्तव संगमेन।
नोचेत् कथं कमलपत्रविशालनेत्रो नारायणः स्वपिति सागरसर्पतल्पे ॥ "
અર્થ—" હે લક્ષ્મી ! આ લગાર કડવું અને નિંદાનું વચન છે તે ક્ષમા કરજે; તારા પ્રસંગથી પુરૂષો આંધળા થાય છે. જો એમ ન હોય તો કમળના પત્ર સમાન વિશાળ નેત્રવાળા છતાં પણ નારાયણ સમુદ્રમાં સાપના પલંગ ઉપર કેમ સૂઇ જાય ! "

૧ દયાને ઘાસની ગંજી સાથે સરખાવી લક્ષ્મીને તેનો નાશ કરનાર અગ્નિની સાથે સરખાવે છે: તારે ઈ૦. મહાગંજીના જેવડી–અર્થાત્ ઘણી. તેને ઈ૦–એ દયારૂપ ગંજીને એ લક્ષ્મીરૂપ અગ્નિ ધાઈને ભેટે છે. મતલબ કે લક્ષ્મી એવી છે કે તેથી મનુષ્યોનાં હૃદય નિર્દય થાય છે.

મહાવિસ્તારવાળી દયા જોઇ, ઉંચાઇમાં ગંજી સમાન;
નાશ કરવાને વિચારે નારી, ભૂલવે તારૂં ભાન,
માન અપમાનજ રે, ધારે નવ એ કાંઇ.　　　　તારે૦ ૨
જો ગંજી ભરનારો ચતુર હોયે તો, દયા સજડ કરી તારે દિલ;
લક્ષ્મીને તોડતાં વાર લાગે ઘણી, ઘણી ઘણી થાયે ઢીલ,
ત્યારે એ વિચારે રે, કરે પછી કમાઇ.　　　　તારે૦ ૩
અગનીકેરૂં રૂપ ધરી કરી, પડે દયા ગંજીની માંય;
તોય કઠણ સળગે નવ જ્યારે, ત્યારે વાયુરૂપે થાય ત્યાંય,
તોયે નવ કારજ રે, ઇચ્છયું થાયે રાઇ.　　　　તારે૦ ૪
ત્યારે વંટોળિયાકેરૂં ધરે છે, રૂપ તો લક્ષ્મી નાર;
દયા ગંજીને ભ્રમાવી દે ભૂતળ, પામે એનો કોણ પાર,
ધીરો તો તજે ધીરજ રે, છે અવનવી એ બાઇ !!　　　　તારે૦ ૫

## કાફી ૧૮ મી.

વિધ વિધ વિકારો રે, વપુ માંહી જે થાયે;
તેને તો એ વધારે રે, ગુણ તેના કો ગાયે.　　　　ટેક. ૧
કામકેરી તો હામ વધારે, દામ દેખાડે અથાગ;
ખરચ્ય તારે ખરચાય તેટલા, રાખીને રૂડો રાગ,

---

૩ જો ઇ૦—જો ગંજી ભરનારો ચતુર હોય એટલે જો મનમાં દયા સજડ હોય તો લક્ષ્મીવડે એકાએક તે દયા નાશ પામતી નથી. કરે ઇ૦—પછી લક્ષ્મી પોતાનું પરાક્રમ કરે છે !

૫ દયા ગંજીને ઇ૦— લક્ષ્મી અગ્નિ થાય, વાયુ થાય અને છેવટે વંટોળિયો થઇને પણ દયા ગંજીનો નાશ કરે છે.

૧ વિધ વિધ ઇ૦—વપુ( શરીર )માં જે વિધ વિધ વિકારો થાય છે તે વિકારોને એ ( લક્ષ્મી ) વધારે છે.

અખૂટ છું હું તો રે, એવું કહીને વાચે. વિધ૦ ૨
લોભ લહીને ઇશારત કરતી, હું મળી મહામહાયત્ને;
જાળવીને રાખીશ જો જત્ને, તો વાસ વસું પ્રયત્ને,
નીકર જઇશ નાશી રે, પૂઠળ પછે તું ધાયે. વિધ૦ ૩
આપવા મૂકવાની વાતો જવાદે, રડી મરે ભલે રાંડ;
પૈસો હશે તો પોસાઇશ જનમાં, તારી કીરતિ કથશે ભાંડ,
ખરૂં કહું ખાંતે રે, લાગું લક્ષ્મી પાયે. વિધ૦ ૪
એવું અવળું સવળું સહુને, સમજાવતી ધરી પ્યાર;
વિકાર તો વાંકા થઇ બેસે, કરો એમના નામતણો વિચાર,
નામ તેવાં કામજ રે, ધીરો હીરો થઇ ગાયે. વિધ૦ ૫

## કાફી ૧૯ મી.

જો નિરધન જાતે રે, ભ્રાંતિ નવ તો તું લહે;
શાંતિમાંહી રહે સૂઇ રે, વિચારમાં તો નવ વહે. ટેક. ૧
તે તારી શાંતિને કાંતિ જાયે, લક્ષ્મીબાઇનો થાયે જો સંગ;

---

૨ કામ૦—કામ વિકારની હામ વધારે છે—કામ વિકાર લક્ષ્મીથી પ્રબળ થાય છે. અને એજ પ્રમાણે લોભ, મદ, મત્સર, મોહ, વગેરે વિકારો લક્ષ્મીથી પ્રબળ થાય છે.

૫ વિકાર૦—એવી રીતે લક્ષ્મીના યોગથી કામાદિ વિકાર વાંકા થઇને બેસે છે. વાંકા થાય એમાં શું આશ્ચર્ય ? એમના નામનોજ વિચાર કરો એટલે સમજાશે કે એ પોતાના નામ જેવાં કામ કરશે. અર્થાત્ સારી સ્થિતિમાં રહેલા મનને ફેરવી નાખે છે માટે વિકાર કહેવાય છે. જૂદા જૂદા પ્રકારના અભિલાપ ઉત્પન્ન કરે છે માટે એ કામ કહેવાય છે, વગેરે.

૧ શાંત મનમાં લક્ષ્મી શી રીતે વિકાર ઉત્પન્ન કરેછે, તે વર્ણવે છે: જો૦—જો તું જાતે નિર્ધન હોઇશ તો તને કશી ભ્રાંતિ થશે નહિ; કેમકે તારી પાસેથી કાંઇ જતું રહેવાનું હશે નહિ.

ક્રાંતિકેરૂં ભંડોળજ વધતું, પાડી જોને તું પ્રસંગ,
ભ્રમિષ્ટ થઇશ ભૂંડા રે, સંત અનુભવી કહે. જો૦ ૨

ઘરમાંહી ચૂવા જો ચરભડતા, તો તુંને સંશય થાયે ચિત્ત;
હાય ચોર ચોરી જાય મારૂં, મહાશ્રમે મેળવ્યું વિત્ત,
ઉંઘમાંથી ઊઠે રે, શાંતિ રજ નવ રહે. જો૦ ૩

દ્વાર કોકનું કોક ઠેલે તોય, તુજને ચિંતા થાય;
એક શ્વાન દેખી બીજું ભસે સ્વભાવે, તોય ઝૂરાઇ તું જાય,
હાય આવ્યો ચોરજ રે, ઊઠો દીકરા એ દહે. જો૦ ૪

એવી એવી અનેક સ્થિતિને, ભોગવે ભૂંડા! તુંય,
ત્યારે કહે શે લોભાય એમાં? મારી વાત નથી સાચી શુંયે!
ધીરજ ધરય ધીરા રે, ગુરૂકેરૂં નામ ગ્રહે. જો૦ ૫

## કાફી ૨૦ મી.

જટા જોગીકેરી રે, વધારી તો વધે ઘણી;

---

૨ કાંતિ—શરીરનો રંગ. લોભ, ચિંતા, આદિ વિકાર મનમાં ઉત્પન્ન થવાથી માણુસની કાંતિ બદલાય છે એ પ્રસિદ્ધજ છે.

૩ ચૂવા—ઊંદર. ઘરમાં જો ઊંદર વઢે, તો તારા મનમાં સંશય થાય કે રખેને ચોર હોય! તેજ કહે છેઃ હાય ઇ૦.

૪ એક ઇ૦—એક કૂતરાને દેખીને બીજું તેને ભસે એ તેમનો સ્વભાવજ છે, તથાપિ લક્ષ્મી સાચવવાની ચિંતાથી તું ચોરની શંકા લાવે છે! એ દહે—એવી ચિંતા તને બાળે છે! અથવા હે દીકરા ઊઠો; નહિંતો એ ચોર આપણા વિત્તને ચોરી જઇને આપણા મનને બાળશે!

૫ ત્યારે ઇ૦—ત્યારે કહે, કે તું એમાં શે (શામાટે) લોભાય છે? ધીરા—હે ધીર પુરૂષ! અથવા હે ધીરા ભક્ત!

મોટામાં મોટી દર્શે રે, જોગીરાજ જાયે બણી. ટેક. ૧

વડની મૂળી કરતાં ઘણી વાધે, ઉતાવળે જટા જાણ;
તેના કરતાં વધતું તે હું ભાખું, પૂરૂં કરજો પ્રમાણ,
વિચારીને જોજો રે, વાત નથી કહેતો વાણી. જટા૦ ૨

ખેદ રૂપી ઝેર તારા અંતરમાં, તે જટાથી વધતું અપાર;
લક્ષ્મીદેવીકેરો સંગ થયો કે, એના વધવાનો કરચ ન વિચાર,
જૂનામાં તો જૂનું રે, વધતું ઝેર જોને ગણી. જટા૦ ૩

ખેદરૂપી મહાવિષ એમ વધતું, તેથી તારૂં કારજ થાય કેમ ?
વારંવાર તું વિચારી જોજે, તારૂં જતું રહ્યું સહુ ક્ષેમ,
ખેદરૂપી વિષજ રે, પીડા તુંને કરતું ઘણી. જટા૦ ૪

એવા વિષને વધારવા ઇચ્છે, તો લક્ષ્મીની લાલચ લેખ;
વિષ ચઢયા પછી કો ન ઉતારે, થાતું દુનિયાનું તું દેખ,
ધિંગડમલ્લ ધીર રે, જાણે સત્ય એ તો બણી. જટા૦ ૫

---

૧ લક્ષ્મી પ્રાપ્ત થવાથી ખેદ માત્ર વધે છે, એવો ઉપદેશ કરતાં કહે છે કે, જટા ઇ૦.

૨ વડની ઇ૦—વડની મૂળી કરતાં જટા ઘણી ઉતાવળે વધે છે, પણ લક્ષ્મીવાળાનો ખેદ વળી તે કરતાં પણ ઉતાવળે વધે. વણી—બનાવીને.

૩ એના ઇ૦—એના વધવાનો તું વિચારજ ન કરીશ. અર્થાત્ તે એટલો બધો વધશે કે તારા વિચારમાં પણ તે નહિ સમાઈ શકે. દૃષ્ટાંત આપે છેઃ જૂનામાં ઇ૦—જેમ ઝેર જૂનામાં જૂનું હોય તેમ તે વધારે ઝેરી ગુણવાળું થાય છે તેમ ખેદ પણ દિવસે દિવસે વધારે તીક્ષ્ણ થતો જાય છે.
૪ ક્ષેમ—ભલું.

૫ વિષ ઇ૦—જેમ વિષ ચઢયા પછી—ઝેર વ્યાપી ગયા પછી તેને કોઇ ઉતારી શકતું નથી તેમ લક્ષ્મી સંબંધી ચિંતા એક વાર પ્રકટી અને મનમાં સ્થિર થઇ ગઇ એટલે તે પછી કોઈ ઉપાયથી નીક-

## કાફી ૨૧ મી.

વિકલ્પો કલ્પ જેવા રે, મોટા મોટા કરાવે;
આમનું થાય આમજ રે, એવું તેવું ધરાવે. ટેક. ૧
જે જાય જાવે તે કદી નવ આવે, આવે તો પરિયાંનાં પરિયાં ચાવે;
એટલું તો લાવે ત્યાંથકી નિશ્ચે, પછે કોણ ન જાવે જાવે,
પણ જાતાં જો ડૂબે રે, તે ડરથી ન ડરાવે. વિકલ્પો૦ ૨
વહાલામાંહે પૈસા વિણ ન રહેવું, પૈસાથી મળે માન;
પૈસા વિના પ્રભુ નવ પાસે, પૈસો તે જીવ જાન,
જાન નવ જાણે રે, ભંડાર જયાં ત્યાં ભરાવે. વિકલ્પો૦ ૩
જો પૈસો મૂકી નવ જઇએ તો, પુત્ર સંભારે શુંય;
પિતાએ તો મુને કંઇ નવ આપ્યું, જોવા જેવો છુંય,

---

ળતી નથી. તેને વિશ્વાસપાત્ર સગાં સ્નેહી અને મિત્રોનો પણ અવિશ્વાસ આવે છે કે રખેને તેઓ પ્રપંચ કરીને મારી માલમતા લેઇ તો નહિ જાય! તે ઉપદેશ કરનારાના શબ્દોનો પણ શક ભર્યો અર્થ કરે છે! અને એમ કરતાં પણ આખરે જો તે લક્ષ્મી નાશ પામી તો પણ તે ખેદ બીજા રૂપમાં પલટાઇને વધતો જાય છે, ઇત્યાદિ.

૧ વિકલ્પો—સંકલ્પો—કલ્પનાઓ કે મનસુબા. કલ્પ જેવા—અર્થાત્ સર્વથી મોટા.

૨ એક દૃષ્ટાંતથી વિકલ્પ સમજાવે છેઃ જે ઇ૦—લોકોમાં કહેવત છે કે, "જે જાય જાવે, તે કદી ન આવે; અને આવે તો પરિયાંનાં પરિયાં ચાવે, એટલું ધન લાવે." તે કહેવત જેમની તેમ મૂકી દીધી છે. પણ ઇ૦—પણ જાવે જતાં વચમાં ડૂબી જવાયું તો કેમ થશે, એવો વિચાર તેના મનમાં આવતો નથી.

૩ "न बंधुमध्ये धनहीन जीवनम्" એ શ્લોકપાદના અર્થનો અનુવાદ કરીને કહે છેઃ વાહાલામાંહે ઇ૦. જાન ઇ૦—પણ પૈસાથી શું શું જાન (નુકસાન) થાય છે તે જાણતો નથી.

લટકું શિર ઉંધે રે, શ્રાદ્ધ ન સરાવે. વિકલ્પો૦ ૪

મોક્ષ મોક્ષ જે જોગીજન કહે છે, તે તો મોક્ષ મળે નિર્વાણ;

ખ્યાત ખોટી એ તો જાણો, વિકલ્પની એ વાણ,

ધારો ધ્યાન ધારી રે, ખોટું દૃઢ કરાવે. વિકલ્પો૦ ૫

## કાફી ૨૨ મી.

લક્ષ્મી કહું કેવી રે, દેવી કહેતાં ડર લાગે;

બે સંતાન અક્લિષ્ટજ રે, જેને જોઇ અનુરાગે. ટેક. ૧

એ આવી કે આવે એ સાથે, નવ દૂર રહે તલ માત્ર;

પછે એ કેવું રૂપ પાલટે, જ્યાં પુત્ર થયા સુપાત્ર!

નામ કે'વું તેનું રે, શ્રોતાનો ભય ભાગે. લક્ષ્મી૦ ૨

ખેદની સાથે ભય તો ભૂંડો, પુત્રપણે આવી રહેય;

મોટી માતા લક્ષ્મીજી તું તો, એવું સહુ સુણતાં કહેય,

માતા થાય કેવી રે, સદ્‌ગુણ સહુ ત્યાગે. લક્ષ્મી૦ ૩

શુદ્ધ સર્પિણીનું સ્વરૂપ બની રહે, આહા! પાલટે કેવી પ્રીત!!

---

૪ લટકું ઇ૦—જો મેં પાછળ પૈસો ન મૂક્યો હોય તેથી નિર્ધન છો. કરા મારૂં શ્રાદ્ધ સરાવે નહિ તો હું ઉંધે માથે લટકું!

૫ મોક્ષ ઇ૦—જોગી પુરૂષો જેને મોક્ષ મોક્ષ, એમ કરીને કહે છે તે મોક્ષ પૈસાથી મળે છે, એમ ધનવાળા જાણે છે, પણ એ વાણી વિકલ્પની (કલ્પનાની) છે, માટે એ ખોટી ખ્યાત છે. ધારો ખરી વાત ધ્યાનમાં ધારીને એ વાત સહુ ખોટી છે એમ દૃઢ કરાવે છે.

૧ દેવી ઇ૦—પૂર્વે વર્ણી એવી ભુંડી લક્ષ્મીને દેવી કહેતાં મને સત્પુરૂષોની નિંદાનો ડર લાગે છે. બે સંતાન—ખેદ અને ભય લક્ષ્મીથી ઉપજે છે માટે તેને લક્ષ્મીનાં બે સંતાનરૂપે આગળ વર્ણવશે. જેને—જે લક્ષ્મીને. અનુરાગે—(બે સંતાન). ૨ સુપાત્ર—(વક્રોક્તિ).

રમા નામ તો નાગણી થાયે, રૂડી નહિ એની રીત,
ફરડે ફટ દેઈને રે, શૂળ શિરમાં વાગે! લક્ષ્મી૦ ૪
ધીરાને તો અનુભવ કરાવ્યો, સદ્ગુરુ મળિયા સ્વામ;
મહાપ્રયત્ને જે મેળવ્યું તે તો, નાણા વિના આપે નામ,
કોઈ કામ કરી લ્યો રે, મીઠડાં ધીરો માગે. લક્ષ્મી૦ ૫

## કાફી ૨૩ મી.

વેરી વૈરાગ્યની રે, વિવેકને વાઘ માને;
એને ન લેવા દેવા રે, રગડે રંકાં રાને. ટેક. ૧
જે એના સેવક થઈ રહે તેને, વૈરાગ્યથી કરે દૂર;
વિવેકની તો વાતો મૂકાવે, કરી દે મનનો ક્રૂર,
છતવાળી ન છાજે રે, ત્રિકમકેરા ગુણગાને. વેરી૦ ૨
મોટામાં મોટાકેરી તું નારી, તે તારા સંગીને બૂડાડે;
તારા પતિથી સદ્ગુરુ છોટા, તે તો પર્વતને ઉડાડે,
તારે ત્રિભુવનને રે, જ્ઞાનકેરે દાને. વેરી૦ ૩

---

૪ સર્પિણી ઈ૦—સાપણના દંશથી જેમ મનુષ્યનું તત્કાળ મોત થાય છે તેમ લક્ષ્મીના પ્રસંગથી પણ કમોતે મરવા વારો આવે છે, માટે લક્ષ્મીને સાર્પિણી સાથે સરખાવી છે. ૫ નામ—ઉપદેશ. મીઠડાં માગે-અર્થાત્ કાલાવાલા કરે.

૧ રંકાં—રાંકડાં—ગરીબ. ૨ છતવાળી ઈ૦—એ છતવાળી લક્ષ્મી ત્રિકમના ગુણનું ગાન કરવામાં છાજતી નથી—અર્થાત્ લક્ષ્મીવાનને હરિભક્તિ કરવી ઠીક લાગતી નથી.

૩ લક્ષ્મીને સંબોધન કરીને કહે છે: મોટામાં ઈ૦—મોટામાં મોટા ( વિષ્ણુ )ની તું નારી કહેવાય છે. એવી છતાં તું તારા સંગીને ( લક્ષ્મીવાનને ) બૂડાડે છે; અને તારા પતિ( વિષ્ણુ )થી સદ્ગુરુ છોટા ( ઉતરતા )

તું તારા સેવકને બૂરાડે, એ તે કોના ઘરની રીત;
તારા ઘરનું તો સર્વે છે સારૂં, તુંને વળગી કયાંથી અનીત ?
સમજ કંઇ શાણી રે, ડરયને બૂરાઇ બાને. વેરી૦ ૪
ધીર વીર કરય ધનને અરપી, તારા ધણી જેવું કરય રૂપ;
તારો ધણી તે તારો ધણી રહેશે, એવું કોઇ નથી શુદ્ધ સ્વરૂપ,
નથી થવાનું નિશ્ચે રે, ભૂલીશ ન ભ્રમ ભાને. વેરી૦ ૫

## કાફી ૨૪ મી.

ભાઈ તારા ભૂંડા રે, દ્વંદ્વ બાંધી બાંધી ફરે;
ખરા ભાઇને તેં મૂક્યો રે, વિષ્ણુ કર તે તો ધરે. ટેક. ૧
ખોટા ખોટા ભાઇ અનેક કીધા, દુનિઆને ઠગવા કાજ;
દિવાની દુનિઆ કાંઇ નવ જાણે, ડાહ્યા ડાહ્યા ડૂબતા આજ,

---

ગણાય, તથાપિ તેમનામાં એવું સામર્થ્ય છે કે તે પર્વતને ઉડાડે છે,—પથરા જેવાનો મનોમય રૂપી ભાર દૂર કરીને તેને હલકો કરે છે.

૪ તારા ઘરનું—વિષ્ણુ આદિક સર્વ. બાને ઇ૦—બૂરાઈના બાનાથી ડર—અર્થાત્ બૂરાઇના નિમિત્તથી તું વગોવાઇશ માટે તેથી ડર.

૫ તું એમ ધારીશ કે બીજાઓને હું ધન આપીને ધીર વીર કરૂં તથા મારા ધણી જેવું બીજાનું રૂપ કરૂં ત્યારે મારા ધણીનું માન ઘટી જશે; તો તેમ નથી: તારો ઇ૦. કારણ કહે છે: નથી ઇ૦—તેવું શુદ્ધ સ્વરૂપ એ એકજ છે. (આત્મા એક હોવાથી). ભ્રમ ભાને—ભ્રમનું ભાન થવાથી-ભરમાઇને.

૧ દ્વંદ્વ—બેલ—જોડાં. અર્થાત્ બે બે જોડે તે જોડેજ ફરે છે. રાગદ્વેષ, સુખ દુઃખ, વગેરે દ્વંદ્વને લક્ષ્મીના ભાઇ વર્ણ્યા છે. ખરા ભાઇને—પોતાની સાથે સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલા શંખને તેં મૂક્યો. અર્થાત્ જેના પ્રારબ્ધમાં શંખ નિધિ હોય તે નિર્ધન હોય છે એમ પુરાણો કહે છે, માટે શંખને લક્ષ્મીએ છોડી દીધો એમ કહ્યું છે. વિષ્ણુ ઇ૦—તે શંખને વિષ્ણુ કરમાં ધરે છે.

રાગદ્વેષ રમાડે રે, ભારે ભાર તારો ભરે. ભાઇ૦ ૨
કેદહાડાના એ ભાઇ છે તારા, તું તો સાચી ધરે સગાઇ;
ભાઇ ભાઇ કરીને ભેળવી લેતી, સોંપે તારી સહુ કમાઇ,
નથી ભાઇ કોઇના રે, અકળાઇ શોણે મરે. ભાઇ૦ ૩
રાગદ્વેષ રગદોળી મારે છે, તારા સેવકને ઘણી વાર;
ભાઇ કહેતી તે ભુંડું કરતા, કંઇ મનમાં કરય વિચાર,
ડૂબાડે છે દીનને રે, તરૂણી તું શાથી તરે. ભાઇ૦ ૪
મૂરખ જન મારૂં નવ માને, તું તો જાણકેરી છું નાર;
સમજાવી સત્ય તુજને કહું છું, પામી જા વહેલી પાર,
ધીરાને નથી કાંઈ રે, અમર સ્વામી એ તો વરે. ભાઇ૦ ૫

## કાફી ૨૫ મી.

રંગ બેરંગી રે, લક્ષ્મીબાઇ તો જોજો;

---

૨ તેના ખોટા ભાઇનાં નામ કહે છેઃ રાગદ્વેષ ઇ૦. ૩ કેદહાડાના—ક્યારના ? અર્થાત્ રાગ અને દ્વેષ એ મનના વિકાર છે માટે તેને અને લક્ષ્મીને કાંઇ સંબંધ નથી, તેમ છતાં લક્ષ્મીના સંબંધથી એ બે વિકારો પુષ્ટિ પામે છે.

૪ ઠપકો આપે છેઃ હે તરૂણી લક્ષ્મી ! તું દીનને ડૂબાડે છે તો પછી તું પોતે શાથી તરીશ ?

૫ મૂરખ ઇ૦—મૂર્ખ મનુષ્યો તો અજાણ છે માટે મારૂં માનતા નથી; પણ તુ તો જાણકેરી ( સર્વજ્ઞ વિષ્ણુની ) નારી છે માટે તું મારૂં માનીશ એમ આશા છે. શું મનાવવાનું છે તે કહે છેઃ પામી જા ઇ૦—તું વેહેલી વેહેલી પાર પામી જા—મુક્ત થા. અર્થાત્ ઠેકાણે થઇ જા કે નાશ પામી જા, કે જેથી બીજા તને દેખીને લોભાતા મટે.

ઘડીમાં થાય ધોળાં રે, છે કાળાં સંશય ખોજો. ટેક. ૧
પીળાં પટકૂળવાળાં બને કદી, લાલ પાલવ કરે તેને;
લાલ રંગનાં ને લાલીવાળાં, રૂપ પલટવાં ઘણાં જેને,
લીલાંકચ થાયજ રે, બૂરાઇનાં બી બોજો. રંગ૦ ૨
નારંગીકેરો રંગ ધરે કાંઇ, પીરોઝું કરે પલાણ;
મોતીઆ મારવા કારણ એ તો, મોતીઆ રંગ ધરે પ્રમાણ,
પોપટી રૂપ ધારે રે, ઉપાડે ઘણો બોજો. રંગ૦ ૩
ઇંદ્રધનુષ્યમાં રંગ છે જેવા, તેવા કરે અનેક;
એક મૂકે અને બીજો લેતી ઝટ, વીસરાવે વૈરાગ્ય વિવેક,
ટેક તોડે તર્તનો રે, હોનારૂં તે તો હોજો. રંગ૦ ૪
ધારે તો વિધ વિધ રંગ નિરખી, બંધ કરી દીધી આંખ;
ત્યારે રંગ વળી માંહી જણાયા, ઝાઝી થઇ તેની ઝાંખ,
પછે રહ્યો એકજ રે, જોવું તેને જોજો. રંગ૦ ૫

## કાફી ૨૬ મી.

ગતિ કેવી લક્ષ્મીની રે, વિચારી કહું વાતે;

---

૧ લક્ષ્મીના વિધ વિધ આકાર બતાવતાં કહેછેઃ રંગ ઇ૦. લક્ષ્મીગાઈ રંગ બેરંગી છે તેને તમે જોજો. ધોળાં—(રૂપિયા કે રૂ વગેરેમાં). કાળાં—(કૃસમાં).

૨ પીળાં—(સુવર્ણ આદિમાં). લાલ—(વસ્ત્ર આદિમાં કે લાલ રંગના રત્નમાં). લીલાં—(લીલા રંગના શોભાયમાન પદાર્થોમાં). એજ રીતે બીજા રંગ વિષે પણ જૂદા જૂદા અનેક પદાર્થોની કલ્પના કરી લેવી.

૩ મોતીઆ મારવા—હિમ્મત હરાવી દેવા. ૫ ત્યારે ઇ૦—ત્યારે વળી માંહી (મનમાં) રંગ જણાયા. અર્થાત્ માનસિક કલ્પનાઓમાં પણ નાના પ્રકારની લક્ષ્મી ભાસમાન થઇ. એકજ—એકજ રંગ (બ્રહ્માનંદ રૂપ).

જાળવીને જોજો રે, ન વાત કહું રાતે.　　　ટેક. ૧
વીજળીની ગતિ એની માનેછે, શાણા વિચક્ષણ લોક;
આ આવી અને ઓ ગઇ પેલી, કરી મૂકે હોકાઠોક,
રાડ પાડે રંગીલી રે, જોયું મેં તો જાતે.　　　ગતિ૦ ૨
ઝબૂક ઝબૂક ઝબકારા કરતી, આશા ભરાવતી અનેક;
ગાજવીજ તો ગાઢી કરાવે, વારિ વગોવે વતરેક,
છેક જાય છૂટી રે, ગોડી નાખે એ ગાતે.　　　ગતિ૦ ૩
એવી ત્વરા માંહે કોઇ જઇ ઝાલે, તો તેના લે તર્ત પ્રાણ;
ભૂલે ભૂલે કાંઇ પડી જાયે તો, હદ્દની કરે હાણ,
વીજળી બાઇ લક્ષ્મી રે, ના કહી રાખવા નાતે.　　　ગતિ૦ ૪

---

૧ ન વાત ઇ૦—કાંઈ રાતે વાત કહેતો નથી પણ ધોળે દહાડે કહું છું. અર્થાત્ હું જે વાત કહું છું તે સંશય વિનાની છે.

૨ હોકાઠોક—ગર્જના. અર્થાત્ ધામધૂમ. રાડ પાડે—કડાકા કે કાટકા કરે. રંગીલી–રંગવાળી વીજળી. લક્ષ્મી પણ આવે છે અને જાય છે, ધામધૂમ કરી મૂકે છે, તથા રંગીલી છે માટે વીજળીની ઉપમા ઘટે છે.

૩ આશા—વીજળીને જોઈને મેઘની અને લક્ષ્મીને જોઈને સુખની. વારિ ઇ૦—એટલી ધામધૂમ કર્યા પછી પણ વારિ વતરેક ( વ્યતિરેક )—પાણી વગર વગોવે. " ગાજ્યાં મેહ વરસે નહિ " એ કહેવત પ્રમાણે વરસે નહિ. લક્ષ્મી પણ એટલી આશા આપી ધામધૂમ કરીને છેવટે હાથમાંથી છટકી જાય છે. ગોડી નાખે ઇ૦–જો વીજળી મેઘમંડળમાંથી છૂટી જાય તો મનુષ્યનાં ગાતે ( ગાત્ર પણ ) ગોડી નાખે—ખોદી નાખે—નાશ કરે. લક્ષ્મી પણ જો હાથમાંથી છૂટી ગઇ તો નાશ કરે છે એ પ્રસિદ્ધ છે:

૪ એવી ઇ૦—જો વીજળી ત્વરાથી ગતિ કરતી હોય તે વખતે તેને કોઈ ઝાલે તો તેના પ્રાણ લેછે: લક્ષ્મીને પણ કોઇ લેઈને નાશી જતું હોય તેને જે પકડવા જાય તેના તે પ્રાણ લેછે. ભૂલે ઇ૦—જો ભૂલથી વીજળી કોઇ જગોએ પડી તો ત્યાં આગળ હદ વિનાની હાનિ કરે છે; લક્ષ્મી પણ જો

આવું સ્વરૂપ એનું અવલોકી, વિશ્વાસ રખાય તો રાખ્ય;
ચૂલે પડી ચતુરાઈ હોયે તો, સ્વાદ જોવાને ભાખ્ય,
ધીર ધરય ધારણુ રે; ટળીશ જાતે ભાતે. ગતિ૦ ૫

## કાફી ૨૭ મી.

અલ્યા ઉંચ તું પ્રાણી રે, વિચારીને જો કાંઇ;
પૂછ્ય સદ્ગુરૂને રે, માલ હોય મૂળ માંહી. ટેક. ૧
કેવાકેરો તો સંગ કરે છે, લક્ષણવંતી લક્ષ્મી નામ;
નીચકેરો તો સંગ છે એને, જે થઇ રહે એના ગુલામ,
ઉંચની નથી એ તો રે, ઠરે નીચપદ જ્યાંહી. અલ્યા૦ ૨
ઉંચાની પાસે રહે જો આવી, તો નીચપદ દાખે સર્વ;
એ ભય તોય મનમાં ધરી કરતી, નીચ સંગે મળીને ગર્વ,
પર્વ નથી મોઢું રે, તૂટી જાય એ ત્યાંહી. અલ્યા૦ ૩
ઉંચામાં ઉંચાકેરી નારી એ, નીચને વાંચ્છે ઉર;
જગતમાં ભૂંડી રીત તો પાડી, કૃત્ય કરી આવુ કૂર,
કયાં નારાયણ ને રે, લક્ષ્મી તેની નાર ક્યાંહી! અલ્યા૦ ૪
આવા તેવા અનેક છે દુર્ગુણ, વિચારવા જોગ કરજ વિચાર;
માને નહિ મન તો અફળાને, ગોદા ગાલ ભરી ખા ગમાર!
ધીરે ધરી ધીરજ રે, સાંઇ ભજવા આંહી. અલ્યા૦ ૫

---

કોઇ જગોએ પડી ગઇ, તો તે પણ બીજાના હાથમાં જઇ તે લેનારની અને ખોનારની બંનેની હાનિ કરે છે તે પ્રસિદ્ધ છે. ના કહી ઇ૦—એવી લક્ષ્મીને નાતે ( સંબંધમાં ) રાખવાની મેં ના કહી છે.

૧ માલ—તત્વ. ૩ નીચ પદ દાખે—(ગર્વ વગેરે દુર્ગુણ આણીને). એ ભય ઇ૦—ઉંચની પાસે રહેવા છતાં નીચ પદ આવશે એવો ભય છે તથાપિ તે નીચની સંગે મળીને ગર્વ કરે છે. ૪ ઉંચામાં ઊંચાની—અર્થાત્ સર્વેશ્વર વિષ્ણુની.

## કાફી ૨૮ મી.

લક્ષ્મીને જુઓ અડકી રે, ટાઢી ઘણી એ લાગે;
રીઝશો તમે ત્યારે રે, એવીને તો કોણ ત્યાગે. ટેક. ૧
રંગીલી અને રૂપાળી જાતે, ટાઢી લાગે અડતા માંય;
કેઇ પેરે એવીને તો તજાયે, જે બૂડતાની સાહે બાંય,
તીખી પણ તેવી રે, દુઃખડાં તેથી ભાગે. લક્ષ્મીને૦ ૨
હું કહું છું તમે અડકી જોજો, અસિને વારંવાર;
ટાઢી હીમ તો તેજ લાગશે, તીખીતણો કરજો વિચાર,
રૂપાળી ને રંગીલી રે, આવશો ઘણે અનુરાગે. લક્ષ્મીને૦ ૩
પણ જ્યારે એનાં કૃત્ય વિચારો, ત્યારે કંપશે ઉર;
ઘાત કરનારી ગણાશે એ તો, શિર છેદનારી ભરપૂર,
આ છે ભાઇ એવી રે, ઝાલ્યા વિના તો વાગે. લક્ષ્મીને૦ ૪
અધિક ગુણ ઘણા એનાથી, ક્યાં લક્ષ્મી ને ક્યાં તરવાર;
કંઇક ઉપમાએ આવે મળતી, બાકી અવગુણ એથી અપાર,
ધીર કહે કેટલું રે, જુદ્ધ કોકથી જાગે! લક્ષ્મીને૦ ૫

## કાફી ૨૯ મી.

પહેલો સંગ માધવનો રે, થઇ જાય જો જાતે;

---

૧ લક્ષ્મીને તરવારની સાથે સરખાવવા માટે પ્રથમ લક્ષ્મીના જે ગુણો તરવારની સાથે મળતા આવે છે તે વર્ણે છેઃ લક્ષ્મીને ૦.

૨ રંગીલી—રંગવાળી (લક્ષ્મી તથા તરવાર) તીખી—તીક્ષ્ણ. ૩ અસિને—તરવારને. આવશો ૦—તેના ઉપર તમને ઘણી પ્રીતિ થશે.

૪ હવે બન્નેના અવગુણ ગણાવે છેઃ પણ ૦. ૫ જુદ્ધ ૦—લક્ષ્મીના ઘણા ઘણા અવગુણ કહેવા માંડિયે તો વખતે કોઈ લક્ષ્મી વાળા સાથે લઢાઈ ઊભી થાય!

તો તો લક્ષ્મી તેને રે, ભલો કરે છે ભાતે. ટેક. ૧
માધવને જેણે ઓળખ્યા તેને, લક્ષ્મી દે પહેલું દુઃખ;
પણ પછી એને રહેવું પડેછે, તેને આપી ઘણેરૂં સુખ,
છે સૌભાગ્યવતી એ તો રે, વાસ વસે દિન રાતે. પહેલો૦ ૨
જેણે પરમેશ્વરને પૂરા પિછાન્યા, તેના ઘરમાં લક્ષ્મી રહે જાણ;
અન્યથા કોઇ ઉપાય નથી ભાઇ, એ ઉપાયે લક્ષ્મી કરે ગુણ જાણ,
સદ્ગુરૂ મળે કોકજ રે, કાઢી લે નકટાંની નાતે. પહેલો૦ ૩
બે ઉપાય તો દીધા બતાવી, જો લક્ષ્મીની ઇચ્છા હોય;
માધવકેરો ભક્ત થા મોંઘો, નીકર સદ્ગુરૂને સેવ્યા સોય,
પ્રભુ વસે પિંડમાં રે, નથી કાંઇ દેહપાતે. પહેલો૦ ૪
સદ્ગુરૂ તો શોધતાં મળશે, પણ પિંડ માંહી દેખાડશે તેહ;
લક્ષધા લક્ષ્મી રહેશે તારી પાસે, થાશે ઉજેકાર ઉજેહ,

---

૧ હવે એ લક્ષ્મી ક્યારે સુખકર થાય છે તે વર્ણવે છેઃ પહેલો ઇ૦—જો પ્રથમ માધવનો ( મા—લક્ષ્મીના ધવ—સ્વામીનો )—હરિનો સંગ થઇ જાય, તો તો તેને લક્ષ્મી ભલો કરે છે.

૨ લક્ષ્મી દે ઇ૦—લક્ષ્મી દુઃખ દે છે. હરિભક્તના મનમાં વિરાગ હોવાથી તથા હરિભક્તિના છંદમાં પડીને બીજા કામ ધંધા તરફ દુર્લક્ષ કરવાથી તેને ધન વિના કેટલુંક સંકટ ભોગવવું પડે છે.

૩ કાઢી લે ઇ૦—કોઈ સદ્ગુરૂ મળે તો તેને નકટાંની નાતમાં કાઢી લે—તાણી લે. જેમ એક નકટો બીજાને નકટો કરીને પોતાનો જથો વધારવા ઈચ્છેછે તેમ એક હરિભક્ત બીજાને હરિભક્ત કરીને પોતાનો જથો વધારવા ઇચ્છે છે. અથવા સંસારી જન રૂપી નકટાંની નાતમાંથી કાઢી લે—દૂર કરે.

૪ દેહપાતે ઈ૦—દેહનો પાત કરવાથી ( મરવાથી ) કાંઇ હરિ મળે છે એમ નથી; હરિ તો દેહમાંજ છે.

ધીર સત્ય કહેછે રે, પળગાડે નવ વાતે. પહેલો૦ ૫

## કાફી ૩૦ મી.

સ્વરૂપ લક્ષ્મીકેરૂં રે, યથામતિએ મેં કહ્યું;
લક્ષણવંત લહેશે રે, વારિમાં ન મૂકે વહ્યું. ટેક. ૧
જે જે જાણશે તે તે તરશે, નહિ જાણે તે ખાશે માર;
મારે નથી કાંઇ લેવા ને દેવા, ખરા ખોટાનો કરજો વિચાર,
જાણ્યું તેવું દાખ્યું રે, જાતે કેટલું તો સહ્યું । સ્વરૂપ૦ ૨
લક્ષ્મીનું કારજ લક્ષ્મી કરેછે, તો ક્યમ મારે ન કરવું મારૂં?
એવું એવું હું તો રાત દિવસ કંઇ, ધ્યાન ગારામાં ધારૂં,
ગુરૂએ શીખવિયું રે, લક્ષણ તેણે મેં તો લહ્યું । સ્વરૂપ૦ ૩
એ લલના લોભાવે લક્ષને, થોભાવે ઠરેલને જાણ;
સદ્ગુરૂ સાચા જેને મળિયા, તેને પલકમાં થાય પિછાણ,
જાણ થાય જાતે રે, સારૂં તેણે જાય ગ્રહ્યું. સ્વરૂપ૦ ૪
લક્ષ્મીકેરૂં સ્વરૂપ સહુ દાખ્યું, ધીરે ધીરજ ધરી અપાર;
જાણનહાર તો જાણશે સર્વે, વર્યો અમરવર કિરતાર,
ચિંગડમલ ચાતો રે, પાપ માત્ર અગ્નિ દહ્યું. સ્વરૂપ૦ ૫

---

૫ પણ ઇ૦—પણ તે તને પરમાત્મા તારા પિંડમાં દેખાડશે. વળગાડે ઇ૦—ધીરો કાંઇ તને જૂઠી સાચી વાતોએ વળગાડીને છેતરતો નથી.

૨ જાતે ઇ૦—મેં જાતે કેટલીક વાતનો તો અનુભવ કરી જોયોછે. ૩ લક્ષ્મીનું કારજ—પાછળ કહેવામાં આવ્યું તેવું. ગારૂં—મારૂં કારજ (ઉપદેશ આપવા રૂપ).

૪ લલના—સ્ત્રી (લક્ષ્મી રૂપી). થોભાવે—અટકાવી રાખે (લોભમાં નાખીને). જાણ—જ્ઞાની. ૫ અમરવર—દેવનો દેવ. અગ્નિ—અગ્નિમાં.

# યૌવન સ્વરૂપ.

## કાફી ૧ લી.

બાળકપણું બુડચું રે, જવાનીના જોરે ચઢયો;
મનમાં થવા મોટો રે, તે મોટે પદે જઇ અડયો. ટેક. ૧

તાજું તન થયું અતિશે, તરૂણીને જોવા જોગ;
મુખ ઉપર તો મૂછો ફૂટી, ભાવવા લાગ્યા ભોગ,
કમાવાને લાગ્યો રે, પાપ કરતાં ન પડયો. બાળકપણું૦ ૨

આવરદા આવી રહેશે ન જાણ્યું, મસ્ત થયો મગરૂર;
જુવતીઓ બેઠો કંઇ જોતો, એથી મોક્ષ મળે જરૂર !
કારજ જાણ્યું થાશે રે, શુદ્ધ કહેનારને કઢયો. બાળકપણું૦ ૩

સારા સારા પોષાક પહેરવા, જોઇએ વિધ વિધ વાહન;
બાળપણું તો ખેલમાં ગાળ્યું, આમાં આવું થયું ચાહન,
દશા થશે કેવી રે, જમકર જઇશ સડયો ! બાળકપણું૦ ૪

જુવાનીનો તોર કંઇ ન ચાલે, મ'લાય તેટલું મા'લ;
વૃદ્ધપણું આવી ઉર બેસે, વાંકો ટેડો ભલે ચાલ !
ધીરો કહે ધ્યાનમાં રે, રાખ્ય નહિતો નરકે અડયો ! ! બાળકપણું૦ ૫

---

૧ બૂડચું—વીતી ગયું. ૨ પાપ ક૦—તું પાપ કરતાં પાછો ન પડયો—હઠયો નહિ.

૩ શુદ્ધ ક૦—જે તને શુદ્ધ વાત કહેવા આવ્યો તેના ઉપર તું કઢયો—ઉકળ્યો—ગુસ્સે થયો.

૪ આમાં—જુવાનીમાં. આવું—ઉપર કહ્યું તેવું. ૫ ઉર—છાતી ઉપર. અર્થાત્ ઘરડો થઇશ.

## કાફી ૨ જી.

ચેષ્ટાઓ અતિ કરતો રે, ચતુરાઇને કાજે;
ચિત્તવૃત્તિ થઇ ચંચળ રે, સારૂં આવ્યું સહુ વાજે. ટેક. ૧
રાગદ્વેષાદિક અનેક વૃત્તિ, તેને ઉપાડવા માંડી જાણ;
વહાલામાં વહાલી તે થઇ બેઠી, ન કરે પૂજ્યનું પ્રમાણ,
પોતાનું માને સારૂં રે, ન કૃત્ય નઠારે લાજે! ચેષ્ટાઓ૦ ૨
ઘણા ગોદા એક વાર ખાધા પણ, તેની ન કાંઇ શર્મ;
એમાં શું થઇ ગયું એમ ભાખે, કૂડાં રૂડાં માને કર્મ,
નથી જાણતો કાંઇ રે, હોલો સેહેવાશે બાજે. ચેષ્ટાઓ૦ ૩
એક કષ્ટ આવી પડ્યું મોટું, તેને છોટું ગણી તતકાળ;
બીજામાંહે પ્રવેશ કરેછે, ન વિચારે કૂડો કાળ,
કોણ તેને વારે રે, લેઇ જાય પુણ્યની પાજે. ચેષ્ટાઓ૦ ૪
સદ્‌ગુરૂ મળે તેને નવ સાંચે, સતીઓના મૂકાવવા ટેક;

---

૧ ચંચળ—અસ્થિર. સારૂં ઇ૦—જેટલું સારૂં હતું તે સહુ વાજે આવ્યું, અર્થાત્ તને પસંદ ન પડવાથી તે તેં તજી દીધું।

૨ રાગદ્વેષાદિક ઇ૦—રાગ (પ્રીતિ) અને દ્વેષ (અણગમો), એ વગેરે જે મનની અનેક વૃત્તિઓ તેને તેં ઉપાડવા માંડી—તે વૃત્તિઓ પ્રબળ થઇ. ન કરે ઇ૦—તે વૃત્તિઓને આધીન થયેલો તું તારા પૂજ્ય (માતાપિતા આદિક ગુરૂજન)નું વચન પણ પ્રમાણ કરતો નથી।

૩ કૂડાં ઇ૦—કૂડાં કર્મને તું રૂડાં માને. હોલો ઇ૦—હોલો (જીવ રૂપી) બાજ (મોત રૂપી)થી સેહેવાશે—પકડાશે. અર્થાત તારૂં મરણ થશે તે તું જાણતો નથી.

૪ લેઇ જાય ઇ૦—અને તેને પુણ્યની પાજે(ધર્મના સેતુ ઉપર) કોણ દોરી જાય!

તેને સદ્દગુરૂ શું સમજાવે, શો વંઠેલાને વિવેક,
ધીર એ જવાની રે, જવાની ઉંડા જહાજે. ચેતાઓ૦ ૫

## કાફી ૩ જી.

કામ ભૂત ભમતો રે, મહા ક્રૂર રૂપ ધરી;
જવાન જવાનને ખોળે રે, વૃદ્ધતાને કરતો પરી. ટેક. ૧
જવાનીના જોરવાળો જોઇને, પેસે તેના અંગમાંય;
દાવ સાહીને ઘણો તે દબાવે, બોલી જવાય કાંઇનું કાંય,
સમજે ન મૂરખ રે, પીડાને કરતો ન પરી. કામ૦ ૨
ઘરની ઘરૂણીને રજ નવ ઇચ્છે, રાણી જેવી હોય રામ;
કાળી કુબજા ઉપર મન ભમતું, એ તો કૂડું છે કામનું કામ,
નથી વાંક એનો રે, જાણું હું તો જરીએ જરી. કામ૦ ૩
કઇકનું ઘરબોળ ઘાલ્યું છે, કામે કરીને કેર;
સગા ભાઇને કંઇક વઢાડ્યા, પૂર્ણ જાણી નવ પેર,
મેહેર કરે માધવ રે, નમું બન્ને ચરણ ધરી. કામ૦ ૪
યૌવનમાંહી રૂપ તો ધરતો, વ્યાઘ્રતણું કામદેવ;
વંઠેલાને તે વધુ વિડારે, સદ્દગુરૂ શિષ્યની કરતો સેવ,

---

૫ ધીર ઇ૦—ધીરો કહે છે કે એ જવાની (યુવાવસ્થા) તે ઉંડા જહાજે (વાહાણમાં) જવાની! અર્થાત્ ફરી પાછાં ન અવાય એવી રીતે સમુદ્ર પાર થવાની!

૧ કામભૂત—કામ રૂપી ભૂત. પરી—દૂર. ૨ દાવ સાહીને—લાગ જોઇને. ૩ રામ— રામા (સ્ત્રી).

૪ જુવાની એવી છે માટે એથી તો હરિ બચાવે તો બચાય, એમ સમજાવવાને કહેછે: મેહેર ઇ.

હાર્યો હાર્યો ભાખ્યું રે, જપો મુખ હરિ હરિ !! જે૦ જે૦ ૪
જુગારની પેરે તારા ચિત્તને, જો લગાડે હરિની માંય;
કે સદ્‌ગુરૂની સેવા સાધવા, તો જે જોઇએ તે મળે ત્યાંય,
પણ એવું ક્યાંથી રે, કરે તો ધીર જાયે તરી !! જે જે૦ ૫

## કાફી ૬ ઠ્ઠી.

આટલી હું જીરવું રે, નિશા કરતાં ન નડે !
ગાંજાકેરો તો દમજ રે, લગાવતાં કાંઇ ના અડે !! ટેક. ૧
એક દમમાંહી ભડકો કરી દઉં, તોય મુને કાંઇ નવ થાય !
ગુલકંદ તો મારી ગણતીમાં શેનો, જે છોકરાં બેઠાં ખાય,
માઝમને હું માનું રે, હિસાબવની ઘાટ ઘડે ! આટલી૦ ૨
ભાંગ તો પીવાય એટલી પીઉં, પણ જાણાય નહિ લગાર;
આવો શર્ત કરો છો કોઇ, કોણ નિશાબાજમાં પામે પાર,
ધંતૂરાનાં જીંડવાં રે, અંતર મારે નવ અડે ! આટલી૦ ૩
એવાં એવાં અનેક કરે જન, જુવાની આવે જ્યાંય;
મદિરાદિકનું કહેવું ન મારે, જુવાનીના જોર માંય,

---

૪ જુગારીઓ નવા રમનારને પ્રથમ એક બે વાર જીતાડે છે અને પછી હરાવે છે, એવી જુગારીઓની પદ્ધતિ વર્ણે છે: પ્રથમ૦.

૫ જેવી જુગાર વગેરે હરામીના કામમાં તારી પ્રીતિ છે તેવી પ્રીતિ તું હરિપર રાખે તો તરી જાય, એવા લૌકિક કથનના અર્થનો અનુવાદ કરીને કહેછે કે, જુગારની પેરે૦.

૧ અત્યાર સુધીમાં ધનવાંચ્છા, રાગદ્વેષ, કામપ્રીતિ, વ્યભિચાર અને જુગાર. એટલા જુવાનીના દોષ વર્ણવ્યા પછી હવે કેફ નામે જુવાની સંબંધી દોષ વર્ણવે છે: આટલી૦. ગુલકંદ- સાકર સાથે ગાંજાના ભૂકાને મિશ્ર કરીને બનાવેલો એક કેફી પદાર્થ. ૩ કોણ૦-નિશાબાજ(કેફી)માં કોણ પાર પામેછે- કોણ જીતેછે ?

નાત્ય બાહાર કાઢે રે, એ પાપમાં તો કોણ પડે !! આટલી૦ ૪
પણ એવું કાંઇ નથી કે તજાયે, જે જુવાનીનું જાગ્યે જોર;
જુવાની કે દિવાની કહે સહુ, તોડી નાખે તાજાનો તોર,
મોર માર્યો ભાખે રે, ધીર બેઠા કંઇક ભડે ! આટલી૦ ૫

## કાફી ૭ મી.

આ ધર્મ પોતાનો રે, શા સારૂં આચરવો ?
બીજાનો હોય સારો રે, ગ્રહણ તેને તો કરવો. ટેક. ૧
એવું એવું અનેક કરાવે, તજાવે સ્વધર્મ;
કહ્યાં કરાવે કામિનીકેરાં, પુરૂષાર્થ પજાવે પર્મ,
ભજાવે ન હરિને રે, સંસારાબ્ધિ જેણે તરવો. આ ધર્મ૦ ૨
પોતાકેરો ધર્મ પરો કરી, બીજાનો ગ્રહે જાણ;
શૈવ હોય તે વૈષ્ણવ થાતા, કામિની લોભે પ્રમાણ,
સીતારામ કો કહેતા રે, ભંડાર ધારે ભરવો. આ ધર્મ૦ ૩
એ કૃત્યમાં તો દ્વિજદેવ સર્વે, જુવાનીમાં કરેછે પહેલ;

---

૪ જુવાનીના જોરમાં મદિરા પણ પીવાય છે તેવિષે ઇસારો કરેછેઃ પણ ઇ૦—જ્યાં જુવાનીનું જોર જાગે ત્યાં એવું કાંઈ નથી કે જે તજાય ?

૫ મોર ઇ૦— જેમણે મોટા મોર માર્યા (અર્થાત્ પરાક્રમ કર્યું), એમ લોકો ભાખે છે, તેઓ પણ કંઇક ભડે બેઠા ( ધૂળધાણી થઇ ગયા ) ! !

૧ ભગવદ્ ગીતામાં કહ્યુંછે કે "श्रेयान् स्वधर्मो विगुणः परधर्मादनुष्ठितात्" —બીજાનો ધર્મ આચરવા કરતાં પોતાનો ધર્મ કાંઇ ખામીવાળો હોય તો પણ તે શ્રેષ્ઠ છે એમ માનીને તે આચરવો." એ વાક્યનો જુવાનીમાં અનાદર થાય છે તે વર્ણવે છેઃ આ ઇ૦.

૨ પજાવે—( પચાવે—રાંધી નાખે ) અર્થાત્ નાશ કરે. સંસારાબ્ધિ—સંસાર રૂપી સાગર. ૩ સીતારામ ઇ૦—અર્થાત્ રામાનંદી થાય છે.

માગી ખાવાનું જ્યાં મળે ત્યાં તો, બેસે જોઇને ચાલતી વહેલ,
સ્વધર્મ ન જાણે રે, લાગે અર્થ તો ગરવો! આ ધર્મ૦ ૪
ગીતાનું જ્ઞાન તે રહે ગીતામાં, જુવાનીને ન લાગે લગાર;
ત્રાહિ ત્રાહિ પ્રભુ તું નવ આપીશ, ભાગી નાખે જુવાની ભાર,
ધીર દેજે સદ્દગુરૂ રે, કર મારે તો ધરવો. આ ધર્મ૦ ૫

## કાફી ૮ મી.

જવાની જો કેવી રે, દેખાડી દઉં આજ તને;
પછે ભોગવ્ય ભરપૂરી રે, વિચાર કંઇક હોયે મને. ટેક. ૧
ચાર દિવસનું ચટકું એ તો, જોતાં જોતાં જાય જાણ;
આકાશના રંગ જેવી છે એ તો, ઝળ હેઇ કરશે જાણ,
નહિ સુખ રાખે રે, વેરાન મૂકશે એ વને. જવાની૦ ૨
કાચા રંગની પાઘડી માટે, રંગારાશું લઢે તું રોજ;
કાચાઘટ જેવું યૌવન તારૂં, તેની કરતો નથી કંઇ ખોજ,
ભૂલે છે આ ભવમાં રે, બળાપો તો થાયે મને! જવાની૦ ૩

---

૫ ગીતાનું જ્ઞાન—( ઉપર કહ્યું તેવું સ્વધર્માચરણ વિષેનું ). ત્રાહિ ત્રાહિ—રક્ષણ કરો રક્ષણ કરો. ( ત્રાસ સૂચક અવ્યયના અર્થમાં વપરાય છે ). હે પ્રભુ ! એ જુવાનીથી તો તોબા છે ! એ જુવાની ભાર ભાગી નાખે એવી છે માટે અમને તે ન આપીશ; ત્યારે શું જોઇએ છે ? સદ્દગુરૂ ઇ૦.

૨ વેરાન ઇ૦—એ જુવાની જલદી વીતી જશે અને વૃદ્ધાવસ્થાના વેરાન—ઉજ્જડ ( તે અવસ્થામાં ભોગ ભોગવવાના નહિ હોવાથી ) વનમાં મૂકશે. અથવા 'વન' અંત્યાક્ષરથી ગણાતા એકાવન, બાવન, વગેરેના વેરાન દસકામાં મૂકશે—છોડી દેશે.

૩ લઢે—( કેમ રંગ સારો નથી કર્યો ? એમ કહીને ). મને-( હું સત્ય કહું માટે ).

વીજળી પેઠ ઝબકીને જાશે, જુવાની તારી પ્રમાણ;
મારી મારી કરી તે નવ મૂરખ ! તારી થશે નિરવાણ,
ખરેખરૂં દાખ્યું રે, વીજળી તો મળે ઘને. જવાની૦ ૪
નાચવું હોય તેટલું નાચી લે, ખુંદી લે ખુંદણાં અનેક;
અકૃત્ય કરવું હોયે તે કરી લે, વીસરી જાને વારૂં વિવેક !!
વૃદ્ધપણું આવે રે, તૂટીશ ધીર ત્યારે તને ! જવાની૦ ૫

## કાફી ૯ મી.

જુવાની છે તારે રે, તેમાં તો તેં ચાખી હશે;
માટે સમજાવું રે, પ્રતીત પૂરી તારી થશે. ટેક. ૧
મહુડીકેરી જે મદિરા થાયે, તેના વિલાસની જાણે તું વાત!
કેવી મીઠી લાગેછે તે કહેને, એવી જુવાનીની મીઠી જાત;
તીખી જેવી તે તો રે, આ પણ એનાથી ન ખસે ! જુવાની૦ ૨
પીતા સુધીની વાત કહી આ તો, પીધા પછીની ભાખું સાર;
નર્ક કરતાં નઠારી મદિરા, સહુ જાણે પીવાણહાર,

---

૪ વીજળી ઇ૦– આખરે વીજળી જેમ મેઘમાં જઇને મળી જાયછે તેમ જુવાની પણ કાળ રૂપી મેઘમાં મળી જશે.

૫ તૂટીશ ઇ૦—ધીરો કહેછે કે ત્યારે તું તને ( શરીરમાંથી ) તૂટીશ– તારાં ગાત્ર ભંગ થશે.

૧ જુવાનીને મદિરા સાથે સરખાવીને તેમાં મદિરાનો છંદ લાગેછે તેને નિંદેછે: જુવાની ઇ૦. ચાખી હશે–( મદિરા ).

૨ મહુડી ઇ૦– મહુડાંની જે મદિરા બનાવે છે તેની મઝા કેવી હોય છે તે તું જાણે છે? આ ઇ૦– આ જુવાની પણ તેના કરતાં કાંઇ પાછી હઠે એવી નથી. અર્થાત્ જુવાની મદિરા જેવી તીક્ષ્ણ અને મદવાળી છે.

જુવાની પણ એવી રે, ધડહડ લેતી ધસે. જુવાની૦ ૩
જો મદિરા પીતો હોય મોંઘી, તો ભોગવ્ય જુવાનીના ભોગ;
ના પીતો હોય તો નાખી દને, સાંખી રહે જુવાનીના સંયોગ,
તને લાગશે વસમું રે, ભક્ત એવા ઘણા ભસે! જુવાની૦ ૪
ભક્તને નથી કાંઇ લેવા દેવા, જગત સાથે નથી કામ;
કોઇ ઉપર ઉપકાર થાયે એવું, આદરતા મહાધામ,
ધીરો કહે સાચું રે, પંઠેલાં ને ઉર ન વસે!! જુવાની૦ ૫

## કાફી ૧૦ મી.

ચતુર ચેત ચેતાવું રે, જુવાની તો કેવી મળી;
વિચાર કરજે વળી વળી રે, સમજીશ તો જઇશ બળી. ટેક. ૧
ન સમજે ત્યારે હું શું સમજાવું, પણ કહું સમજની વાત;
સાચી ઠરે તો ગ્રહણ તું કરજે, તારૂં ટાઢું થાય જો ગાત,
ન પાત થાય પૂરો રે, મરે ન તું પરજળી. ચતુર૦ ૨
શય્યામાં સૂતાં આવ્યું તને શમણું, ભર નિદ્રાની માંય;
મહામહારૂપવતી એક પોઢી, મારો પલંગ પાથર્યો જયાંય,
વગર યત્ને આવી રે, કારમી તો રૂપે કળી. ચતુર૦ ૩

---

૩ જુવાની ઇ૦—જુવાની પણ ભોગવ્યા પછી મદિરાના જેવી દુઃખદાયક છે. મદિરા પીનાર જેમ તેની કેફમાં અકૃત્ય કરેછે અને વિવેક ભૂલેછે તેમજ જુવાનીના તોરમાં પણ અવિચારીને થાયછે. મદિરાની કેફ ઉતરી ગયા પછી જેવું શરીર મંદ થાય છે તેમ જુવાની ઉતરીને વૃદ્ધાવસ્થા આવતાં શરીર મંદ થાય છે, ઇત્યાદિ.

૫ મહાધામ—મોટા તેજવાળા (ભક્ત). ઉર ન વસે—તેમના મનમાં ન ઠરે—ન રૂચે

૧ જુવાનીને સ્વપ્નાની નારી સાથે સરખાવે છેઃ ચતુર ઇ૦. ૨ ન પાત થાય—નરકમાં ન પડે.

જે ન જોયું તે જુવતી ભાખે, મુખ માગેછે ચોગ;
તારા મનમાં તું બહુ આનંદો, ટળી ગયો જુવાનીનો રોગ,
ગયો જ્યારે ઝાલવા રે, તરૂણી જાય તે તો ટળી. ચતુર૦ ૪
એ સ્વપ્નાની નારી જેવી જાણે, જુવાનીને તું સાર;
પરમેશ્વરનો પાડ માન્ય કંઇ, મારા જેવો બતાવણહાર!।
ધીરને નથી કાંઇ રે, વંઠેલો તું રહેને વળી। ચતુર૦ ૫

## કાફી ૬૬ મી.

સારૂં શરીર લાગે રે, થોડા તો કાળ સુધી તને;
ખરૂં ખરૂં જણાયે રે, બંધાય આશા મોટી મને. ટેક. ૧
આવું ને આવું રહેશે અવિચળ, કદાપિ મિથ્યા નહિ થાય;
જવાનું છે નિશ્ચે એમ કહું છું, તારી જોડના જોતો જાય,
વહેલા મોડા કોઇક રે, બુઢ્ઢા જેવા જો તું બને। સારૂં૦ ૨
તે થયા તો તું કેમ નહિ થાયે, એના કરી જો કાંક વિચાર;
તગતગતી કાયા તારી નહિ રહેશે, રૂધિર પિંડ પળાશે સાર,
કરચલીઓ તો પડશે રે, હસારત થાશે જને. સારૂં૦ ૩
વાંકી મૂછો ધોળી થઇ જાશે, ઘટશે યૌવનનું તેજ;
નારી નકામી લાગશે તુજને, હડશેલાઇ જશે હેજ,
છે મારૂં કહેવું સાચું રે, સારૂં કંઇ ન રહેશે કને. સારૂં૦ ૪
એવી જુવાની જવાની જાણી, સ્થિર કરચ તારૂં મન;
સદ્ગુરૂની શોધમાં જાને, તારૂં તાજું દેખીને તન,
ધીરે કહ્યું એમજ રે, દઢતા તો ધરી મને. સારૂં. ૫

---

૧ વૃદ્ધાવસ્થા જરૂર આવશે માટે જુવાનીમાં કર્ત્તવ્ય કર્મ કર, એવો ઉપદેશ કરે છે; સારૂં ઇ૦. ૩ રૂધિર પિંડ—લોહીની થેલીઓ. ૪ સારૂં— ( જુવાની સંબંધી ).

## કાફી ૧૨ મી.

પશ્ચાતાપ થાશે રે, હાય હાય યૌવન ગયું;
સ્થિર જાણતો હું જેને રે, અસ્થિર આજ તે તો થયું. ટેક. ૧
જો આવું જાણતો હોત હું જાતે, તો અકૃત્ય કરત નવ કાંઇ;
સાચા સંતને પાયે પડત જઇ, એવું થઇ આવશે મનમાંહી,
જોર જતું રહેશે રે, ધાગાનું તો જતું લહ્યું! પશ્ચાત્તાપ૦ ૨
યુવતી તારી એક નહિ થાશે, જુગાર આવશે નહિ કામ;
વ્યસન વળગી પડ્યું કોક હશે તો, તજાવશે સંચ્યા દામ,
હાય! શીદ કીધું રે, ડહાપણ મારૂં સર્વે વહ્યું!! પશ્ચાત્તાપ૦ ૩
કોઇનો બોધ મેં માન્યો હોત તો, આવું વિપરીત ન થાત;
મિત્રમંડળ તારૂં જાંહે જાશે, જ્યારે યૌવનનો થાશે પાત,
પૂર્ણે પસ્તાઇશ રે, કહીશ જ્ઞાન મેં ન ગ્રહ્યું!! પશ્ચાત્તાપ૦ ૪
પાણી પહેલી તું બાંધજે પાળી, નહિ તો નીર જશે નિરધાર;
પછીથી પાળી કામ ન આવે, બાંધ્યાતણો કરે વિચાર,
બૂડી જઇશ બાપડા રે, ધીરે નવ જાયે રહ્યું!! પશ્ચાત્તાપ૦ ૫

## કાફી ૧૩ મી.

વરણાગી કરે વેશ્યા રે, જવાની તો તારી તેવી;

---

૧ સ્થિર — સદાકાળ ટકી રહે એવું, અસ્થિર — એથી ઉલટું. ૨ અકૃત્ય — ખોટું કામ. ૩ યુવતી ઇ૦— તારે ઘણી સ્ત્રીઓ હશે તો તેમાંથી એક પણ વૃદ્ધાવસ્થામાં તારી નહિ થાય—તારા પર સ્નેહ નહિ રાખે!

૪ જાંહે જાશે—જતું રહેશે. પાત—અર્થાત નાશ. ૫ ધીરે ઇ૦— ધીરા ભગતથી ઉપદેશ કર્યા વિના રહેવાતું નથી.

વધુ કરશો વરણાગી રે, તે લાગશો ત્હેવા જેવ. ટેક. ૧

બણી ઠણીને બજારે બેસશે, વેશ્યા વારંવાર;
જાતા જનને કટાક્ષ કરશે, બોલાવશે કહી ભરતાર,
અનેક ચાર કરશે રે, પછે કહેવી કેવી? વરણાગી૦ ૨

ઉપર ઉપરથી સારૂં દેખાડે, મીઠું મીઠું બોલે મુખ;
પ્રસંગ પડતાં તે પ્રેમદા, દાવમાં લેઇ દેતી દુઃખ,
મુખ નવ જોઉં રે, નઠ્ઠટ જેવી લેંવી. વરણાગી૦ ૩

અંતરમાં ભર્યું કપટ અતિશે, મુખે મીઠડાં ઢાળ્યાં જેમ;
તારી યૌવનતા પણ છે તેવી, વિદારી નાખજે વ્હેમ,
સાચે સાચું કહું છું રે, નક્કી સમજ એવી. વરણાગી૦ ૪

પાછળથી પસ્તાવો કરીશ તું, ચેત આગળથી ચેતાવું;
સમજાવીને કોઇ સમજ ન આપે, વાક્ય કોઇ કહે નહિ આવું,
માનીશ જો ધીરાનું રે, તો ભક્તિ જાશે સેવી. વરણાગી૦ ૫

## કાફી ૯૪ મી.

વાત પ્રલયકાળની રે, શાસ્ત્રમાં સાંભળજે;
કેવું કેવું થાય છે રે, રૂડું એ છે રળજે. ટેક. ૧

પ્રલયકાળ જ્યારે પૂરો થાયે, ત્યારે ગર્જના થાયે ગાઢ;
મોટાં મોટાં વૃક્ષ તૂટી પડે છે, તૂટે મોટા પથ્થર ને પા'ડ,

---

૧ વેસ્યાની વરણાગી સાથે જુવાનીને સરખાવે છે: વરણાગી ઇ૦. ૫ તો ભક્તિ ઇ૦—તો તારાથી ભક્તિનું સેવન કરી શકાશે.

૧ જુવાનીના અંતને પ્રલયકાળ સાથે સરખાવેછે: વાત ઇ૦. શાસ્ત્રમાં—ભાગવતાદિકમાં. કેવું કેવું થાયછે—( પ્રલયકાળમાં ). રૂડું ઇ૦—એ સમજવું એ રૂડું છે માટે તે રળજે—સમજજે.

ઉત્પાત અતિશે રે, કાયા તારીમાં કળજે.　　　વાત૦ ૨

એવી દશા યૌવનમાં તારી, સર્વે સમજજે તુંય;
અંતર ઉથલ પાથલ થાશે, કંઇક ભાગશે ને થાશે શુંય,
સમજજે સાચવી રે, મીઠું હોય તો મળજે.　　　વાત૦ ૩

નાશ થાયે જેમ પ્રલયમાંહે, એક પલકની માંય;
તેમ જુવાનીનો નાશજ થાશે, નહિ રહે ઝાલવાનું કાંય,
સર્વ કહું સાચું રે, એક ચિત્તે સાંભળજે.　　　વાત૦ ૪

સદ્ગુરૂ કોક મળ્યો હશે સાચો, તો તો પ્રલયમાં બચીશ;
મત્સ્યરૂપધારી કોક તારશે, નહિ પાવકમાં પચીશ,
ધીરા ધરજે ધારણ રે, સદ્ગુરૂ જોઇ પળજે.　　　વાત૦ ૫

## કાફી ૧૫ મી.

શુકદેવ સરખા રે, યોગી તો ઘણા અટવાયે;
જુવાનીથી ડરતા રે, ઘણા ઘણા ગભરાયે.　　　ટેક. ૧

ચિત્તભ્રમ એ શું કરી દેશે કે, ગાંડું કરી દેશે ગાત;
મહામહાપ્રયત્ને જેહ રાખ્યું છે, તેનો કરાવી દેશે પાત,

---

૨ પ્રલયકાળમાં શું થાય છે તે કહે છેઃ પ્રલયકાળ ઇ૦. ઉત્પાત ઇ૦–એવા એવા અતિશય ઉત્પાત તારી કાયામાં થાય છે એમ તું સમજજે.

૩ મીઠું ઇ૦—જો આ વચન મીઠું હોય—તને સારૂં લાગતું હોય તો તું મને ફરીને મળજે ( કે જેથી હું તને બીજાં પણ એવાં વચન સંભળાવું ).

૫ મત્સ્યરૂપધારી ઇ૦—જેમ પ્રલય વખતે ભગવાને મત્સ્યનું રૂપ ધારીને સત્યવ્રત રાજાને બચાવ્યો હતો તેમ કોઇક સદ્ગુરૂ રૂપી મત્સ્ય તને આ જુવાનીના પ્રલયમાંથી પણ બચાવશે, અને પ્રલય રૂપી પાવકમાં ( અગ્નિમાં ) પચીશ ( રંધાઇશ ) નહિ. ૫ પળજે — ( સદ્ગુરૂની તરફ ).

કે કાંઇ અવળું રે, કૃત્ય અમથી થાયે! શુકદેવ૦ ૨
એનાથી બચવાને અનેક શોધે છે, ઉપાયતણો નહિ પાર;
એકે ન જડતો ઘણો આથડતો, શુકદેવ જેવો ઋષિ સાર,
આખર વિચારે રે, કોથી જીતી એ જાયે. શુકદેવ૦ ૩
છે અંધારામાં અંધારી એ તો, એમ સ્વરૂપ સમજી સાચ;
યૌવનતા જીતવાને કારણ, બંધ કરી બેસે વાચ,
તોય નવ કાંઇ રે, સારૂં શમણું થાયે. શુકદેવ૦ ૪
અંધારી રૂપવતી જાણીને, પછે જ્ઞાનદીપ કરે પ્રકાશ;
ત્યારે યૌવનતાનું કાંઇ નવ ચાલે, તજી દે અવળી આશ,
શુભ કામ કરાવે રે, ધીરો તેવાને ધ્યાયે. શુકદેવ૦ ૫

## કાફી ૧૬ મી.

વાંક નથી તારો રે, યૌવન લક્ષ્મી એવી સહી;
ભલા ભલાને ભૂલાવે રે, જીતી કોઇ જાયે નહિ. ટેક. ૧

---

૨ મહા મહા ૦—જે બ્રહ્મચર્યવ્રતને મહામહાપ્રયત્ને રાખ્યું છે ( સાચવ્યું છે ) તેને એ ( જુવાની ) પાત કરાવી દેશે કે શું ?

૩ કોથી ૦—એ કોનાથી જીતી જાય ( જીતાય ) એવી છે ? અર્થાત્ કોઇથી જીતાય એવી નથી. ૪ તોય ૦—તોય કાંઇ સારૂં શમણું ન થાય —ખરૂં ન પડે !

૫ અંધારી ૦—એ રૂપવતી જુવાનીને અંધારી ( અંધકાર રૂપ) જાણીને પછી જ્યારે જ્ઞાનના દીવાનો પ્રકાશ કરેછે ત્યારે યૌવનતા ( જુવાની )-નું કાંઇ ચાલતું નથી અને અવળી આશ ( ખોટાં કર્મ કરાવવાની આશા ) તજી દેછે. ધીરો ૦—ધીરો તેવા શુભ કામને ધાય—ઇચ્છે છે. ૧ યૌવન-લક્ષ્મી—જુવાની રૂપી શોભા.

એનો મોહ તો મલિન કરે છે, સર્વત્ર અંગ શરીર;
શુભને શમણામાંથી કાઢેછે, અશુભને દેતી ધીર,
પીડ કરે પાધરી રે, યૌવનતા તો એવી લહી.　　વાંક૦ ૨

બુદ્ધિમાનની બુદ્ધિ બગાડે, તેમાં જગાડે ભ્રમભૂપ;
ભ્રમ જાગ્યો કે ભૂંડું કરાવે, વીસરાવે હરિનું રૂપ,
કહો શું કહેવાયે રે, વાટે સહુ જાયે વહી.　　વાંક૦ ૩

ઘણા ડાહ્યાને ગાંડા લહ્યા છે, યૌવનતા આવ્યે જાણ;
કેકના તો એણે હરિ લીધા, એક પલકમાં પ્રાણ,
હરિ હરિ ભજવા રે, સદ્‌ગુરૂ ચરણ ગ્રહી.　　વાંક૦ ૪

ધીર અમરવર એ પદ વરિયો, હરિયો સહુ સંતાપ;
કરિયો જય જય આ જગતીમાં, તરિયો જાણી જઇ તાપ,
ભરિયો ધીર દરિયો રે, તરિયો ગુરૂ ગુરૂ કહી.　　વાંક૦ ૫

## કાફી ૧૭ મી.

અગ્નિ જો જો એનો રે, કાષ્ઠ વિના કેવો બળે;

---

૨ શુભને ઇ૦—સારી વાતનું તેને શમણું પણ નથી આવતું. ૩ ભ્રમભૂપ—ભ્રમ રૂપી ભૂપને, અર્થાત્ મોટા ભ્રમને. વાટે ઇ૦—સહુ સારાં કૃત્ય તો વાટમાં વહી જાય—જતાં રહે.

૪ ઘણા ઇ૦—જ્યારે જુવાની આવે છે ત્યારે ઘણા ડાહ્યા માણસને ગાંડા થયેલા અમે લહ્યા છે.

૫ એ પદે—સદ્‌ગુરૂનાં ચરણ ગ્રહીને. ભરિયો ઇ૦— ધીરજ રૂપી દરિઓ ભર્યો. અથવા સંસાર રૂપી ભરેલા દરિઆને ધીરો ગુરૂ ! ગુરૂ ! કહીને તરી ગયો !

દાખલો દઉં તેનો રે, છે કારમો કોક કળે ! ટેક. ૧

એક યુવતીશું પ્રીતિ બંધાઈ, ભર યૌવનની માંય;
તેના તો રામ રમી ગયા જાણો, ત્યાં જવાનનું શું જાય !
જાય તેનું સર્વસ્વ રે, પૂરણ રહ્યો પરજળે. અગ્નિ૦ ૨

હાય ! યુવતી મારી નાશ થઇ ગઇ, મહાસ્વરૂપી ને સદ્દગુણવાન !
એના વિના હવે કેમજ ચાલે, એમ ભટકે ભૂલીને ભાન,
બળ્યો બળ્યો બોલે રે, તૃષ્ણા તેની નવ ટળે. અગ્નિ૦ ૩

મહાદાવાનળ જેમ જાગે ત્યારે, કરી દે કોયલો સર્વ;
તેમ ચિંતા આને કોયલો કરતી, ગાળી દેતી સહુ ગર્વ,
યૌવનતા એવી રે, તૃષ્ણા તેમાં ઝાઝી રળે. અગ્નિ૦ ૪

જે જે અવગુણો અવનિમાં ભરિયા, તે અંગમાં રહેતા સમાઇ;
એની કમાઇ તો ખાતા સહુ મળી, ભલા ન જાય ભરમાઈ,
ધીરા રહે વેગળો રે, અછતથકી જાતાં છળે. અગ્નિ૦ ૫

---

૧ એનો—જુવાનીનો. છે ઈ૦—એ દાખલો કારમો છે તેને કોઇક અનુભવી હશે તેજ સમજશે.

૨ તે દાખલો કહે છે; એક ઇ૦. રામ રમી ગયા—મૃત્યુ પામી. શું જાય તે કહેછે: જાય ઇ૦—તેનું સર્વસ્વ જાય છે.

૪ તૃષ્ણા ઇ૦—એ જુવાનીમાં તૃષ્ણાની કમાઇ સારી હોય છે—અર્થાત્ તૃષ્ણાનું જોર બહુ હોય છે.

૫ એની ઇ૦—એ સહુ અવગુણો મળીને એ જુવાનીની કમાઇ ખાતા. માટે જે પુરૂષો ભલા હોય છે તે એવી જુવાનીથી ભરમાઇ જતા નથી. હે ધીરા તું એવી જુવાનીથી ( જુવાનના તોરથી ) વેગળો રહે; કેમકે તારી પાસે જુવાનીના મદની અછત છે માટે તેની પાસે જતાં તે તને છળશે અથવા તારી પાસે તેની અછત છે તેથી જાનો હોય ત્યાંથી છળજે.

## કાફી ૧૮ મી.

મહામાનસરોવર રે, જુઓ તમે મતિવતી;
જેની ગતિ ગૂઢજ રે, રાઢય નથી એમાં રતિ. ટેક. ૧
પહોળાઇ લંબાઇ સર્વ છે સરખી, નિર્મળતા વખણાયે જાણ;
પવિત્રતા તો પૂરી વસે ત્યાં, પંડિત જન કરે પ્રમાણ,
હંસ ચરે હારમાં રે, ગરવી જેની મહાગતિ. મહા૦ ૨
શીતળતા તો સારામાં સારી, ત્રણ તરેહના પવન વાય;
જોનારા તો વખાણ કરે અતિ, કેટલાક તો જોવા જાય,
એવું નિર્મળ સરોવર રે, શોભા તેની સારી હતી. મહા૦ ૩
વૃષ્ટિનો કાળ આવી પહોચ્યો જ્યારે, ત્યારે બગડ્યું નીર તમામ;
વિસ્તાર તો એકત્ર થઇ ગયો, પવિત્રતા પહોચી મહાધામ,
બગડ્યું ત્યારે બગડ્યું રે, છત કરૂં હું તો છતી. મહા૦ ૪

---

૧ મનુષ્યને માનસરોવરની ઉપમા આપીને જુવાનીને વૃષ્ટિકાળની ઉપમા આપે છેઃ મહામાનસરોવર ઇ૦. રાઢય—વિવાદ ( માન સરોવરની ગૂઢ ગતિ વિષેનો ).

૨ સરખી—પ્રમાણમાં ( દેહપક્ષે ). નિર્મળતા—( સરોવરની તથા મનુષ્યની ). પવિત્રતા—( સરોવરમાં તથા મનુષ્યમાં ). હસ—હંસ પક્ષી તથા જીવ ( મનુષ્ય પક્ષે ).

૩ શીતળતા—ઠંડક ( સરોવર પક્ષે )—શાંતિ ( મનુષ્ય પક્ષે ). ત્રણ તરેહના પવન—શીતળ, મંદ, સુગંધી. અને ( મનુષ્ય પક્ષે ) ધર્મ, અર્થ, કામરૂપી.

૪ વૃષ્ટિનો કાળ—( મનુષ્ય પક્ષે ) જુવાનીરૂપી. નીર—( મનુષ્ય પક્ષે ) અંતઃકરણરૂપી. વિસ્તાર ઇ૦—સરોવરમાં પાણી કોઇ કોઇ જગાએ વચમાં કોરી જમીન આવવાથી જે જૂદાં જૂદાં જણાતાં હતા તે વૃષ્ટિને લીધે એક થઇ ગયાં. ( મનુષ્ય પક્ષે ) જુવાનીને લીધે ચારે અંતઃકરણ એક અહંકાર

માનસરોવરશા માણસને, આવી યૌવનતા બગાડે;
તેને ત્યારે કોણજ વારે, જુદ્ધ મોટાંશુ જગાડે,
ધીરો કરે ધ્યાનજ રે, તારે કમળાનો પતિ ! મહા૦ ૫

## કાફી ૧૯ મી.

પૂરે ચઢી પૂરી રે, ગંગા જેવી મહાનદી;
નથી જવાનો મારગ રે, ડૂબે મોટા જ્યાં દ્વિરદી. ટેક. ૧
એવી નદીનું ઉલ્લંઘન થાયે, જોતાં જોતાં પમાયે પાર;
પણ ન ઓળંઘાય શેને તે ભાખું, સમજીને લેજો સાર,
સાચે સાચું કહેવું રે, જૂઠું નવ જાણું વદી. પૂરે૦ ૨
જુવાનીમાં તૃષ્ણા થઇ આગે, તેણે કરી ચપળ ઇંદ્રિય સર્વ;
ચકડોળે ચિત્તવૃત્તિ ચઢાવી, ગુણહીણી ધરે ઘણો ગર્વ,
ઓળંઘાય ન એ તો રે, કદી નવ જાયે બદી. પૂરે૦ ૩

---

રૂપ જણાવા લાગ્યાં. મહાધામ પોહોચી—નાશ થઇ ગઇ. છત—સંપત્તિ. છતી—પ્રકાશ. અર્થાત્ એ રૂપકનો હું સ્પષ્ટાર્થ કહું છું. ૫ કમળાનો ( લક્ષ્મીનો ) પતિ—વિષ્ણુ ભગવાન્.

૧ જુવાનીને મોટી નદીનું રૂપ આપીને વર્ણે છે; પૂરે ઇ૦. દ્વિરદી—બે રદ ( દાંત ) વાળા—હાથી. ૩ તૃષ્ણા—( જુવાની રૂપી નદીના વેહેતા જળને સ્થાને તૃષ્ણાને સમજવી ). ઓળંઘાય ઇ૦—એ જુવાની કદી ઓળંઘાય એવો નથી નીતિશાસ્ત્રકર્ત્તા પણ કહે છે કે,—

"अतिवाहितमतिगहनं विनापवादेन यौवनं येन ।
दोषनिधाने जन्मनि किं न प्राप्तं फलं तेन ?"

અર્થ—"જે માણસ કોઈ જાતનો પણ અપવાદ લાગવા દીધા શિવાય મહાગહન જુવાનીનું ઉલ્લંઘન કરી ગયો, તે માણસ આ દોષના ભંડારરૂપ જન્મારામાં શું શું ફળ નથી કમાયો? અર્થાત્ તેણે પોતાનો જન્મારો સર્વથા સફળજ કર્યો છે।"

મોટા મોટા તારા અટકી રહે, ફટકી રહે ફલંગ ભરનાર;
જોરાળામાં જોરાળી જુવાની, ગોકમ ખવડાવે માર,
પાર કોણ પામે રે, માતો નવ રહેતો મદી. પૂરે૦ ૪
સદ્દગુરૂ સાચો કોક મળે તો, તારી દે પળની માંય;
પણ એ વાતો તો દુર્લભ અતિશે, જોનારાને જડે નવ જ્યાંય,
ધીર શું થાય ત્યાંહી રે, મળેછે એવા કદી કદી. પૂરે૦ ૫

## કાફી ૨૦ મી.

યોગી કરે અલગો રે, જુવાનીના જોરાળો;
ભવિષ્ય ભૂંડું ભાળો રે, રૂડાની આશા ટાળો. ટેક. ૧
જુવાન જોઇ જોગી કહે મુખે, તારૂં હમણાં નહિ કંઇ કામ;
કો'યા ધાન જેવો તું દીસેછે, જા ભજ જઇ બેઠો રામ,
કામ નહિ આવે રે, અમે ન જાચે ભાળ્યો ! યોગી૦ ૨
પુષ્ટ તનની વાતો પ્યારી લાગે તને, સાંભરે વનિતાના વિલાસ;
જા ઘેર જઇને એ કરચની તું, મુખડે મુખડું લગાડી હાસ,
પછે ગુરૂ ખોળજે રે, પૂરણ એમ પરજાળ્યો. યોગી૦ ૩

---

૪ તારા—તારનારા. માતો ઇ૦—કોઇ માતો ( મદોન્મત્ત ) મનુષ્ય જુવાની સામે મદી ( મદ રાખીને ) રહેતો ( બચતો ) નથી.

૫ ધીર ઇ૦—ધીરો કહેછે કે જ્યાં એવો સાચો સદ્દગુરૂ જોનારાને જડે નહિ ત્યાં શું થાય?—માણસ કયા ઉપાયથી જુવાનીને જાળવે ? ત્યારે શું એવા સદ્દગુરૂ નથીજ જડતા ? મળેછે ઇ૦—એવા સદ્દગુરૂ કદી કદી મળે છે.

૨ કો'યા ધાન ( ધાન્ય ) જેવો—અર્થાત્ નકામો. અમે ઇ૦—અમારાથી તારા સામે જોવાતું નથી, મતલબ કે યોગ સાધન કરવાને તું કેવળ નાલાયક છે !

દુઃખમાં દુઃખ આ મોટેરૂં જાગ્યું, ભાગ્યું જોગણીનું જોર;
સંત તો કોઇ સાંડે નવ રાખે તૂટ્યો તરતીઓનો તોર,
જુવાની કેવી હલકી રે, છોલાય તેટલો છોક્યો! યોગી૦ ૪
જો તારાપણું હોયે તુજમાં, તો તો ગુરૂ જનનો થાય સંગ;
તારાપણું નહિ તો તે તૂટે, પ્રૌઢ થયેલો પ્રસંગ,
ધીરો હીરો કીધો રે, યૌવનતાએ જે રોળ્યો! યોગી૦ ૫

## કાફી ૨૧ મી.

અલંકાર જોઇએ રે, નર નારીને તો ઘણા;
અલંકાર વિનાનું રે, અંગ તેમાં કાંઇ ન માણા. ટેક. ૧
કામિનીને તો કડલાં જોઇએ, અંગુઠીને વીંછવા અપાર;
તુશી કડાં ને મંગળસૂતર, ચૂડા કાંકણનો ઝળકાર,
કાંટો પણ જોઇએ રે, એવા મોહ મનહાતણા. અલંકાર૦ ૨
એ વિનાના અનેક જોઇએ, તેની કોણ કરે માથાફોડ;
પુરૂષને નવ એ વિણ ચાલે, જોઇ આભૂષણ પહોંચે કોડ,
પદ્મિની પહેરાવે રે, પુરૂષ ન પહેરે ઘણા. અલંકાર૦ ૩
વેહને વીંટી તો અંગુલિએ રાજે, બેડીથકી બાંધ્યા રખાય;
પહોંચી કડાં ને કડી લટકાવે, કટિએ કંદોરો સુહાય,

---

૫ તારાપણું—અર્થાત્ દૃઢતા—ટેક. ૧ જુવાનીમાં અલંકારનો છંદ હોય છે તે વિષે કહે છે: અલંકાર ઇં૦—અલંકાર વિનાના અંગમાં કાંઇ મણા ( ખામી ) નથી તથાપિ નર નારીને અલંકાર જોઇએ છીએ! ( મનાક્ લગાર—જરા, એ ઉપરથી 'ખામી' નો અધ્યાહાર કરીને 'મણા' શબ્દ થયેલો લાગે છે ).

૩ પુરૂષને ઇં૦—પુરૂષને એ વિણ ( સ્ત્રીને અલંકાર પેહેરાવ્યા વગર ) ચાલે નહિ, કેમકે સ્ત્રીને પેહેરાવેલા અલંકાર જોઇને તેના મનના કોડ પોહોચે છે. પદ્મિની—પદ્મિનીને.

મોહનમાળા મોંઘી રે, એવા તેવા ન જાય ગણ્યા ! અલંકાર૦　૪
પુરૂષ કહેશે અપવિત્ર એ તો, કલિકાળે વર્જ્યે સુવર્ણ;
તેની તો કોઇ વાત ન માને, ધિઃક તારી જુવાનીનો વર્ણ,
ભાઇને હોય ગમતી રે, હેલામાં ધીર જાય હણ્યા ! અલંકાર૦　૫

## કાફી ૨૨ મી.

મસ્તાનો તો માતંગ રે, જુવાની રૂપી જુઓ;
મહામદમસ્તજ રે, મદ ચઢયે ગાંડો હુઓ.　　　ટેક.　૧
મદ વગરનું બીજું નવ નિરખે, મદ કિલ્લો કર્યો ચોપાસ;
બાંધી રૂંધી એને બેડીમાં રાખ્યો, તે તોડીને કરતો ત્રાસ,
મોંઘું મોતી ધરતો રે, મારાથકી સંશય ખુઓ.　　મસ્તાનો૦　૨
દોષ રૂપિયું મૌક્તિક મોટું, જેની કીમત કૂટિ બદામ;

---

૪ પુરૂષના અલંકાર વર્ણે છેઃ વેઢ ઇ૦. અંગુલિએ—આંગળીએ. બેડી ઇ૦—હાથે બેડી ( બે આંગળાં કબજામાં આવે એવી વીંટી) પેહેરીને બાધા રખાય છે. મતલબ કે કોઇ કાર્ય થવાને બાધા રાખનારા બેડી પેહેરવાની બાધા ··એ છે. કડી લટકાવે—( કાને ).

૫ પુરૂષ ઇ૦—કોઇ ડાહ્યો પુરૂષ કહેશે કે સોનામાં તો કલિનો વાસો માટે કલિકાળમાં સુવર્ણ ( સોનું ) વર્જ્ય ( તજવા યોગ્ય ) છે; પણ તેની વાત તો કોઇ માનતું નથી. કેમ વાત માનતું નથી ? ભાઇને ઇ૦—તે વાત ભાઇને ( જુવાન પુરૂષને ) ગમતી હોય માટે. ધીરો કહેછે કે એવા માણસો હેલામાં ( જરાક વારમાં ) હણ્યા જાય છે–હણાય છે.

૧ જુવાનીને હાથીનું રૂપ આપીને વર્ણે છેઃ મસ્તાનો ઇ૦. માતંગ—હાથી.

૨ બેડી—મર્યાદા રૂપી. હાથીના માથામાં મોતી થાય છે તે વિષે કહે છેઃ મોંઘું ઇ૦.

ગણનારા તો મોટી ગણે છે, તેને ધારનારૂં એ ધામ,
દિસે ડુંગર જેવડો રે, ઝળઝળિયાં તો જોઇ લુઓ. મસ્તાનો૦ ૩
એવો હાથી તે કયાં બંધાયે, જે તોડી નાખે ત્રિભુવન જાણ;
પણ ધન્ય તારી કરણી જે પાર ઉતરણી, પ્રભુ તેં કરી રાખ્યું પ્રમાણ,
બાંધ્યો મદમસ્તજ રે, જમાવ એનો કીધો જુઓ. મસ્તાનો૦ ૪
ખીલો એક અભિમાન રૂપી કરી, બાંધ્યો યૌવનરૂપી માતંગ;
ન હાલે કે ન ચાલે નિરખો, કેવો સજડ બંધાયો છે તંગ,
રંગ ધીર રામના રે, યૌવનવાળા ! જોઇ રૂઓ. મસ્તાનો૦ ૫

## કાફી ૨૩ મી.

કાળ ચલ્લાએ બાંધ્યો રે, મહામહાસ્વાર્થે કરી;
માળો તો મહામેહેનતે રે, ચતુરાઇ ચિત્તમાં ધરી. ટેક. ૧
તૃણ તૃણ ઘણાં ટોળે કરીને, માળો કર્યો માનિની કાજ;
માનિનીએ સુખ માણ્યું તેમાં, ચલ્લીબાઇએ ભોગવ્યું રાજ,

---

૩ તેને ઇ૦—તે દોષને ધારતું ધામ ( સ્થાન ) એ ( જુવાની રૂપી હાથી ) છે.

૪ " કરણી પાર ઉતરણી " એ કહેવત યુક્તિ પૂર્વક ઈશ્વિરને લાગુ પાડીને કહે છેઃ પણ ઇ૦—પણ હે પ્રભુ ! તારી કરણી ( રચના ) જે પાર ઉતરણી ( પ્રાણીઓને તારનારી છે ) તેને ધન્ય છે ! તેં એવા જુવાની રૂપી હાથીને બાંધવાનું પ્રમાણ કરીજ રાખ્યું છે ! જમાવ કીધો—સ્થિર કર્યો.

૫ રંગ ઇ૦—હે યૌવનવાળા ! રામના રંગ જોઇને તમે રૂઓ ! અર્થાત્ તેની યુક્તિ આગળ તમારૂં કાંઈ ચાલવાનું નથી !

૧ જુવાનીને ચકલાંના માળાની સાથે સરખાવે છેઃ કાળ ઇ૦—કાળ-રૂપી ( જુવાનીના સમયરૂપી—જુવાન પુરૂષરૂપી ) મહામહાસ્વાર્થે જુવા-નીરૂપી માળો બાંધ્યો.

આવી રહ્યું ત્યારે રે, ફોગટ થયું સર્વ ફરી. કાળ૦ ૨

પણ એ વાતની ગમ કોને ન પડતી, તો શું ચલ્લાં ચેતે મૂઢ;
જેના હુકમ વિણ નવ હલંદા, તેની ગતિ મહાગૂઢ,
ફર્યો કોક બિલાડો રે, મોંઘો માળો લીધો હરી. કાળ૦ ૩

બચ્ચાં કચ્ચાં ને બાઇજી સોતાં, બિલાડે ભક્ષ્યાં જાણ;
ત્યારે યૌવનરૂપી માળાવાળો ત્યાં આવ્યો, જોઇ હડહડતી મહાહાણ.
ત્રાહ્ય ત્રાહ્ય ભાખ્યો રે, ભૂડાઇ ઘણી મેં તો ભરી. કાળ૦ ૪

કાળનો કાળ હું લહેતો મુજને, પણ થયો બિલાડો મારો કાળ;
ફાળ મારી મારૂં સર્વ ભેલાડ્યું, રહી ઊઠી રગરગ મુને ઝાળ,
મીર એવું તેવું રે, અફળ બકતો તે ડરી. કાળ૦ ૫

## કાફી ૨૪ મી.

અરિ જુઓ યૌવનના રે, ઊભા તેને દુઃખ દેવા;
કાંઇ ન ચાલે તેનાથી રે. લુંટે તેને લાભ લેવા. ટેક. ૧

કામિની અરિ તે તો કૂડો ગણ્યોછે, યૌવનકેરો મહાક્રૂર;
જુગાર તો છે ઝાઝામાં ઝાઝો, એનો શત્રુ ભરપૂર,

---

૨ માનિની ઇ૦—એ જુવાનીમાં માનિનીએ સુખ ભોગવ્યું. આવી-રહ્યું—પૂરૂં થયું ( યૌવન ).

૩ ચલ્લાં—જુવાન સ્ત્રીપુરૂષ. ચલ્લાં ન ચેતે તેનું કારણ કહે છેઃ જેના ઇ૦—જેના હુકમ વિના પાંદડું સરખું પણ હાલતું નથી તેની ગતિ મહાગૂઢ છે. બિલાડો—મૃત્યુરૂપી. ૫ અફળ—ફોગટ.

૧ જુવાનીના શત્રુઓ વર્ણે છેઃ અરિ ઇ૦. તેનાથી—જુવાન પુરૂષથી. લુંટે ઇ૦—એ શત્રુઓ પોતાનો લાભ લેવાને તેને (જુવાન પુરૂષને) લુંટેછે.

એવા છે અનેકજ રે, માન્યા જેને મહામેવા. અરિ૦ ૨
સાહસિકપણું શત્રુતા ધારે, વારે લાગતે ઘણી વાર;
પ્રાણહરણનું પણ લેઇ બેઠું, તે કરે જીવિતનો કારભાર,
સાર સાર લે શોધી રે, ઉગારે મહાદેવા ! અરિ૦ ૩
આધિ વ્યાધિ એ તો અડી રહે ઉપર, કરે જોર જુલમ અપાર;
આધિ એ તો મનડાને પીડે, વ્યાધિ તનને કરે બેજાર,
મુખડાની ઝલકજ રે, નવ દેતો તે રહેવા. અરિ૦ ૪
ખીલા જેવા કંઇ ખીલ તો કાઢે, કહેશો મદ તો ઉભરાઇ જાય;
કાળ કાળું મુખ કરી તો મેલે, તોય તેનાથી મૂર્ખ મકલાય,
ધીર શી જુવાની રે, ગાંડો જાય જે ગ્રે'વા. અરિ૦ ૫

## કાફી રંગ સી.

નવ ખંડ ભૂમિ રે, શરીર રૂપી મેં માની;
જયાં જળ નથી જડતું રે, એવી તો પૂર્ણ પિછાની. ટેક. ૧

---

૨ શત્રુઓ ગણાવે છેઃ કામિની ઇ૦. ૩ સાહસિકપણું ઇ૦—(અહીં વગર વિચાર્યે ઉતાવળા થવાના ગુણને સાહસિકપણું ગણેલું છે) સાહસિકપણું પણ જુવાનની સાથે શત્રુતા ધારેછે—અર્થાત્ જુવાન પાસે ઉતાવળિયાં કામ કરાવીને તેને શત્રુની પેઠે ખરાબ કરે છે. વારે ઇ૦—અને કોઈ કામ કરતાં વાર લાગે તો તેથી તેને વારે છે—વાર ન લાગવા દેવાને ઉશ્કેરેછે. જીવિતનો કારભાર—જીવિત બચાવવું કે નાશ કરવું, એ સાહસિકપણાના હાથમાં છે. અર્થાત્ સહસા કૃત્ય કરનાર કોઇ વખત જીવ પણ ખુએ છે. ઉગારે ઇ૦—એવા શત્રુઓના હાથમાંથી તેને મહાદેવ ઉગારે તો ઉગરે. અર્થાત્ શત્રુઓ ઘણા ભયંકર છે. ૪ આધિવ્યાધિના અર્થ બતાવે છે; આધિ એ તો ઇ૦.

૫ જુવાનીના ખીલને ઉદ્દેશીને કહે છે; ખીલા જેવા ઇ૦. ગાંડો ઇ૦—ગાંડો હોય તે જેને ગ્રેહવાને જાય એવી જુવાની છે !

૧ જુવાનીને મૃગજળ જેવી વરણે છેઃ નવખંડ ઇ૦. શરીર રૂપી નવખંડ ભૂમિ એવી છે કે જેમાં સુખરૂપી જળ જડતું નથી.

જળ વિના કોઇ જનને ન ચાલે, ત્યારે કામનારૂપી કરિયે કમાઇ;
મહાતાપ તો તપતો દેખાયે, યૌવનરૂપી મૃગજળ ભાઇ,
પાણી પાણી દર્શે રે, જાણી નવ એ હાનિ ! નવ ખંડ૦ ૨
તે ઝાંઝવાનાં જળ ઉપર તો, કરે મનરૂપી હરિણી નાસાનાસ;
એ પાણી મને પાધરૂં મળતું, એવી વિધ વિધ ધરતી આશ,
પ્રકાશ જુઓ પૂરો રે, વાત નથી કંઇ છાની. નવ ખંડ૦ ૩
વિષય રૂપી મહાગર્ત તે દેખે, ગણી હરણીઓ જે મહારાંક;
પડી જાયે ને ગુંચાય અતિશે, તે કરી દે કાંકનું કાંક,
સાચું નવ સૂઝે રે, મોંધી થાય તે માની. નવ ખંડ૦ ૪
ચતુરાઇ સર્વ ચૂલે પડી જાયે, તેણે ધીરધણી ન લહેવાય;
આવી આવી વાતો કહી ગયા આગે, મહામોટા તે મુનિરાય,
કોણ તેને લેખે રે, ધારે તો થવું ધ્યાની !! નવ ખંડ૦ ૫

## કાફી ૨૬ મી.

ચતુર ચિંતામણિ રે, યૌવનરૂપીઓ ધારે;
ગરજ સર્વ સારે રે, જ્યાં ત્યાં એવું ઉચ્ચારે. ટેક. ૧

---

૨ જળ ઇ૦—પણ તે જળવિના કોઇને ચાલે નહિ, માટે જળ સાધવાને કામનારૂપી કમાઇ કરિયે—જળની કામના (ઇચ્છા) કરિયે. ઇચ્છા પૂર્ણ ન થવાથી મનમાં પરિતાપ થાય છે તેને ઉદ્દેશીને કહે છેઃ મહાતાપ ઇ૦. તે તાપને લીધે દેહભૂમિ ઉપર જુવાનીરૂપી મૃગજળ (ઝાંઝવાંનું પાણી) દેખાય છે. જુવાનીમાં મન સુખને માટે બહુ બહુ યત્ન કરે છે તેને ઉદ્દેશીને કહે છેઃ મનરૂપી હરિણી ઇ૦. જુવાનીમાં સુખ લેવા જતાં મન વિષય રૂપી ખાડામાં પડેછે, તે વર્ણે છેઃ વિષયરૂપી ઇ૦. ગર્ત—ખાડો. ૫ ધીરધણી—ધીરાનો સ્વામી—પરબ્રહ્મ

૧ જુવાનીને ચિંતામણિ સાથે સરખાવે છેઃ ચતુર ઇ૦—હે ચતુર ! તું જુવાનીને ચિંતામણિ ધારે છે.

હવે અમારે બાકી રહી શેની, યૌવનચિંતામણિ લાધ્યો જાણ;
જે જોઇએ તે કમાઇ લેવું હવે, તેને માટે ઘણાં છે પ્રમાણ,
જાણ જન જાણે રે, તૂટેલા તો ક્યાંથી તરે? ચતુર૦ ૨
જવાનીમાં જે રળ્યો તે ફળ્યો, આવે ઘડપણમાં સહુ કામ;
એ અવસર જેણે ન સાંચ્યું, તેનું નવ જાણે કોઇ નામ,
મેં તો ચિંતામણિ રે, સાંચી રાખ્યો છે સારે. ચતુર૦ ૩
એ યૌવનરૂપી મણિ મારો મોંઘો, જ્યારે જોઇએ ત્યારે આવે કામ;
હાય ભૂંડા! તું ભવિષ્ય ન જાણે, જાય દુર્ભાગી લાગે ગામ,
તો મણિ ક્યાં રહે તારો રે, ભંડાર ખાલી તું તો ભરે! ચતુર૦ ૪
કંઇ પડી જશે તે નવ જાણું, મહાઅંધારાની માંય;
ફોકટ ફાંફાં મારતો રહીશ તું, કરીશ હાય હાય તો ત્યાંય,
ચીર ચિંતામણિ રે, જાશે તારૂં કંઇ ના સરે!! ચતુર૦ ૫

---

૨ પ્રમાણ છં૦—જે જોઇએ તે જુવાનીમાં કમાઇ લેવું; જે જુવાનીના તૂટેલા છે—જુવાનીમાં દ્રવ્ય કમાયા નથી તે ક્યાંથી તરે? એ વાતનાં ઘણાં પ્રમાણ છે જેમકે,

"शैशवेऽभ्यस्तविद्यः स्याद्यौवने धनसंग्रही ।
वार्द्धके निवृत्तिं प्राप्य गृह एव हरिं भजेत्"

"બાલ્યાવસ્થામાં વિદ્યાભ્યાસ કરવો, જુવાનીમાં ધનનો સંગ્રહ કરવો; વૃદ્ધાવસ્થામાં નિવૃત્તિ પામીને ઘેર બેઠાંજ હરિને ભજવા." ઇત્યાદિ મનુ વગેરે ઘણા મહર્ષિનાં વચનોનાં પ્રમાણ છે, તે જાણ (જ્ઞાની) જન જાણે છે. ૩ ચિંતામણિ—જુવાની રૂપી. સારે—સારા કામમાટે.

૪ ભવિષ્ય કહેછે: જાય ઇ૦—દુર્ભાગી પુરૂષ જે ગામ જાય તે ગામમાં આગ લાગે. ૫ કંઇ પડી જશે—અર્થાત્ જુવાની રૂપી જશે

## કાફી ૨૭ મી.

ઊડી જશે પંખી રે, દેહ રૂપી વૃક્ષથકી;
ભોગ ભલા માણ્યા રે, તોય તે તો નહિ રહે ટકી. ટેક. ૧
વૃક્ષ સૂકાવાનું એમ એ જાણે, કે કરશે નાસાનાશ અપાર;
આ સ્થળ ને પેલું સ્થળ જોશે, બીજું શરીર વૃક્ષ નિરધાર,
યૌવન રૂપી પક્ષી રે, ફરે જેમ પવનચકી. ઉડી૦ ૨
ઠરવાનું ઠામ નહિ મળે તો, આવી બેસે અને વળી જાય;
પણ તારે તો તેની આશા નવ કરવી, એ તો અન્ય સ્થાન ગોતવા ધાય,
મળ્યું કે ગયું ઉડી રે, છતમાં નવ જતો છકી. ઉડી૦ ૩
એવું અસ્થિર છે ત્યારે તું, શીદને મૂઢ પળાય;
પણ માન્યામાં નહિ આવે તું ને મૂરખ, તું તો ખત્તા જ્યારે ઘણા ખાય,
ત્યારે કંઇક સમજીશ રે, બૂરી નથી વાત બકી! ઉડી૦ ૪
સમજાવણહારાને શોધે, સુખકરં દામાટ અકુળાય;
પક્ષી ઉડી ગયું પાછું ન આવે, જક તજજે તેની જરાય,
ધારણ ધીર ધરજે રે, ત્યારે તો તું રહીશ ટકી ઉડી૦ ૫

## કાફી ૨૮ મી.

ઉંચું પદ પામે રે, ત્યારે તો અતિ સુખ થાયે;
પણ આ ઉંચપદ એવું રે, જેમાં તો દુઃખ દેખાયે. ટેક. ૧
કેવી રીતે તે સહુ કહી દાખું, શ્રોતા સુણજો એક ચિત્ત;

---

૧ જુવાનીને પક્ષીનું રૂપ આપીને વર્ણે છેઃ ઊડી ઇ૦. પંખી—જુવાની રૂપી. ૩ ક્ષણભંગુરતા બનાવે છેઃ મળ્યું ઇ૦—એ જુવાની મળી કે પાછી તરતજ જતી રહેશે ૧ જુવાનીને ઉચ્ચ પદની સાથે સરખાવે છેઃ ઊંચું ઇ૦.

સાર ગ્રહો એવું મારે કેવું, નથી મેળવવું આથી વિત્ત,
ભીત નથી કોઇની રે, સમજે ગુણ તે ગાયે. ઉંચું૦ ૨
યૌવનની સ્થિતિ ઉંચી ચઢે ત્યારે, થાય ઘણો ઘણો સંતાપ;
મનોરથો તો ભારે મકલાયે, રહ્યો એ ઉભયમાં વશી તાપ,
તો તો ઊઠે સળગી રે, કૂડું તેનાથી થાયે. ઉંચું૦ ૩
મોટી પદવીએ પહોચતામાં તે, કરી દે માનવનો નાશ;
જે જે ઉપાય કરે તે જાયે, મોટી પદવી થયે પ્રકાશ,
આશ મૂકો એવાની રે, કંપી દીઠી કંઇ કાયે. ઉંચું૦ ૪
ખોળવો સદ્ગુરૂ એવાને, તે તો કદાપિ નવ થાય;
મળવો તો છે મોંઘામાં મોંઘો, ધીરો ભક્ત તો સાચું ગાય,
ઉંચા ચઢાવી પછડાયે રે, યૌવન એમ તો વાંચે. ઉંચું૦ ૫

## કાફી ૨૯ મી.

જવાનીના જોરમાં રે, સફળતા રહી સંતાઇ;
ઉઘાડી કરી કહું છું રે, સટ દઇ લેજે સાઇ. ટેક. ૧
જે જોર તોર જવાનીકેરૂં, તેથી ભજને તું ભગવાન;

---

૩ યૌવનની ઇ૦—જ્યારે જુવાનીની સ્થિતિ ઊંચી ચઢે—ભરજુવાની આવે, ત્યારે ઘણો ઘણો સંતાપ થાય છે. સંતાપ શીરીતે થાય છે તે કહે છે: મનોરથો ઇ૦—ભારે મનોરથ કરે છે અને મકલાય છે. પણ એ મનોરથમાં અને એ મકલાવામાં—ઉભયમાં તાપ વશી રહ્યો છે. જેમાં તાપ હોય છે તે સળગી ઊઠેછે, માટે એ બન્નેવાનાં આખરે સળગી ઊઠશે. અર્થાત્ મનોરથ ભાગી પડશે અને હર્ષને ઠામે શોક થશે. ૫ વાંચે—છેતરે.

૧ જવાનીના ઇ૦—જુવાન માણસ ધારે તો પોતાનો જન્મ સફળ કરી શકે છે, માટે તે અવસ્થામાંજ સફળતા છે; પણ તે જુવાનીના જોરમાં માલમ પડતી નથી, તે સફળતા હું તને ઉઘાડી કરીને કહું છું—બતાવું છું માટે તું તેને જલદીથી ગ્રહણ કરજે.

તારાથી જેવું ભજન કરાશે, તેવું ઘરડાથી નહિ થાય માન,
બાળક શું કરશે રે, લેજે કરી તું કમાઇ. જવાનીના૦ ૨
જે લક્ષ તારૂં લલનામાં લાગે, તે લગાડજે સદ્‌ગુરૂ પાય;
યૌવન બૂડાડે છે તે તને તારે, વાંકા વસમા આવે તારી સાંય,
જોરથી રહીશ ઝૂઝી રે, કહું છું ભલું આ ભાઈ. જવાનીના૦ ૩
આસન લગાવીને જો તું અડીશ તો, ધાર્યું મારીશ નિશાન;
રાજી કરી દઇશ સદ્‌ગુરૂ નિશ્ચે, તારૂં વધશે મોટાઇ ને માન,
જુવાની તો ન જાયે રે, ન મરીશ ધૂળે ધાઇ. જવાનીના૦ ૪
ધીરે ધીરજ ધરી એમ કરિયું, સરિયું તેણે સહુ કાજ;
અખંડ પદને વરિયું વા'લે, દેખાડ્યું ગુરૂએ નિવૃત્તિરાજ,
રહ્યું યૌવનપણું રોજનું રે, જાણ્યું ધીરે સત્ય ગાઇ. જવાનીના૦ ૫

## કાફી ૩૦ મી.

યૌવનતા કેવી અવળી રે, તે તો કહી મેં દાખી;
ખોટું કાંઇ નથી ભાખ્યું રે, શ્યામ તેના છે સાખી. ટેક. ૧
કોઇને કૂડું કહ્યું નથી મેં તો, રૂડે રૂડી જણાવી રીત;
તે છતાં વસમું લાગે વેરીને, તે ન જોડશો મુજથી મીત,
જવાની તે જવાની રે, વાણી સત્ય તો ભાખી. યૌવનતા૦ ૨
સારી સમજ એવામાં મરે તો, તારે ઇકોતેર પરિયાં જાણ;

---

૨ તે સફળતા બતાવે છે; જે ઇ૦—જુવાનીમાં બીજાં કામની પેઠે ભક્તિ પણ સારી કરાશે, એ ભાવાર્થ.

૩ લલના—સ્ત્રી. ૪ ધાર્યું ઇ૦—અર્થાત્ ધારેલું કાર્ય સિદ્ધ કરીશ. ન મરીશ ઇ૦— માટે તું ધૂળ જેવા વિષયોમાં ધાઇ મરીશ નહિ.

૨ જવાની (યુવાવસ્થા) શબ્દની નિરૂક્તિ કરે છે: જવાની ઇ૦— એનું નામ જવાની છે માટે તે પોતાના નામ પ્રમાણે જવાની—રહેવાની નથી.

નઠારી સમજ નરકે નાખે, નથી ખોટી મારી રજ વાણ,
કહું સત્ય સમજાવી રે, પ્રતીત નથી આ પાખી. યૌવનતા૦ ૩
સર્વની જવાની જાંહે જવાની, રહેવાની ગુરૂની ભક્તિ શુદ્ધ;
જે જોઇએ તે ગ્રહે તારે અંતર, બડી બડી કરેછે તું બુદ્ધ,
જે લાગે તને સારૂં રે, ગ્રહે દીધું છે દાખી. યૌવનતા૦ ૪
ધીરે તો ધ્યાનમાં આવ્યું તે લીધું, શિરે સાંઇનો મૂકાવ્યો હાથ;
અંધારૂં ટળીને થયું અજવાળું, નાશ થયો બૂરાઇનો સાથ,
યૌવનતા હું કમાયો રે, ગુરૂની ચતુરાઇ ચાખી. યૌવનતા૦ ૫

---

## કાયાસ્વરૂપ.

### કાફી ૧લી.

આજ હવે હું તો રે, દેહકેરૂં વર્ણન કરૂં;
જે છે જડ રૂપે રે, છતાં કેવો ચિત્તમાં ધરૂં. ટેક. ૧
આત્માધ્યાસ સ્વરૂપી છે એ તો, મહાઅજાયબીનું પાત્ર;
આત્મા જેવો લાગે છે એ તો, એના આગળ બીજો કોણ માત્ર,
વિચારી જુઓ વાતે રે, અવળું કહેતાં તેને ડરૂં. આજ૦ ૨

---

૩ એવામાં—એ જવાનીના અરસામાં. પરિયાં—પર ( ઉપર ) થઇ ગયેલા—પૂર્વજો. પ્રતીત ઇ૦—આ વાત વિના બીજી વાતથી પ્રતીત(ખાતરજમાં ) થશે નહિ.

૪ ગ્રહે ઇ૦—તને મેં દાખી—દેખાડી દીધું છે માટે જે ગમે તે તું ગ્રહણ કર.

૨ આત્માધ્યાસ ઇ૦—સત્ય વસ્તુને વિષે મિથ્યા વસ્તુનો ભ્રમ થવો તેને અધ્યાસ કહે છે. જેમ દોરડી સત્ય છે તેને વિષે મિથ્યા સર્પનો ભ્રમ

મુક્તિનું કારણરૂપ મનાયે, એ તે કંઇ ઓછી વાત;
એનાવડે તો હાલીએ ચાલીએ, થાય એના વિના અંધારી રાત,
એના જેવો એ તો રે, બીજો નવ ઉચરૂં. આ૦ ૩
એનાથકી જે થાયછે જાણો, તે કોનાથકી નવ થાય;
એવો સ્નેહ બંધાઇ રહેછે, પણ તેમાં ખરૂં શું કહેવાય,
તે તો કહું સર્વે રે, વિઠ્ઠલ સ્વામી વાલે વરૂં. આ૦ ૪
જાતની જાતે નિંદા કરવી, તેને વખાણે નહિ લોક;
લોકને અશોક સર્વે જેને સરખા, નંદ્યા વંદ્યા તેને ફોક,
ખરે ખરૂં કહેવું રે, ધીર ધ્યાન દેનું ધરૂં. આ૦ ૫

## કાફી ર જી.

અતિ અતિ પ્રીતિ રે, બંધાય દેહ ઉપર તને;
સારી સારી વાતો રે, આવે ન બીજાની તો મને. ટેક. ૧

---

થવો તે દોરડીમાં સર્પનો અધ્યાસ કહેવાય છે. એજ રીતે દેહને વિષે આત્માનો અધ્યાસ થયો છે, એટલે દેહ એ વસ્તુતઃ આત્મા નથી પણ તેનાં આત્મા જેવાં ચલનવલનાદિક તથા જ્ઞાન થવા વગેરે કાર્ય જોઇને તેને વિષે આત્માનો ભ્રમ થાય છે. અવળું ઇ૦—એને અવળું કહેતાં હું ડરૂંછું—હું દેહમાં આત્માનો અધ્યાસ નથી થયો, પણ દેહ એજ આત્મા છે, એમ કહેતાં ડરૂંછું ( ખોટું હોવાથી )

૩ મુક્તિનું કારણ રૂપ ઇ૦—( દેહવડે સાધન કરીને મુક્ત થવાય છે માટે ).

૫ જાતની ઇ૦—દેહે કરીને દેહની નિંદા કરવી એ ઠીક નથી. એમ લોકો કહે છે; પણ જેને લોક અને અશોક, સર્વે સરખા છે તેને મન નંદવું ( નિંદવું ) અને વંદવું એ સર્વે ફોક ( મિથ્યા ) છે. અર્થાત્ હું સમાનદર્શી છું માટે હું તો ખરેખરૂં કહેવામા નિંદા સમજતો નથી.

હઠાત્કાર જેવો સ્વધર્મે, તેવો બાંધી બેસતો દેહ;
મારો મારો કહી મિથ્યા ફૂલાયે, આખર જેહ થવાનો ખેહ,
મારાપણું મિથ્યા રે, રખડી મરે કંઇક વને. અતિ૦ ૨
મારા મારાપણું કરીને કૂટે, તોય તારાપણું ન થાય લગાર;
વણશી જાતાં વાર લાગે નહિ, શું મારાપણું રહ્યું તે વાર,
જો હોત તારો રે, તો તો રહેત તારી કને. અતિ૦ ૩
તારા પર એને સ્નેહ નથી રજ, સ્નેહનો શેરડો તારે ઉર;
તારા કહ્યા ગયા કેટલા જોને, એ તો પૂર ચઢ્યું ભરપૂર,
ન સ્નેહ વધારીશ રે, ઝાળ લાગી જશે જને. અતિ૦ ૪
ધીર ધીરજ ધરીને જોજે, સદ્‌ગુરૂને પૂછી સાચ;
નરકના કારણરૂપ થઇ નડતો, દેહ એ તો સાચમાચ,
ધીરજ ધરી જોને રે, દશા સારી સારી દને. અતિ૦ ૫

## કાફી ૩ જી.

આહા! દેહ કેવો રે, મોટો અજાયબીવાળો;

---

૨ હઠાત્કાર ઇ૦—જેવો સ્વધર્મમાં (પોતાના સ્વાભાવિક ધર્મમાં) પ્રાણીમાત્રને હઠાત્કાર (આગ્રહ) હોય છે તેવો દુરાગ્રહ દેહ ઉપર તું બાંધી બેસે છે—મારો દેહ એમ તને દૃઢપણે મનાઇ જાય છે.

૪ શેરડો—રસ્તો. તારા કહ્યા ઇ૦—તેં જેને તારા (પોતાના) કહેલા એવા કેટલા કેટલા મનુષ્ય જતા રહ્યા તે જોને—વિચારની!

૫ દશા ઇ૦—તું દને (દિવસે) દશા સારી સારીને (દશમું સરાવી સરાવીને) પછી ધીરજ ધરીને જો કે જેને તું તારા માનતો હતો તે ક્યાં ગયા! અથવા દિવસે દિવસે તારી સારી સારી દશા (સ્થિતિ અથવા ગ્રહ-દશા) જો—સારી દશા ઉપર વિચાર કર્યા કર, પણ તે દેહને એક વાર કાળ ખાઇ જશે ત્યારે તે તારો રહેવાનો નથી!

પહેલાં તો છેક છોટો રે, કોક ગોરો કોક કાળો. ટેક.

નામમાં જાતિઓ બેજ ગણાયે, કોક કહે કેવો દેહ;
ઘણાક જન કેવી દેહ કહેછે, કેવું અજાયબ એહ,
કહેવાનું છે હજું બાકી રે, કો પાંગળો ને કો પાળો. આહા૦

જડ જડ જ્ઞાની જન કહેછે, દેહને વારંવાર;
જડ જેવો નથી એમ કહેછે, નથી ચેતન એ નિરધાર,
ત્યારે તો કહો કેવો રે, ગોટા શેના વાળો? આહા૦

નક્કી નથી કાંઇ તો કરાતું, તેવો અજાયબીવાળો એહ;
તેને વિષે ગમે તેમ કહેવાયે, મહામોટામાં મોટો દેહ,
છે છોટામાં છોટો રે, સંશય સર્વે ટાળો. આહા૦ ૨

જો દેહને કૃતાર્થ કીધો તો, દેહ થયો સુવર્ણ સમાન;
જેવો ને તેવો રાખી રાઢય કીધી, તો કોઇને અપાય ન દાન,
ધીર ન આવે કામજ રે, ખોટું એનાથી ખાળો. આહા૦ ૫

---

૨ નામમાં ઇ૦—દેહ એ શબ્દમાં બે જાતિઓ ગણાય છે. કોઈક દેહને કેવો ( નરજાતિ ) કહે છે અને ઘણાક જન દેહને કેવી ( નારીજાતિ ) કહે છે.

૩ જડ ઇ૦—જ્ઞાની જન દેહને જડ કહે છે. વળી બીજા કેટલાક કહે છે કે એ જડ જેવો નથી; કેમકે જડમાં વૃદ્ધિ અને ચલનવલનાદિક જણાતું નથી પણ દેહમાં તે દેખાય છે. તેમ દેહ ચેતન પણ નથી; કેમકે સુષુપ્તિમાં પડેલો દેહ કાંઈ જાણી શકતો નથી. ત્યારે હવે દેહ કેવો?—જડ કે ચેતન?

૪ મોટામાં મોટો—અમૂલ્ય. છોટામાં છોટો—તુચ્છ. ૫ ખોટું ઇ૦—એ દેહવડે જે ખોટું હશે તે ખાળી શકાશે ( ઈશ્વરભક્તિ એનાવડે થાય છે માટે ).

## કાફી ૪ થી.

ભૂલવણીમાં નાખે રે, અવિચારી જનને;
આ જ્ઞાની ને આ અજ્ઞાની રે, ન સમજાણુ જે જનને. ટેક. ૧
આ વિવેકી ને આ વગર વિવેકી, એવું જે નવ જાણે કાંઇ;
તેને તો એ કેવો ભ્રમાવે, મોટો માલ છે એની માંઇ,
ભારેમાં અતિ ભારે રે, હળવો ગણે ધનને. ભૂલવણી૦ ૨
મલિન ચિત્તવાળો પહેલો કરે જન, એટલે તેણે કીમત નવ થાય;
પાત્ર અવિવેકીનુ થાય તે પૂરો, દેહ દેખીને રીઝી જાય,
ભ્રમે પછી ભટકે રે, જાણે ન સારા દનને. ભૂલવણી૦ ૩
દેહ એ તો છે અવિનાશી, આત્મા મારો નિરવાણ;
વાદવિવાદ કરે એ માટે, એવો થઇ જાયે અજાણ,
વાંક નથી એનો રે, નથી ઓળખ્યું તનને. ભૂલવણી૦ ૪
આત્મા દેહનો ભેદ ન જાણે, તેને માનવ કહેવો ફોક;
મૂર્ખમાં મૂર્ખ ને અધમ એ તો, જન્મ ધર્યો હસાવવા લોક,
ધીર દેહે ભૂલાવ્યો રે, વશ કર્યું નવ મનને. ભૂલવણી૦ ૫

## કાફી ૫ મી.

અપલક્ષણ દેહનાં રે, દુનિઆને દેખાડું;
સમજે તો સમજાવું રે, વળી સારી સમજ પાડું. ટેક. ૧
આ દેહ વિષે તું વિચારી જોજે, ઘડીમાં પામે મહાઆનંદ;

---

૨ ધનને—મેધને કે ધન પદાર્થને. ૩ મલિન ઈ૦—દેહ જનને પ્રથમ મલિન ચિત્તવાળો કરે છે, તેથી તેનાથી કીમત થઇ શકતી નથી.

૪ દેહ ઇ૦—દેહ તો અવિનાશી છે અને આ આત્મા તો મારો એટલે દેહનો છે, કેમકે હું દેહછું. એવી રીતે દેહને માટે વાદવિવાદ કરે છે.

બીજી પળે મહાખેદને પામે, જોજો ફંદીના એ ફંદ,
અસ્થિર છે કેવો રે, પ્રતીતથી પેખાડું. અપલક્ષણ૦ ૨
એના જેવું કોઇ પાત્ર નથી જન, ખેદ કરવાનું જાણ;
અવળું સહુ થાયે એનામાં, સવળું થાયે તો જાણે હાણ,
સવળું નથી સમજ્યો રે, લક્ષણ એનાં લેખાડું. અપલક્ષણ૦ ૩
એવું રૂપ ધરે જ્યારે એ તો, ત્યારે એ નીચકેરો મહાનીચ;
સર્વેજને તો માનવો સાચે, શે દીવો થયો એને બીચ,
નકામો નકામો રે, કહેતાં ન આવે આડું. અપલક્ષણ૦ ૪
સદ્‌ગુણની જેને સમજ નહિ, અસદ્‌ગુણ ઉપર અતિ પ્રીત;
એવા દેહની ખેહજ થાઓ, જેની રૂડી નથી કાંઇ રીત,
આવે નવ કામે રે, ધીર તૃષ્ણાને તાડું. અપલક્ષણ૦ ૫

## કાફી ૬ ઠ્ઠી.

સમુદ્રનો પાર પામવા રે, વહાણની સાંય લેવાયે;
એનાવિના ન જવાયે રે, સિદ્ધે સાધન નવ થવાયે. ટેક૦ ૧

---

૩ સવળું ઇ૦—જો કાંઇ સવળું થાય તો તે હાણ થઇ એમ જાણે છે, અર્થાત્ જો ખાવાપીવા વગેરે વિષય ભોગથી એને નિયમિત કરવામાં આવે તો તે પોતાની હાનિ કરી એમ સમજે છે!

૪ એવું—ગુણને વિષે દોષારોપ કરનારનું અથવા અનિયમિતપણે વર્તનારનું. શે ઇ૦—એ દેહની વચ્ચે જીવ રૂપી દીવો શું કરવા પ્રગટ્યો? અર્થાત્ એ મનુષ્ય રૂપે જન્મવોજ નહોતો જોઇતો!

૫ ધીર ઇ૦—ધીરો કહેછે કે એવા દેહ સંબંધી જે કાંઇ તૃષ્ણા થઇ-આવે તેને હું તાડું—હણું—નાશ કરું છું.

૧ સમુદ્રનો ઇ૦—જેમ સમુદ્રનો પાર પામવાને વાહાણની સાહાય લેવામાં આવે છે તેમ આયુષ્ય ( જેટલા વર્ષનું આયુષ્ય ભોગવવાનું નિર્માણ

એવી રીતે વિચારીને જોજો, આયુષ્યનો પામવા પાર;
વારંવાર તો દેહ ધરાયે, કંઇ વેરો આંતરો નહિ લગાર,
સાચે સરખાવો રે, પ્રતીત પૂરી થાયે. સમુદ્રનો૦ ૨
તેવા શરીરને મારૂં તો કહેવું, આ હું છું હું છું કરી પોકાર;
એનાથકી ભૂલ મોટી છે કોઇ, જણાવું કેવો મિથ્યા છે હોકાર,
જાળવીને જોજે રે, ધીરો સાચું ગાયે. સમુદ્રનો૦ ૩
દૃષ્ટાંતનો સિદ્ધાંત સમજી જા, પછે સરખાવ્ય સર્વ પેર;
આ હું છું ફેરી ભાવના વળતી, કરજે બેઠો ઘેર,
મૂરખ મનાઇશ રે, વિશ્વમાં વગોવાયે. સમુદ્રનો૦ ૪
જો માનીશ મારૂં તો કારજ થાશે, નવ બાંધી બેશીશ સ્નેહ;
એ કોઈનો નથી થયો ને થવાનો, જડ અસ્થિર સરખો દેહ,
જેવો એ જણાયે રે, ધીર ગાન્યે વ'વાયે. સમુદ્રનો૦ ૫

## કાફી ૭ મી.

વેરાન વન માનો રે, દેહરૂપ તમે સહુ;
વર્ણવીને દાખું રે, સાચે સાચું હું તો કહું. ટેક. ૧
મોટી મોટી ખો એ જંગલમાં, તેથી થઈ ગયું વેરાન;
કયી ખો તે હું ગણી બતાવું, તું રાખજે સાંધી સાન,

---

થયેલું છે તેટલું બધું, અથવા પ્રારબ્ધ વગેરે કર્મરૂપી આયુષ્ય ) સમુદ્રનો પાર પામવાને દેહ રૂપી સાધનની સાહાય લેવામાં આવે છે. માટે દેહ એ સાધન છે અને દેહ સાધનથી આયુષ્ય ભોગ રૂપી સિદ્ધિ પ્રાપ્ત કરનારો જીવ તે સિદ્ધ છે. એ જીવ રૂપી સિદ્ધ તે કદાપિ સાધન ( દેહ ) થઇ શકે નહિ.
૪ દૃષ્ટાંતનો સિદ્ધાંત—( પાછળ કહ્યો તેવો ).

૧ દેહને વેરાન વનની ઉપમા આપીને વર્ણવેછે: વેરાન ટે૦—તમે સહુ દેહ રૂપી વેરાન ( ઉજડ ) વન માનો.

ખરેખરૂં ભાખીશ રે, જ્ઞાનદૃષ્ટિવડે લહું. વેરાન૦ ૨
દેહરૂપી વેરાન વનમાં, વિઘ્નો રૂપી છે ખો અનંત;
જાણનહારા સર્વે જાણે છે, તેણે ચેતી ચાલે મહંત,
એવા વેરાનમાં રે, વેગવડે હવે વહું. વેરાન૦ ૩
આગળ જાતાં વૃક્ષ દેખાયે, વેરાન ટળી થાયે વન;
કંઈક મોટાં કંઈક છોટાં જણાયે, રોમ રૂપીઆં માનો જન,
વિચારીને જોજો રે, એવું તો છે બહુ બહુ. વેરાન૦ ૪
શંકા વગરના થઇ એવામાં, કયી રીતે વસાય;
સદ્‌ગુરૂકેરો સહાય મળે તો, નવપલ્લવ એ રાજ્ય થયિં,
ધીરે ધાર્યું ધ્યાનમાં રે, સમજી તમે જાઓ સહુ. વેરાન૦ ૫

## કાફી ૮ મી.

કિલ્લો મેં તો કારમો રે, દેહ રૂપીઓ જાણ્યો;
અંધારણ બહુ પેરનું રે, અંતર તેથી આણ્યો. ટેક. ૧

---

૨ ખો—( વિઘ્ન રૂપી ). અર્થાત્ નાના પ્રકારનાં અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ, વિઘ્નોવડે એ દેહ પાયમાલ થયેલો છે.

૩ વેગવડે વહું—અર્થાત્ તેનું વર્ણન કરવાને આગળ વધું છું. ૪ વૃક્ષ—( રોમ રૂપી ). બહુ બહુ—અસ્થિ રૂપી પર્વત, નાડીઓ રૂપી નદીઓ, કાન વગેરેનાં છિદ્રો આદિક ઊંડા ખાડા, જઠરાગ્નિ રૂપી દાવાનળ, વગેરે ઘણાં વાનાં ).

૫ શંકા વગરના—નિર્ભય થઇને નવપલ્લવ—નવીન ( કુમળાં ) પાંદડાં વાળું, અર્થાત્ ફળદ્રૂપ.

૧ દેહને કિલ્લાનું રૂપ આપીને ધીરો સમજાવે છે કે જેમ કિલ્લો અને કિલ્લાનો વસનાર જૂદા છે તેમ દેહ અને દેહનો દ્રષ્ટા આત્મા એ બે

માંસકેરો ઘણો ગારો કરીને, બાંધિયો અતિ મજબૂત;
નસાકેરી તો ઇંટયો કરી છે, ઠીક જોડી દીધાં છે જૂથ,
રચના કરી રાખી રે, કહે મૂર્ખ મેં માણ્યો. કિલ્લો૦ ૨
કોઠને ઠામે વાપરિયાં અસ્થિ, તેના બુરજ કીધા બાર;
છિદ્રો ઘણાં ઘણાં તો રા'યાં, પણ અવાય ન કદી બા'ર,
ગતિ જો જો કેવી રે, પ્રતીતવડે પરમાણ્યો. કિલ્લો૦ ૩
એવા કિલ્લામાં બાંધી રૂંધી રાખ્યો, મને તને કે સર્વને જાણ;
નીકળવાની આશા ગઇ છૂટી, કોઇ શબ્દ સુણે ન પ્રમાણ,
સદ્ગુરૂ મળે કોઇ રે, તેણે તો ત્યાંથી તાણ્યો. કિલ્લો૦ ૪
જો સદ્ગુરૂ ન મળી આવે તો, કિલ્લો કેમ કરી તોડાય;
અંદરનો અમુઝાઇ મરે છે, જેને સમજણ કાંઇક થાય,
ધીર ધરે ધારણ રે, નૌતમ કિલ્લો એ નાણ્યો. કિલ્લો૦ ૫

## કાફી ૯ મી.

આ દેહ રૂપી મંદિર રે, વારૂ વારૂ દેખાયે;
જેવું તેં જાણ્યું મનથી રે, લક્ષણ ન તેવું લેખાયે. ટેક. ૧
પાષાણકેરૂં પૂર બંધાયું, એવો તારે મને છે દહાવ;
પણ કાચી મૃતિકાનું એ નથી ભાઇ, મિથ્યા કરે હાવભાવ,

---

જૂદા છે; માટે દેહને વિષે હુંપણાનું અભિમાન ન કરતાં પોતાના દેહના સંબંધ વિનાનો માનીને દેહ સંબંધી અને દેહના સંબંધીઓ સંબંધી સુખ દુઃખથી પોતે હર્ષ ખેદ પામવો નહિઃ કિલ્લો ઈ૦.

૩ બાર બુરજ—બે હાથ, બે પગ, બે કાન, બે આંખની ભમરો, બે નસકોરાંની પાળિયો અને બે હોઠ, મળીને બાર. છિદ્રો—મુખાદિ.

૪ તાણ્યો—( જીવને ). અર્થાત્ તેને જ્ઞાન કરી મુમુક્ષુ કર્યો. ૫ નૌતમ—નવો કે અનુત્તમ. ૧ વારૂ વારૂ—સારૂં સારૂં.

સાચી હોય સમજણ રે, પૂરૂં ત્યારે પેખાએ. આ દેહ૦ ૨
તું પાષાણનું કે'છે ત્યારે હું, તારે મતે મળું પળ વાર;
લોહનું કે'ને દ્દઢ ગણાશે, નહિ તૂટે ફાટે નિરધાર,
પણ એ સહુ નકામું રે, બોલ્યું તો ઉવેખાયે. આ દેહ૦ ૩
મારી વાત જો સાચી માને તો, તારૂં થઇ જાયે કામ;
કાચના કૂપા જેવી માન કાયા, મિથ્યા માની ન બેશીશ ધામ,
નામ માત્ર ન રે'શે રે, મારી નથી મેખાએ. આ દેહ૦ ૪
ઘણાંની ગઇ તે જોઇ તેં જાતે, તેમ જાશે તારી નિરવાણ;
મંદિર કે મઠ કે'ની ગમે તે, નથી થવાનું એક પ્રમાણ,
મંદિર મઠ પડતા રે, ધીર પૂરા પેખાયે. આ દેહ૦ ૫

## કાફી ૧૦ મી.

જેવી દેહ તારી રે, તેવી તો બીજા સર્વેતણી;

---

૨ પાષાણકેરું ઇ૦—અર્થાત્ તું જાણેછે કે તે દ્દઢ છે, પણ વસ્તુતઃ તે કેવળ અદ્દઢ છે. હાવભાવ—પ્રીતિના ચાળા.

૩ ઉવેખાયે—એ બોલ્યાની અવગણના થાય. કેમકે એવું દ્દઢ કહ્યા પછી જ્યારે તે ભાગી જાય ત્યારે તારૂં અને મારૂં કહેવું મિથ્યા થાય.

૪ કાચના કૂપા જેવી—જેમ કાચનો કૂપો કઠણ હોય છે તથાપિ ટકોરો લાગતાં ભાગી જાય છે તેમ દેહ પણ મજબૂત જણાતો છતાં તેમાં વિકૃતિ થઇ તેને નાશ પામતાં વાર લાગતી નથી. નામ ઇ૦—તેનું નામ સરખું પણ પાછળ રહેવાનું નથી. કારણ કે તેના ઉપર કાંઇ મેખા ( મેખ ) મારી નથી કે જેથી તે ચોટી રહે!

૫ ગઇ—( દેહ ). મંદિર ઇ૦—એ દેહને તું ગમે તો મંદિર કહે. કે ગમે તો મઠ કહે; એમાંનું એકકે પ્રમાણ થવાનું નથી, કેમકે ધીરો કહેછે કે મંદિર અને મઠ પૂરેપૂરા પડીજાય છે, એમ જોવામાં આવે છે.

જે જે થાય તુજને રે, બીજાનું તેવું લેને ગણી. ટેક. ૧

જેનાવડે તારી દેહ બંધાઇ, તેનાવડે સર્વની જાણ;
કાંઇ તારામાં વધારે નથી, બીજામાં ઓછું નથી નિરવાણ,
મારી તારી કે'છે રે, ઘાંચ એ તો મોટી ઘણી. જેવી૦ ૨

તારી અને નારીની દેહ જોજે, એક માટીની છે ઘડેલ;
મહિલા પર જે મોહ થાયે તે, જાણ્યની માયાના ફેલ,
એક ઇંદ્રિયનો ફેરજ રે, બાકી કરચને સરખામણી. જેવી૦ ૩

અવયવ ભિન્ન જણાશે કોઇ કોઇ, તેમાં મુખ્યતાનો નહિ ફેર;
અનુભવે એવું અને દેખેછે, ત્યારે વા'લાંમાં શે કરે વેર?
સમજ સમજાવું રે, સર્વે છે હીરાકણી. જેવી૦ ૪

દેખાઇ આવે એવું દુનિઆમાં સર્વે, તોય સમજાવ્યું તુંને સાર
હું અને મારાપણું જો છૂટે, તો પામી ગયો તું પાર,
ધીરાને નથી કાંઇ રે, ગાજેછે જેને માથે ધણી. જેવી૦ ૫

## કાફી ૧૧ મી.

દેહ રૂપી મંદિર રે, સોંઘામાં મોંઘું માને;
છે કુશકાથી સોંઘું રે, તેને તો કો ન પિછાને. ટેક. ૧

---

૨ મારી તારી ઇ૦—એકજ જાતની બે દેહમાં મારી અને તારી એવું તું કહે છે એજ મોટી ઘાંચ છે. ૩ મહિલા—સ્ત્રી.

૪ મુખ્યતાનો—શરીરની મુખ્ય રચનાનો. અનુભવે ઇ૦—એ પ્રમાણે સરખાપણું તું અનુભવે છે ( અમુક પદાર્થથી કે બનાવથી એક માણસને જેવું સુખ દુઃખ સ્વાભાવિક રીતે ઉપજે છે તેવુંજ સુખ દુઃખ બીજાને પણ ઉપજે છે, એમ તું જાણે છે ) અને દેખે છે ( દેહની રચના વગેરેમાં ) ત્યારે તેવાજ પોતાનાં વાહાલાંનાં દેહ સાથે વેર શું કરવા કરે છે? ૫ હું—અભિમાન. મારાપણું—મમતા.

જ્ઞાનેંદ્રિયો રૂપી પ્રગટ ગોખમાં, મતિ રૂપી ઘરધણિયાણી;
રાગમાં રોજ રમ્યા કરેછે, તેને નથી લેતું કોઇ જાણી,
પ્રાણી પચાવે રે, દાવમાં દે દાને. દેહ૦ ૨
એ દેહ રૂપી મંદિરમાં જાણો, એક ભૂંડણ જેવી નાર;
જેનો પરિવાર તેના જેવો, કહું તેનો કઇક વિસ્તાર,
નામ નથી કહેવાં રે, છત રૂડી છે છાને. દેહ૦ ૩
ચતુર નારી થઇ ફરતી ચિંતા, જણતી દીકરીઓ અનેક;
જે દીઠી કોઇને નવ ગમતી, વીસરાવતી વારૂ વિવેક,
સાવધ રહે સાચા રે, નીકર વગોવાય વાને. દેહ૦ ૪
મોંધું મંદિર એવાને કહેવું, તે તો ઠીક નથી કંઇ ઠાઠ;
એ મંદિરમાં વપરાયલો જોજો, કઠણ અસ્થિનો કાઠ,
ધીર નથી મંદિર રે, ધારી જુઓને ધ્યાને. દેહ૦ ૫

## કાફી ૧૨ મી.

મારી મારી કહે છે રે, મૂરખ તારી ક્યાંહી હતી;

---

૨ જ્ઞાનેંદ્રિયો—કર્ણ, ચક્ષુ, ઘ્રાણ ( નાકનું ઇંદ્રિય ), જીહ્વા, ત્વચા, એ પાંચ. એ પાંચને પ્રેરણા કરનાર મતિ છે. માટે તેને ઘરધણિયાણી કહીછે. મતિ એક ઇંદ્રિયમાંથી બીજા ઇંદ્રિયમાં અને ત્યાંથી ત્રીજા ઇંદ્રિયમાં એમ સ્વેચ્છા પ્રમાણે જાયછે માટે ઇંદ્રિયોને ગોખની ઉપમા આપી છે તે યોગ્યજ છે. રાગમાં—પ્રીતિથી. પ્રાણી ઇ૦—એ બુદ્ધિ એમ કરીને પ્રાણીને પચાવે છે—રાંધી નાખે છે— નાશ કરે છે ( વિષયલાલસાથી હેરાન કરીને ), અને દાવમાં આવે તો દાનમાં આપી દેછે—સમૂળગો નાશ કરેછે.

૩ ભૂંડણ જેવી નાર—( ચિંતા રૂપી ). છત ઇ૦— એના પરિવારની છત છાને ( ગુપ્ત સ્થાનમાં ) રૂડી ( ઘણી ) છે. ઉદ્દિગ્નતા, ઉદાસી, ગ્લાનિ, આધિ, વ્યાધિ, વગેરે ચિંતાનાં સંતાન જાણવાં.

સંગ થયો બે જણનો રે, ત્યારે તો તારી કાયા છતી. ટેક. ૧
એવી રીતે ઉત્પન્ન થઇ છે, તારી કાચી કાયા જાણ;
તેને તો પાકામાં પાકી માને, મારી મારી કરી પ્રમાણ,
ભૂડી જઇશ બાપડા રે, નથી કાંઇ ગ્નાન ગતિ. મારી૦ ૨
કોકે તારી કાયા ઉપજાવી, કેવે પદાર્થે થઇ તેહ;
તેનો તો કાંઇ વિચાર કરચને, મલિનમાં મલિન તારી દેહ,
કશા નથી કામની રે, ચેતાવું ચેત મૂઢમતિ. મારી૦ ૩
તારી માયે તને પાળી ને પોષી, મોટો કર્યો કોણ કાજ;
પૂરો કર્યો હોત જો નવ પાળ્યો, ત્યારે થઇ ગયો હોત તું ત્યાજ,
જીવ્યો ત્યારે જોને રે, રામાશુ તો જોડી રતિ. મારી૦ ૪
રામાની કાયા નથી કાંઇ તારી, તારી પોતાની નથી હાથ;
બન્ને અગનિમાં બળવાની મૂરખ, એકે આવવાની નથી સાથ,
ધીરનું માન્ય સાચું રે, ભજ પૂર્ણ બ્રહ્મપતિ. મારી૦ ૫

---

૧ જે વસ્તુ પૂર્વકાળમાં નહોતી, અને જે હવે પછી રહેવાની નથી, પણ જે માત્ર મધ્યમ કાળમાં દેખાય છે તેને નાશવંત જાણવી. એવા સિદ્ધાંતને અનુસરીને ધીરો કહેછે કે, મારી મારી ઈ૦. બે જણનો—માતપિતાનો. છતી—પ્રકટ થઇ. ૩ કેવે પદાર્થે થઇ તેહ—અર્થાત્ તે અપવિત્ર અને મળરૂપ પદાર્થથી થયેલી છે. પુરાણમાં કહે છે કે,—

"यत् प्रातःसंस्कृतं भोज्यं सायं तच्च विनश्यति ।
तदन्नरससंपुष्टे काये कानाम नित्यता ?"

"જે ભોજ્ય સવારમાં તૈયાર કર્યું હોય તે સાંજે બગડી જાય છે; એવા ભોજ્ય પદાર્થના રસથી પુષ્ટ થયેલી કાયામાં વળી અવિનાશીપણું તે શું ?" અર્થાત્ કાયા વિકારવાળા પદાર્થોથી ઉત્પન્ન થયેલી છે માટે જલદી વિકૃતિ પામે એવી છે. ૪ પૂરો ઇ૦—જો તારી માતાએ તને પાળ્યો ન હોત અને પૂરો કર્યો હોત—મારી નાખ્યો હોત.

## કાફી ૧૩ મી.

ગર્વ તજ્ય ઘેલડા રે, મલિનપણું દીસે કેવું;
તારા દેહમાં શું ભરિયું રે, એ છે શું જોવા જેવું? ટેક. ૧
મુખમાં તો નર્યું થુંક ભર્યું છે, કફનો છે કોઠાર;
ખું ખું કરે ત્યારે ચીતરી ચઢતી, એવો તારા દેહતણો દિદાર,
ધિઃકાર કંઇ ધારચને રે, વિચારચ અવળું એવું. ગર્વ૦ ૨
નાકમાંહે મળ અતિશે ભરિયો, આંખે પિયાતણો નહિ પાર;
કર્ણના મેલને કોણ ગણે છે, માથું સૂડાવે તું વારવાર,
જંતુ મેલકેરાં રે, લેછે કરિયું દેવું. „ ૩
અંગોઅંગ તપાશ્યને તારાં, દેખીશ મેલતણો ભંડાર;
એવા ઉપર શું પ્રીતિ ધરેછે, મારૂં મારૂં કહેતાંને ડાર,
સમજણ ગ્રહે તું તો રે, મારે નથી કંઇ લેવું. „ ૪
પ્રીત અયોગ્ય પર થઇ તુજને, બંધાયો વિધ વિધ બંધ;
કોઇનું કહ્યું માને નવ મૂરખ, છતી આંખે થયોછું અંધ,
ચિંતા ધીરને એટલી રે, માટે વાત તો ચેવું. „ ૫

## કાફી ૧૪ મી.

હાડપિંજર જઇ જોને રે, સ્મશાન માંહે તું તો જઇ;
પ્રતીતિ પૂર્ણ થાશે રે, દશા તો કેવી દેહની થઇ. ટેક. ૧
હાડપિંજર કંઇક આખું જોજે, પછે કરજે મન વિચાર;
એવું હાડપિંજર તો છે મારૂં, ચર્મે મઢ્યું નિરધાર,

---

૧ એ ધ૦—એ શું જોવા જેવું છે? અર્થાત્ જોવા જેવું નથી. ૩ લેછે ઇ૦—તે તારી પાસેથી પૂર્વનું લેહેણું લેછે (તને કરડીને). ૪ કેહેતાંને—કેહેનારને. ૫ વાત ચેવું—વાતનો ઉપક્રમ કરૂં.

પાર પછે પામીશ રે, ભેટીશ ગુરૂને તો ધઇ હાડપિંજર૦ ૨
સ્મશાનજ્ઞાન જો થશે તુજને, જે ઘેર આવી વીસરી જવાય;
તો તો ગયાનાં અર્થ નથી કાંઇ, ભલે બેઠો બેઠો ખત્તા ખાય,
પણ નથી મોહની રે, જોજે હાથમાં તો લઇ. હાડપિંજર૦ ૩
રાખોડી થઇ પડ્યા ઢગ જે જે, તે તે થવાના સહુ સંસ્કાર;
એમ થવામાં પણ માને છે, જન તો પુણ્ય અપાર,
પાપી રડવડતા રે, રણે મરે રગડી રઇ. હાડપિંજર૦ ૪
તેવી દશા તો નવ જોવાય તુંથી, તારો દેહના થયા શા હાલ;
કોઇની દેહ અમર નથી ભૂંડા, શીદ ખોટા ધરેછે ખ્યાલ,
ધારણ ધરચ ધીરા રે, જવાની જે તે તો ગઇ. હાડપિંજર૦ ૫

## કાફી ૧૫ મી.

તરતીબે કરચ તાતો રે, પાળી પોષી દેહ તારો;

---

૩ સ્મશાનજ્ઞાન—સ્મશાનમાં શબ દહન કરવા ગયેલાને શબની અંતિમ સ્થિતિ જોઇને થયેલો વૈરાગ્ય. એ વૈરાગ્ય ઘેર આવ્યા પછી ભૂલી જવાય છે માટે સ્થિર નથી. કહેછે કે—

" गर्भे व्याधौ स्मशाने च पुराणे या मति भवेत् ।
सा यदि स्थिरतां याति को न मुच्येत बंधनात् ?"

અર્થ:—ગર્ભને વિષે, વ્યાધિ થાય ત્યારે, સ્મશાનમાં, અને પુરાણ શ્રવણ કરતી વખતે; જે બુદ્ધિ થાય છે તે બુદ્ધિ જો સ્થિર થાય તો બંધનથી કોણ મુક્ત થાય નહિ? મોહની ૪૦—હાડપિંજર એ કાંઇ મોહની( મોહ ઉપજાવે એવી વસ્તુ ) નથી. ૪ તે તે ૪૦—તે તે સહુ સંસ્કાર તને પણ થવાના-તારી પણ રાખોડી થઇજવાની. એમ થવામાં—અગ્નિસંસ્કાર થઇ દહન થવામાં. રણે ૪૦—રણમાં રહીને રગડાઇ મરેછે અથવા રઈની પેઠે રગડાઇ મરેછે.

૫ જવાની ૪૦—જે દેહ એક દિવસ જવાની છે તે તો ગઇ! અથવા જવાની તો ગઈ, હવે વૃદ્ધાવસ્થા આવી છે એટલે મૃત્યુ નજિક આવ્યું છે.

છાનું માનું ખવડાવ્યને રે, વિચાર લેને કંઇક મારો. ટેક. ૧
રંગ વિધ વિધ રમાડજે એને, જગત પર જે જે સુખ;
સુખ માગી વસ્તુ આણી આપજે, નવ દેખાડીશ રજ દુઃખ,
ગોરો ગબરૂ કરજે રે, જાણે ટળશે વારો! તરતીબે૦ ૨
જમડા કદી મદી ભૂલા પડયા હશે, તો જશે બચી એક વાર;
બીજી વાર તો વારો આવશે, નહિ મૂકે તે નિરધાર,
ત્યારે તારો દેહજ રે, કેવો થશે તે ધારો. તરતીબે૦ ૩
એક રંકનો દેહ હશે તે, નહિ પળાયો પોષાયો હોય;
તે તારી પાસે આવીને પડશે, એનાં સગાં તો સરખું રોય,
તને બાળવા માંડયો રે, ત્યારે તું લાગે અકારો. તરતીબે૦ ૪
જે પિંડ પોષાયા વગરનો, તેને સળગી જાતાં ન લાગે વાર;
તારે તો કાઠ ઘણાં એક જોઇએ, થશે દુઃખકર દેહ નિરધાર,
તારૂં ધાર્યું કાંઇજ રે, થશે નહિ વિચારો ! તરતીબે૦ ૫

## કાફી ૧૬ મી.

કાદવ માંહી કળિયો રે, માતંગ મહામસ્તાનો;
કારમી ચીસો પાડે રે, થાકે ત્યારે રહે છાનો. ટેક. ૧
તેવાને કાઢવાનેજ વિચારે, નિર્બળ હસ્તી કોક;
તેનાથી તેનું શું કારજ થાયે, ધાર્યું તો સર્વે ફોક,
છે વિચારની વાતજ રે, એક મન કરી માનો. કાદવ૦ ૨
તેમ કામ ક્રોધ રૂપી ઘાટા કાદવમાં, તારો દેહ ડૂબી ગયો જાણ;
તેને ઘણા નિર્બળ કયમ કાઢે, બૂમો પાડી થાકે વાણ,

---

૨ જાણે ઇ૦—જાણે મોતનો વારો ટળી જશે! ૪ અકારો—અપ્રિય. ૫ તારૂં ધાર્યું ઇ૦—તેં દેહને પુષ્ટ કરીને બહુ દિવસ જીવવાનો યત્ન કર્યો હશે, પણ તેમ થવાનું નથી. ૨ એક મન કરીને—એકાગ્ર થઇને.

પ્રાણ થાય પૂરા રે, પાવૈને ન ચઢે પાનો। કાદ૧૦ ૩
સાચો શૂરવીર કોઇ હોય તો, કરે કાઢવાનો ઉપાય;
તે તેના અંતરમાં આવે તો, નીકર કહે ગોદા છો ખાય,
શી પડી તેને રે, મળી આવે કોઇ દાનો. કાદ૧૦ ૪
મારા સદ્‌ગુરૂ જેવા જો દેખે તો, કીચડથી કાઢી કરે કામ;
દેહનું સર્વે દેખાડી દે તે, કહે છે કીમત એક બદામ,
ધીર જેવા સમજે રે, સમજી ન રહે છાનો. કાદ૧૦ ૫

## કાફી ૧૭ મી.

દેહને કાજે રે, તેં તો જોને શું શું કર્યું ?
ઘણું ઘણું ધન જોડયું રે, તેણે શું તન તારૂં તર્યું। ટેક. ૧
મહામોટું તેં રાજ્ય મેળવ્યું, મંદિર મેળવ્યાં અનેક;
નૌતમ નારી એને કાજે તેં, મેળવી તીખે ટેક,
કર્યા પુત્ર ઉત્પન્ન રે, ધ્યાન એને કાજે ધર્યું. દેહને૦ ૨
એને કાજે તેં તો ચાકર રાખ્યા, વળી નોકરનો નહિ પાર;
મિત્ર કુટુંબીને બહુ પોષ્યા, મારો દેહ કહ્યો વારંવાર,
તેલ તો લગાવ્યાં રે, વપુ એણી વિધે વર્યું. દેહને૦ ૩
રસોઇઆ રાખી રસોઇ કરાવી, દેહને દીધું નહિ દુઃખ;
તે દેહ તો તારો નવ થાતો, એવું મહંત કહેતા મુખ,

---

૩ નિર્બળ—સ્થિર નહિ થયેલા સદ્દગુણ. અથવા સામાન્ય હરિભક્તો. પાવૈને ઇ૦—કામ ક્રોધાદિક કાદવમાં કળેલાને. ૫ સર્વે—દેહના અપવિત્ર પદાર્થો, તેની ક્ષણભંગુરતા, વગેરે.

૨ એને કાજે—દેહને કાજે. ૩ મારો ઇ૦—મારો દેહ, એમ તેં વારંવાર કહ્યું। વપુ ઇ૦—એણી વિધે (એ રીતે) તું વપુ(શરીર)ને વર્યો—તેં (શરીર પસંદ કર્યું).

વિચારી જો વાતડી રે, કૂડું કે ભૂંડું તેં તો કર્યું. દેહને૦ ૪
જે મેળવ્યું તેં એને કાજે, તેનો એણે કર્યો સારો નાશ;
પૂર્ણ પ્રતીતિ થઇ હશે તારી, પણ તેં કરી નથી પ્રકાશ,
ધીરો તો કહે સાચું રે, મારૂં તો એણે સર્વે હર્યું ! । દેહને૦ ૫

## કાફી ૧૮ મી.

દેહ વિષે સહુને રે, પ્રશ્ન પૂછું હું પ્યારો;
ઉત્તર તેનો આપો રે, જેવો સમજો સારો. ટેક. ૧
દેહ બાપડાની બાહેર ભરિયું, રૂધિર ચારે પાસ;
અંતર માંહે છે એનું એ, કંઇક માંસ વસાનો વાસ,
અનેક છે એવાં રે, છૂટે બંધાયે ભારો. દેહ૦ ૨
હવે એનો હું ધર્મજ ભાખું, તેનો કરજો તમે વિચાર;
મરણ ધર્મ તો માન્યો છે એણે, ખરેખરો સ્વીકાર્યો સાર,
ગીતાનું વેણ માન્યું રે, સ્વધર્મ માન્યો પ્યારો ! દેહ૦ ૩

---

૫ સારો નાશ—(ફરીને કોઇ વખત દેખવામાં ન આવે એવી રીતે). પ્રતીતિ — ખાતરી. એણે—એ દેહે (કેમકે દેહના સંબંધને લીધેજ માયાનો મોહ વળગે છે). કે એ પ્રતીતિએ અથવા ધીરો સાચું કહે છે કે એ દેહે મારૂં તો સર્વે (સઘળું દુઃખ, રાગ, દ્વેષ, મોહ વગેરે, હર્યું ! (એ દેહવડે હરિસેવન રૂપ સાધન બની આવવાથી).

૨ વસા—એ નામનો શરીરમાંનો ધાતુ. અનેક—મેદ, મજ્જા, અસ્થિ, વીર્ય, રસ, પિત્ત, કફ, મળ, મૂત્ર વગેરે ઘણાંક. છૂટે ઇ૦—એમાંનાં કંઇક છૂટે (મળ રૂપે આહાર નીકળી જાય છે) અને વળી ભારો બંધાય છે (અન્નરસમાંથી નવાં નવાંનો સંચય થાય છે).

૩ ધર્મ—સ્વાભાવિક ધર્મ. મરણ ધર્મ ઇ૦-મરણ એ દેહનો સ્વભાવિક ધર્મ છે. ગરૂડપુરાણમાં કહે છે કેઃ—

છોડાવનારથકી નવ છૂટે, એવો માન્યો એણે એજ;
છૂટેલો તો અમે કંઈ નથી દીઠો, ફેલટો ઓળવેછે અહેજ!
ત્યારે કહો તમે રે, સારૂં એમાં શું થાશે? દેહ૦ ૪
કાંઈ નથી એમ કહેવું પડશે, સારૂં તો દેહની માંહ્ય;
ત્યારે મોહ થશે શે મિથ્યા? બૂડતાની સાહો બાંહ્ય,
થીરાનું છે સાચું રે, તરવાનો કહે આરો. દેહ૦ ૫

## કાફી ૧૯ મી.

સ્નેહ નથી એને રે, વિચારો તે વાત આજે;
સમજો સમજાવું રે, તમારા ભલા કાજે. ટેક. ૧
દેહનો મિત્ર તો દઈ દેખાડી, જે જૂઠામાં જૂઠો સંગી;

---

" संसारसागरे मग्नमुत्तारयति यो ध्रुवम् ।
कोऽन सेवेत तं लोके मर्त्यो मरणधर्मवान् ? "

સંસારસાગરમાં ડૂબેલાને જે નિશ્ચય તારે છે, એવા ઈશ્વરને મરણ ધર્મવાળો ક્યો મનુષ્ય ન સેવે?" ગીતાનું વેણ—" श्रेयान्स्वधर्मो विगुणः " — " ગુણ વગરનો પણ સ્વધર્મ શ્રેષ્ઠ છે " એવું ભગવદ્ગીતાનું વચન. મરણ ધર્મ એ વિગુણ ( ગુણ રહિત ) છે એતો દેખાડેલુંજ છે.

૪ મરણ કોઈ પ્રકારે છૂટતું નથી તે વિષે કહે છેઃ છોડાવનાર ઇ૦— એ મરણ ધર્મ એવો છે કે તે છોડાવનારથી છૂટતો નથી. ફેલટો ઇ૦— એ દેહની પુષ્ટિને અર્થે જે અન્નપાનાદિક ખવરાવ્યું હોય છે તે પણ પાછું મળતું નથી!

૫ કાંઈ નથી ઇ૦—દેહની માંહે કાંઈ સારૂં નથી, એમ કહેવું પડશે. બૂડતાની ઇ૦—તને મોહ તજે, એટલુંજ નહિ, પણ જે એવા મોહ વડે ડૂબતો હોય તેનો હાથ પકડીને તેને પણ બચાવો. ૧ એને—એ દેહને.

જેના વિના એને નવ ચાલે, પળ વિપળના પ્રસંગી,
આજ કહું એવો રે, વ્યર્થ ન આવો વાજે. સ્નેહ૦ ૨
જન્મતાં કે પંચ માસ પહેલાં, કે તેથી પહેલાં હોય સાર;
તેને તો કારજ કાંઇ નથી આંહી, દેહના મિત્રનો જાણવો સાર,
જૂનામાં મહાજૂનો રે, દેહ જુઓને ત્યાજે! સ્નેહ૦ ૩

---

૨ જીવને દેહનો મિત્ર કલ્પીને કહે છે: દેહનો ઇ૦. પળ ઇ૦—જે એ મિત્રો પળ વિપળના પ્રસંગી છે—પળે પળે અને વિપળે વિપળે જેમને પરસ્પર પ્રસંગ પડે છે. એવો—એવો મિત્ર.

૩ જીવ અને દેહની મિત્રતા ક્યારથી છે તે બતાવે છે: જન્મતાં ઇ૦-કેટલાક કહે છે કે દેહનો જન્મ થવાની સાથેજ જીવ તેમાં પ્રવેશ કરે છે. કેમકે જન્મ પેહેલાં તેને શ્વાસોચ્છ્વાસ ચાલતો હોતો નથી માટે જ્યારથી પ્રાણવાયુ દેહમાં પ્રવેશ કરે ત્યારથી જીવનો પ્રવેશ માનવો યોગ્ય છે. લોકોમાં પણ મરનારના પ્રાણ ગયા એમ કહેવાય છે, માટે પ્રાણ એજ જીવનું સ્વરૂપ છે. બીજા કેટલાક એમ કહેછે કે પ્રાણ તો વાયુ છે માટે જડ છે; એ જડને જીવ માનવો એ ખોટુ છે. વળી જન્મતાં પેહેલાં ગર્ભનું ચલનવલન પાંચમા માસથી થવા લાગે છે, માટે પાંચ માસનો ગર્ભ થયા પછી જીવ તેમાં પ્રવેશ કરે છે એ માનવું સયુક્તિક છે. ભાગવતાદિ શાસ્ત્રોમાં પણ પાંચમે માસે ગર્ભમાં જીવ પ્રવેશ કરે છે એમજ કહેલું છે. કેટલાક વળી એમ કહે છે કે ગર્ભ પાંચમે માસે ચલનવલન પામે છે તેટલા ઉપરથી તેમાં જીવનો પ્રવેશ થયો એમ અનુમાન કરવું સયુક્તિક નથી: કેમકે વાયુ વગેરેના યોગથી પણ ચલનવલન તો થાયછેજ. પરંતુ ગર્ભની ઉત્તરોત્તર વૃદ્ધિ થવી તે જીવ વગર થઇ શકતી નથી. વળી ગર્ભાશયની ગરમીમાં નિર્જીવ પદાર્થ વર્ધમાન દશામાં જેવોને તેવો રહી શકે નહિ, કેમકે બીજા નિર્જીવ પદાર્થ શરીરની ગરમીથી કોહી જતા કે પાચન થઇ જતા જાણવામાં છે. માટે જ્યારથી ગર્ભ ઉત્પન્ન થયો ત્યારથીજ જીવ તેમાં હોવો જોઇએ, એ અનુમાન વધારે સયુક્તિક છે. એટલા ઉપરથી માતાપિતાના વીર્ય સંયોગ વખતેજ જીવ તેમાં પ્રવેશ કરે છે એમ માનવું જોઇએ. કેટલાક જીવને તેથી પણ પેહેલાંનો દેહના સંબંધવાળો માને છે: તે એમ તકરાર લાવે છે કે વીર્યસંયોગકાળે જીવ તેમાં

જીવ ને દેહ તો જોડાઈ રહેછે, એક બળે ને એક ઉડી જાય;
કોઈ કોઇનો સંગી નવ થાયે, કે દુઃખ વેળાયે ન કરે સાંય,
જોવો જીવ તેવો રે, આવો દેહ પર દાઝે! સ્નેહ૦ ૪
જીવનો સંગી એ નવ થાતો, તો પછે તમારો શો થાય?
આશા અળગી મૂકીને બેસો, મારો મારો કહેનારા પસ્તાય,
ધીર ધરે ધારણ રે, વસે નિવૃત્તિ રાજે. સ્નેહ૦ ૫

## કાફી ૨૦ મી.

ઉપાય એક દાખું રે, તારે તો કામ તે આવે;

---

પ્રવેશ કરે છે એમ માનવાને કાંઈ પ્રમાણ નથી; કેમકે જો વીર્યસંયોગકાળે જીવ તેમાં પ્રવેશ કરે અને તે પેહેલાં વીર્યમાં જીવ ન હોય તો સંયોગકાળ સુધી તેણે વાટ જોઈને કયા સ્થળમાં બેશી રહેવું? ઘણા જીવો ઘણા સંયોગકાળની વાટ જોઇને બેશી રહ્યા હોય તો સંયોગકાળે ગર્ભમાં પ્રવેશકરવાને જીવોની પડાપડી થાય છે કે કોઇ નિયંતા તેને બળાત્કારે કેદીની પેઠે પ્રવેશ કરાવે છે? ઇત્યાદિ પ્રશ્ન પરંપરા ઉપજવાથી સંયોગકાળે જીવ પ્રવેશ કરે છે એમ માનવામાં વાત લાંબી વધી જાય છે માટે વીર્યમાંજ જીવ છે એમ માનવું સયુક્તિક છે. એજ રીતે વીર્યમાં નહિ પણ અન્નજળાદિમાં જીવ છે એવી પણ કલ્પનાઓ કરેલી છે. માટે ધીરો કહે છે કે ગમે તો તેથી પણ પેહેલાંનો જીવ દેહના સંબંધવાળો ભલે હોય! તેને ઇ૦—તે જીવ તો નિર્વિકાર, નિર્લેપ, એવા ગુણવાળો હોવાથી તેને તો આંહી (આ શ્લોકમાં) કાંઇ કારજ નથી; પણ દેહના મિત્ર તરિકે એ શું કરે છે તે સાર જાણવો છે. તે સાર કહે છે: જૂનામાં ઇ૦—તે દેહનો જૂનામાં જૂનો મિત્ર છે છતાં દેહ તેને તજે છે તે જુઓ!

૪ જોવો ઇ૦—જીવને પણ તેવોજ જોવો. કેવો જોવો? આવો ઇ૦—તે દેહ પર આવો (આ પ્રકારે) દાઝે છે! અર્થાત્ એમાંથી કોઇ કોઇનો સંગી થતો નથી, એવો દાઝે છે! મતલબ કે કોઇ કોઇને માટે દાઝતું નથી! ૫ એ—એ દેહ. રાજે—રાજ્યે—નિવૃત્તિરૂપી રાજ્યમાં.

કરી જોવા વિચારે રે, ફરતાં તો ત્યારે ફાવે. ટેક. ૧

ચંચળમાં ચંચળ તુંને જણાયો, દેહ નાશ થવાને કાજ;
કાંઇક પ્રતીત થઇ હશે હાવાં, એણે રોળી નાખ્યાં ઘણાં રાજ,
કહું ત્યારે હું તુજને રે, ભક્ષણ કરય જો ભાવે. ઉપાય૦ ૨

તુંને તો એ તજી જવાનો નિશ્ચે, એમાં તલમાત્ર નથી કાંઇ જૂઠ;
તારા દેહને એમ તું દમને, જા ચાલ્યો જા તું ઊઠ,
નથી હું પસ્તાતો રે, લક્ષ એવું જો લાવે. ઉપાય૦ ૩

એ તુંને મૂકીને જાય જે પહેલાં, તે પહેલાં તું કરને વિચાર;
હુંજ એને મૂકીને જાઉં, થઇ મરજીવો નિરધાર,
મરડ જશે એનો રે, સપડાશે એ દાવે. ઉપાય૦ ૪

---

૧ કરી જો૦—તું તે ઉપાયને કરી જોવાને વિચારે તો. ૨ ચંચળ—ક્ષણભંગુર. ભક્ષણ ક૦—એવી રીતે દેહને નાશવંત જાણ્યા પછી જો તને ખાવું ભાવતું હોય તો ખા. એ વિષે એક વિદ્વાન્ કહે છે કે—

" मस्तकस्थायिनं मृत्युं यदिपश्येदयं जनः ॥
आहारोपि न रोचेत किमुताकृत्यकारिता ? "

અર્થ—" જો મોત માથા ઉપર રહેલું છે એમ આ લોકો જાણે તો તેમને ખાવાનું પણ ન ભાવે, તો પછી નઠારાં કામ તો કેમજ કરે ? "

૩ તારા દેહને દ૦—જો એ દેહ તને છેવટે તજીને જવાનો છે, ત્યારે ઉઠ, જા, તુંજ એના વૈભવને પડ્યા મૂકીને ચાલ્યો જા, અને એમ કરીને તું એને દમન કર. અર્થાત્ જે જવાનોજ છે તેના ઉપર સ્નેહ કરીને તેનું લાલનપાલન શું કરવા કરવું ?

૪ મૂકીને જાઉં—(નિર્વિકલ્પ સમાધિમાં ). ભર્તૃહરિ પણ એવુંજ કહે છે કે—

મારૂં માન્યામાં મોંઘી વસ્તુ મળશે, ધ્યાનમાં ધારજે તુંય;
ખરેખરૂં તત્વ કહી મેં દાખ્યું, ન સમજીશ શુંયનું શુંય,
ધીરાનું માન્ય સાચું રે, અવતરવાનું નવ આવે! ઉપાય૦ ૫

## કાફી ૨૧ મી.

કાયા રૂપી કાચબો રે, કેવો તારો થઈ રહ્યો;
સ્વરૂપ શોધ એનું રે, સત્ય બોલ મેં તો કહ્યો. ટેક. ૧
સંસાર સાગર માંહે પડયો છે, તારો કાયારૂપી કાચબો જાણ;
તૃષ્ણારૂપી બખોલ મોટી જોઇ, માંહી ભરાઈ બેઠો નિર્વાણ,
ન નીકળે તે તો રે, વારિમાં તે જાણે વહ્યું. કાયા૦ ૨

---

" अवश्यं यातारश्चिरतरमुषित्वापि विषया
वियोग को भेदस्त्यजति न जनो यत्स्वयममून्
व्रजंतः स्वातंत्र्यादतुलपरितापाय मनसः
स्वयं यक्ता ह्येतशमसुखमनंतं विदधाति ॥ "

અર્થ—" દેહાદિક વિષયો ઘણા કાળ રહીને પણ જ્યારે ત્યારે અવશ્ય જવાના તો છેજ, અને માણસ પોતેજ પોતાની મેળે સમજીને તેને છોડીદે તોપણ જવાના છે; ગમે તે પ્રકારે વિષયોનો વિયોગ તો થવાનોજ. ત્યારે એ બન્ને વિયોગમાં શો ફેર છે કે જેથી મનુષ્ય તેને પોતાની મેળેજ છોડી દેતો નથી? તે ફેર હું કહું છું: જો વિષયો પોતાની મેળેજ જાય તો તેથી મનને અપાર પરિતાપ થાય છે; પણ મનુષ્ય પોતાની મેળેજ તેમને છોડી દે તો તે અનંત શાંતિસુખ આપે છે!

૫ મોંઘી વસ્તુ—મોક્ષ. ન ઇ૦—કાંઇને ઠેકાણે કાંઈ સમજીશ નહિ, અર્થાત્ દેહ તજવો એટલે આત્મઘાત કરવો. એમ કહેવાનો મારો હેતુ નથી! ધીરાનું કહેલું સાચું માનવાથી શુ ફળ થાય? અવતરવાનું ઇ૦—તેથી અવતરવાનું આવે નહિ—ફરી જન્મ લેવો પડે નહિ!

૧ દેહને કાચબાનું રૂપ આપીને વર્ણે છે: કાયા ઇ૦—તારો કાયારૂપી કાચબો કેવો થઇ રહ્યો છે! ૨ વારિમાં ઇ૦—તે પાણીમાં વહી જાણે છે—સંસારનાં કાર્ય કરી જાણે છે.

શોધનાર તો શોધી મરે પણ, દેખાયે નવ લગાર;
ઊંડે ઊંડું પેસવાને વિચારે, જાણે સંતાઇ રહ્યામાં ભાર,
સાહે કોઇ સંતજ રે, લક્ષણ તેનું તો મેં લહ્યું. કાયા૦ ૩
હાથ પગ સંકોચી દે અતિશે, દીનરૂપ દેખાયે અપાર;
કઠણમાં કઠણ અતિ દર્શે, ભીંતર પોચાતણો ભંડાર,
સમજણ નહિ સાચી રે, રાઢયે મન જાયે રહ્યું. કાયા૦ ૪
તારણહારો કોણજ તેને, મળી આવે મહાસંત;
મરજીવો કરી દેઇ સાગરમાં મૂકે, એવું સારૂં કોણ કહંત,
ધીર શીખામણ આપે રે, કહેવાનું તે તો કહ્યું! કાયા૦ ૫

## કાફી ૨૨ મી.

મમત શેનો માણે રે, મારૂં મારૂં ભાખી;

---

૩ શોધનાર ઇ૦—ઉંડા પાણીમાં પડેલો કાચબો જેમ શોધનારને દેખાતો નથી તેમ સંસારમાં પડેલા દેહને મુક્ત પુરૂષો શોધે છે પણ દેખાતો નથી. ( જેમ દોરડી દેખીને સાપનો ભ્રમ જેને થયો હોય તેના કહેવા પરથી કોઇ ભ્રમ વિનાનો માણસ દીવો લેઇને સાપ શોધે પણ તે તેને જડે નહિ તેમ ). ઉંડે ઉંડું ઇ૦—કાચબો જેમ પાણીમાં ઉંડોઉંડો ઉતરતો જાય છે તેમ મનુષ્ય પણ દિવસાનુદિવસ સંસારમાં વધારે ગુચાતો જાય છે. સાહે ઇ૦—જેમ કાચબાને કોઇ જાણનારો પકડે છે તેમ કોઈ સંત પુરૂષ તેવા દેહને પણ પકડીને તેને ઉપદેશ કરે છે.

૪ હાથ પગ ઇ૦—કાચબાને પકડે ત્યારે તે હાથ પગ સંકોચીને દીન સરખો દેખાય છે તેમ સંત પુરૂષના આગળ સંસારી જન પણ વિનયથી દીન જેવો દેખાય છે તથા કાંઇ દાન આપવાનું હોય તો હાથ સંકોચે છે અને કાંઇ તીર્થાટનાદિ કરવાનું હોય તો પગ સંકોચે છે. તેમજ કાચબો જેમ પીઠ ઉપરથી અતિ કઠણ દેખાય છે તેમ સંસારી પણ ધર્માદિક કાર્ય પ્રતિ બહુ કઠણ અને અંદરના કામ ક્રોધાદિક આગળ બહુ પોચો જણાય છે. રાઢયે ઇ૦—સંસારના કજિયામા તેનું મન રહે છે. સાગરમાં—મુક્તિ સાગરમાં.

નદીતીરે જઇ જોને રે, કો સંત રાખી સાખી. ટેક. ૧
કાંઠે ઊભો રહી જો અવલોકે, તો નદીમાં જણાયે આમ;
ઘણાં ઘણાં કાષ્ઠ આવે તણાઇ, તરૂવરની જાતિ તમામ,
ત્યારે તું વિચારે રે, શાંત તારૂં મન રાખી. મમત૦ ૨
આ કાઠ જેવી છે કાયા અમારી, જેમ એ તણાએ અવિચાર;
તેમ નદીમાં આ તો તણાશે, દેહ રૂપીઓ કાષ્ઠ નિરધાર,
બચશે નહિ બેળે રે, વાત સાચી મેં ભાખી. મમત૦ ૩
જે કાઠ તેં તો તણાતો જોયો, તે તો કંઇક કઠણ છે જાણ;
તારો દેહરૂપી કાઠ એથી નરમ છે, કેટલાંક આપું પ્રમાણ,
વેગે તો તણાશે રે, ચોટ જોને તું ચાખી. મમત૦ ૪
ઘણા ઘણા ગુમાન કરે પણ, તેથકી કહો શું થાય;
તાણમાં તણાવું એ તો છે નકી, જોત જોતામાં જીવ જળ જાય,
ધીરજ નવ ચાલે રે, ધારે તો દીધું દાખી ! મમત૦ ૫

## કાફી ૨૩ મી.

જે જે કામ ધારે રે, દ્દઢ તારા મનથકી;
તે તો સહુ નિષ્ફળ રે, નથી રહેવાનું કોઇ ટકી. ટેક. ૧
પુણ્યની પાજો અનેક તેં બાંધી, મોટી મોટી નદીની માંય;
તેં જાણ્યું કે સ્થિર આ તો થઇ છે, કાળનું કૃત્ય જોજે ત્યાંય;
કશું નવ દેખીશ રે, નાણી કહું હું તો નકી. જે જે૦ ૨

---

૩ બેળે—બળાત્કારથી. અર્થાત્ મૃત્યુ રૂપી નદીમાં તણાતો દેહરૂપી કાઠ બચવાનો નથી. ૫ જોત જોતામાં ઇ૦—મૃત્યુ નદી જીવ રૂપી જળને વહી જાય છે. ૧ ભલાભૂંડા સર્વેને મોત છોડવાનું નથી એવો ઉપદેશ કરે છેઃ જે જે ઇ૦. ૨ પુણ્યની—પુણ્યરૂપી. કશું ઇ૦—અર્થાત્ તે પુણ્ય પણ નાશ પશે.

પાપના પોટલા ભારે ભરીશ તો, કાળજું કપાશે અપાર;
ભુંડો ભુંડો લોક કહેશે તથાપિ, તેનો નાશ થશે નિરધાર,
ન નરતું ને સારૂં રે, કંઇ પણ રહેશે ટકી. જે જે ૩
નીરાંતે વસવું તો સહુ સારૂં કર, દુઃખી થવું તો દુર્ગુણ ધાર;
બેમાંનું એક નથી રહેવાનું, આખર જવાનો કરણહાર,
સાચે સાચું ભાખ્યું રે, ખૂરૂં નવ જાણું બકી. જે જે૦ ૪
વિશ્વાસ વિશ્વંભરનો તું ધરજે, કને માનજે છે કિરતાર;
ન કરંદા ને નહિ હલંદા, સર્વે જવાના સંસાર,
ધીર ધર ધીરજ રે, છતે નવ જઇશ છકી! જે જે૦ ૫

## કાફી ૨૪ મી.

વાયુ વાય વેગે રે, તે તો સહુને જણાયે;
દીવો થાય જાયે રે, સમય તેનો ગણાયે. ટેક. ૧
મન જાય ને વળી પાછું આવે તે, જણાઇ જાયછે જાણ;
વિચારીને વસમું નથી એ તો, પાધરૂં કાઢે પ્રમાણ,
ગણીને ગતિ કહેતા રે, નામું ઠામું તો થાયે. વાયુ૦ ૨
પણ તારૂં શરીર તો જેહ જવાનું, તેનું નામું ન કાંઇ કરાય;
ગણના તો એની મહામહાકપરી, ગણના ગણનારો મરી જાય,

---

૪ નીરાંતે ઇ૦—જો નીરાંતે રહેવું હોય તો સહુનું સારૂં કર, અથવા સર્વે સારાં કામ હોય તે કર. કરણહાર—સારાં કે માઠાં કામનો કરનાર.

૫ ન કરંદા ઇ૦—જે કરંદા (કરનાર) અને હલંદા (હાલનાર) એ કોઈ રહેવાના નથી; સંસારમાં આવ્યા તે સર્વે જવાના છે.

૨ ગણીને ઇ૦—મનની ગતિ ગણીને વિચારવંત પુરૂષો કહેછે તથા તેનું નામું ઠામું (નોંધ) પણ થઇ શકે છે.

એની ગતિ ગાઢી રે, ગણનારા તો વંચાચે. વાયુ૦ ૩
વાયુ દીપક અને મનકેરી ગતિને, ગણનારા મળે અનેક;
પણ શરીર જાય તેનો કોઇએ કર્યો નથી, વાણીવડેજ વિવેક,
કેવી ગતિ તેની રે, સહુ કાચે પાચે! વાયુ૦ ૪
એવું છે માટે વિચારજે વાતો, આ તો ચેતવાને કહ્યો સાર;
સમજીશ તો સારૂં તારૂં થાશે, નીકર જમડાનો ખાઇશ માર,
ધીરાને નથી કાંઈ રે, સાચાને તો એ સાંચે. વાયુ૦ ૫

## કાફી ૨૫ મી.

પહેલું તને સમજાવું રે, સમજ શાણપણું કરી;
છે મોહ એક વસ્તુ રે, તેને તો જોને ધ્યાને ધરી. ટેક. ૧
નર રૂપે જગત માંહે ગવાચે, તે તો ધરતો નારીનું રૂપ;
મદિરાબાઇ તો ત્યારે કહેવાચે, થતો તનમનમાં તદ્રૂપ,
તુંને પછી પાચે રે, મદિરાથી જાને મરી. પહેલું૦ ૨
એને એની ચિંતા નવ કાંઈ, જ્યાં તેં પીધી મદિરા પૂર;
એટલે અકૃત્ય એ તો કરાવે, જે છે મહાક્રૂરનો ક્રૂર,
દયા નહિ દિલમાં રે, તજાવે બેસવાનું ઠરી. પહેલું૦ ૩
વિશ્વાસ નવ કરવો જે જાગે, ત્યાંહે કરાવશે વિશ્વાસ,
ડૂબાડીને તો દેશે તુજને, વિધ વિધ વધારશે આશ,
ધિઃકારાવશે તુજને રે, સાચી વાત કરી પરી. પહેલું૦ ૪
મોહકેરાં રૂપ મેં તો ભાખ્યાં, નર નારીનાં જાણ;
સમજવું હોચે તો સમજી જા, નીકર આવી પડી જાણ હાણ,

---

૧ દેહ હું છું એવો મોહ તજાવવાને મોહનું સ્વરૂપ કહે છેઃ પેહેલું ઈ૦. નર રૂપે ( 'મોહ' નરજાતિનો શબ્દ છે માટે ).

પ્રાણ લેશે ધીરજ રે, માટે જાને એથી ડરી. પહેલું૦ ૫

## કાફી ૨૬ મી.

મારે છે કોણ તુજને રે, તે તો સહુ સમજાવું;
મારનાર દેખાડું રે, કહી ન દેશે કો આ'વું। ટેક. ૧
માન અપમાન જે મોઘાં માન્યાં તેં, અભિમાન ને મોહક માન;
એવાં એવાં અનેક કરચ ટોળે, જેનું તું કરેછે સનમાન,
તે તો તને મારે રે, સાચાબોલો નહિ ભાવું. મારે૦ ૨
માનાપમાન એ કલ્પના કરાવે, જૂઠા લાભ જણાવે જાણ;
તારા મનને ખેંચી નાખે છે તેમાં, નીચ વિચારે તો નિર્વાણ,
વિશ્વાસ બંધાવે રે, કેમ મોટો હું કા'વું. મારે૦ ૩
સાચા જૂઠાનું કાંઈ પડ્યું નવ, સંત મહંતની નવ વાત;
જેના તેના પર વિશ્વાસ કરવો, છે ખરેખરી તેમાં ખ્યાત,
વંઠી જાય એમજ રે, ધરે છે ધ્યાનમાં ધાવું. મારે૦ ૪
સંત ઉપર વિશ્વાસ ન રાખે, અસંતને અરપે અપાર;
તે દાન તુંને ડૂબાડે છે નિશ્ચે, મોકમ ખવડાવે માર,
સમજ ધર ધીરા રે, સાચે સાચું તો ગાવું. મારે૦ ૫

## કાફી ૨૭ મી.

લટકે જેમ પાંદડું રે, વૃક્ષ ઉપર અવળું;

---

૫ પ્રાણ૦—ધીરો ભગત કહે છે કે એ પ્રાણ લેશે. ( 'જ' અવ્યય છે. ). અથવા એ મોહ પ્રાણ અને ધીરજ બન્ને વાનાં લેશે.

૧ કહી૦—આવું ( મારા જેવું ચોખ્ખું ચટ ) કોઈ કહી દેશે નહિ.
૩ અનેક કલ્પનાઓનું મૂળ માનાપમાન છે: માનાપમાન૦.

છે તારે સહુ તેવું રે, જાણીશ ન કંઇ સવળું. ટેક. ૧

ઉંધે માથે તું લટક્યો ઘણા દિન, જેમ વૃક્ષનું લટકે પાન;
છતો થયો ત્યારે છતમાં તું આવ્યો, પછે કહેવડાવતો તું ગુણવાન,
વિચારી જો વેગે રે, વાંકામાં વાંકું તારૂં વળું. લટકે૦ ૨

વચારે વાયુ જો આવે કદાપિ, તો તો તોડીપાડે પત્ર સાર;
વાયુ ન આવ્યો તો રહે વળગી કંઇ, પાનખર ઋતુનો પામી પાર,
ટકી રહે વળી ત્યારે રે, સોબતીને તું તો મળું. લટકે૦ ૩

પેરે પેરે જ્યારે પાકી જાયે ત્યારે, કટ લઇ તૂટી જાય;
જો ચિનગારી નીચે પડી અગ્નિની, તો તો તેમાં સળગે તેની કાય,
કે ઉરાડી જાય વાયુ રે, તૃણાથી તો ત્યારે ટળું. લટકે૦ ૪

પાણીમાં પડું તો પાથર થાયે, પડું ભૂમિપર તો લાગે ભાર;
ભેગું કરીને કોઇ સળગાવે, માનવપત્ર તું કંઇક વિચાર,
સાચું કહ્યું સર્વે રે, ધીર ન ખોટે હું તો વળું. લટકે૦ ૫

## કાફી ૨૮ મી.

પરપોટા જોયા પહોળા રે, મોટાને વળી કોઇ નાના;
થતા ને જોયા ફૂટ્યા રે, લપાઇ રહે કંઇ છાના. ટેક. ૧

કોક તો જોતાજોતામાં ફૂટે, કોક ભ્રમણમાં ફરતા અપાર;
તોય જ્યારે ફૂટે નહિ ત્યારે, વિધ વિધ થાતો વિચાર,
ફેવો છે એ મજબૂત રે, બાકી નથી કંઇ બા'નાં. પરપોટા૦ ૨

એવામાં ભ્રમણ કો મોટું આવે તો, ટપ લઇ તૂટી જાય;
ફૂટી ગયો ફૂટી ગયો એવું, જોનારા કહી દુઃખી થાય,

---

૨ વળું—તારૂં વળ (અર્થાત્ સ્વભાવ) સહુથી વાંકું છે. ૫ માનવ
૪૦ કંઇ માનવ પત્રને ભેગું કરીને સળગાવે છે. અથવા હે માનવરૂપી પત્ર!
૧ દેહને પાણીના પરપોટા સાથે સરખાવે છે. પરપોટા ઇ૦.

નવો એવે નીપને રે, હશે દીન તો દાના.  પરપોટા૦ ૩

નવો થાયે અને તર્ત ફૂટે ત્યારે, ન લાગે લોકને કાંઇ,
ત્યારે તો ટકવામાં તાનો ભરાયે, કાંઇ જૂઠું નથી એ માંઇ;
વિચારીને જો જો રે, વેળાતણાં એ વાનાં.  પરપોટા૦ ૪

ચિત્ત પરોવ્ય એ પરપોટા જોઈ, તારી ગતિ એવી નિરધાર,
રજ માત્ર ફેર નથી કાંઈ એમાં, પૂરો પામી જો તું પાર,
છે ડાહ્યામાં ડાહ્યાં રે, નથી ખોટાં ધીર ગાનાં.  પરપોટા૦ ૫

## કાફી ૨૯ મી.

દેહ કોને તારે રે, તે તો હવે દેખાડું;
સમજે તો સમજાવું રે, સાચી સમજ પાડું.  ટેક. ૧

હું હું જે કહેવાઉં છું જગમાં, તે હું દેહ નથી નિરધાર;
એવું મનમાં જે દઢ વિચારે, તે પામી જાતા પાર,
વાર ન લાગે રે, આવે નવ કંઇ આડું.  દેહ૦ ૨

દેહકેરો તો હું નથી નિશ્ચે, એવો દઢ કરે વિચાર;
રજ માત્ર જો ફરે નહિ તો, સમજી જાય સાચો સાર,
તરી જાય તર્તજ રે, અવળાનો થાય ઉજાડું.  દેહ૦ ૩

આ દેહ તો મારો નથી એવું, સમજે સંતને સુખ;
તે સમજણને તો ધરતો દિલમાં, પૂર્ણાનંદી તે પામે સુખ,

---

૪ વેળાતણા૦—અર્થાત્ એ સધળાં કાળ. તે હોય છે. ૫ નથી૦—ધીરો કહે છે કે આ ગાનાં ( ગાયન—પદ ) ખોટાં નથી. લેશ.

૩ દેહકેરો૦—હું દેહ નથી એટલુંજ નહિ, પણ હું દેહનો ( સંબંધી ) પણ નથી. અવળાનો૦—જે જે અવળી વાતો છે તેનો તે નાશ કરનારો થાય છે.

સાચો સાચો કહેવાયે રે, ભરે નહીં તે ભાડું. દેહ ૪

એવી સાચી સમજણથી જોતું; ચિત્ત ઠરી ગયું હોય જાણ;
ઉત્તમમાં ઉત્તમ કાયા છે તેની, ધરચાકેરૂં ન થાય પ્રમાણ,
નીવડ્યો નર તે તો રે, ધીર માને નવ ધાડું. દેહ૦ ૫

## કાફી ૩૦ મી.

કાયા ધરી ધીરે રે, વર્ણન તેનું આજ કર્યું;
સાચેસાચું આજે રે, કહેવાને તો ચિત્તમાં ધર્યું. ટેક. ૧

કારમી કાયાવાળો હું છું નિશ્ચે, મુજમાં માયાનું છે મંડાણ;
જાયા તો છવતી છે હજી મારી, જેનાવડે કમાયા લાણ,
તોય નિંદુ કાયા રે, હેત નથી એનું હર્યું. કાયા૦ ૨

કાયા કેવી અને માયા કેવી તે, સમજી ગયો સાંઇની પાસ;
સ્વરૂપની ઓળખ થઇ જ્યારે, તૂટ્યા ત્રિવિધિના ત્યારે ત્રાસ,
આશ રહી અળગી રે, પાશથકી મનડું તર્યું. કાયા૦ ૩

મારા જેવું કરો એવું હું ભાખું, ભલે ભોગવો ભરપૂર ભોગ;
હું ને મારૂં કેરો તમે ટાળો, સદ્ગુરૂ વૈદ્યથી રોગ,
પછે રમો રંગે રે, વિઠલનું તો જાણો વર્યું. કાયા૦ ૪

ધિંગડમલ ધીર ધીરજે થાશો, સદ્ગુરૂના સાહી પાદ;
કાયા વાડી કદી નહિ કરમાશે, પામશો પૂરો જ્યારે પ્રસાદ,
ધીરા થશો હીરા રે, ફિર નહિ રહેશે ડર્યું. કાયા૦ ૫

સમાપ્ત.



---

૪ પૂર્ણાનંદી—પૂર્ણ આનંદવાળો. ભરે નહિ—તે સંસારમાં મિથ્યા દેહપોષણરૂપી ભાડું ભરે નહિ—અર્થાત્ તેની દેહનું પોષણ સાર્થક છે.

૨ જાયા—સ્ત્રી. ૩ પાશથકી (માયાના પાશથી). ૫ ધીર કહે—ધીરો કહે છે કે પણ ધાડું (મોટો અજ્ઞાની સમુદાય) આ વાત માનતો નથી!